પ્રકાશન નં. ૧૭૯

# ઉસ્વએ રસૂલે અકરમ

## સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમ્

### ગ્રંથ પહેલો

લેખક : હઝરત આરિફ બિલ્લાહ
ડોકટર મુહમ્મદ અબ્દુલ હય સા. (મ. ઝિ.)

અનુવાદક : અબ્દુલ કાદિર ફાતીવાલા



પ્રકાશન વિભાગ :
દારુલ ઉલૂમ અરબિય્યહ ઈસ્લામિય્યહ ભરૂચ,
મહમૂદનગર, મુા. પો. કંથારીઆ—૩૯૨ ૦૧૫
તા. જિ. ભરૂચ (ગુજરાત—ઈન્ડિયા)

પ્રકાશન નંબર ૧૭૯

# ઉસ્વએ રસૂલે અકરમ

સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ

## ગ્રંથ પહેલો

લેખક

હઝરત આરિફ બિલ્લાહ

ડોક્ટર મુહમ્મદ અબ્દુલ હય સાહબ (કુ.સિ.)

ખલીફએ મુજાઝ

હઝરત હકીમુલ ઉમ્મત મૌલાના

શાહ મુહમ્મદ અશરફઅલી સાહબ થાનવી (કુ.સિ.)

અનુવાદક

અબ્દુલકાદિર ફાતીવાલા

**પ્રકાશક**

પ્રકાશન વિભાગ

દારુલ ઉલૂમ ભરૂચ, મહમૂદનગર

મુ.પો. કંથારીઆ - ૩૯૨ ૧૬૨

તા. જિ. ભરૂચ (ગુજરાત)

☎ : (02642) 36786 / 41480

**પ્રકાશન વર્ષ**

પ્રથમ આવૃત્તિ

હિજરીસન ૧૪૧૪

ઈસ્વીસન ૧૯૯૪

બીજી આવૃત્તિ

હિજરીસન ૧૪૨૦

ઈસ્વીસન ૨૦૦૦



**'લકદ કા-ન લકુમ ફી રસૂલિલ્લાહિ ઉસ્વતુન હ-સ-નહ.'**

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની જિંદગી તમારા માટે બેહતરીન નમૂનો છે. (સૂરએ 'અહઝાબ' આયત : ૨૧)

## 'લાઈલા-હ ઈલ્લલ્લાહુ મુહમ્મદુર્રસૂલુલ્લાહ'

**બલગલ ઉલા બિ કમાલિહી**
**કશફદ્દુજા બિ જમાલિહી**
**હસનત જમીઉ ખિસાલિહી**
**સલ્લૂ અલયહિ વ આલિહી**

[હઝરત શૈખ સા'દી (રહ.)]

صلى الله عليه وسلم

## કાવ્ય રૂપાંતર

**પરિપૂર્ણતાની આણથી, છે જેહ પહ્રિ ઉચ્ચતર,**
**છે જેહ કાન્તિને પ્રતાપે તિમિરતાનું રાજ્ય સર,**
**સદ્‌ગુણ છે પ્રત્યેક જેના શ્રેષ્ઠતર ને દિવ્યતર,**
**સલવાત હોજો તેહ પર ને તેના પરિવાર પર,**

['મુનાદી']

# આધાર ગ્રંથો

| કિતાબ | કર્તા |
|---|---|
| ❑ કુર્આન મજીદ | કલામે ઈલાહી |
| ❑ સહીહ બુખારી શરીફ | |
| ❑ શમાઈલે તિરમિઝી શરીફ | |
| ❑ ખસાઈલે નબવી શર્હે શમાઈલે તિરમિઝી | શયખુલ હદીસ હઝરત મૌલાના મુહમ્મદ ઝકરિય્યા સાહબ (રહ.) |
| ❑ મિશ્કાત શરીફ | |
| ❑ જામિએ તિરમિઝી | |
| ❑ હિસને હસીન | |
| ❑ અલ–અદબુલ–મુફરમ | |
| ❑ મદારિજુન્નુબુવ્વહ | હઝરત શયખ અબ્દુલ હક મુહદ્દિસ દહેલ્વી (રહ.) |
| ❑ કિતાબુશ્શિફા | હઝરત કાઝી અયાઝ (રહ.) |
| ❑ ઝાદુલ મઆદ | |
| ❑ તબ્કાતે ઈબ્ને સઅદ | |
| ❑ સીરતુન્નબી (સલ.) | |
| ❑ તફસીરે બયાનુલ કુર્આન | હઝરત સૈયદ સુલયમાન નદવી (રહ.) |
| ❑ નશરુત્તીબ | હઝરત મૌ. અશરફઅલી થાનવી રહ. |
| ❑ ઝાદુસ્સઈદ | હઝરત મૌ. અશરફઅલી થાનવી રહ. |
| ❑ હયાતુલ મુસ્લિમીન | હઝરત મૌ. અશરફઅલી થાનવી રહ. |
| ❑ બિહિશ્તી ઝેવર | હઝરત મૌ. અશરફઅલી થાનવી રહ. |
| ❑ બિહિશ્તી ગૌહર | હઝરત મૌ. અશરફઅલી થાનવી રહ. |
| ❑ કસરતુલ અઝવાજ લિસાહિબિલ મે'રાજ | હઝરત મૌ. અશરફઅલી થાનવી રહ. |
| ❑ મઆરિફુલ હદીસ (મુકમ્મલ) | હઝરત મૌલાના મુહમ્મદ મનઝૂર નુઅમાની (રહ.) |
| ❑ તર્જુમાનુસ–સુન્નહ | હઝરત મૌલાના સૈયદ બદરે આલમ સાહબ મુહાજિરે મદની (રહ.) |

# અનુક્રમણિકા



## વિભાગ પહેલો

(પ્રારંભિક પ્રકરણો)



## વિભાગ બીજો

(અખ્લાકની ભવ્યતા)

## વિભાગ ત્રીજો

### ખૈરુલ બશર રહમતુલ્લિલ આલમીન સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની જીવન પધ્ધતિની વિશિષ્ટતા

## વિભાગ ચોથો

### ઈમાનિયાત

# પ્રવેશક

**આલી મર્તબત જામિએ શરીઅત વ તરીકત હઝરત મૌલાના મુફતી**

## મુહમ્મદ શફીઅ સાહબ (રહ.)

**મુફતીએ આ'ઝમ, પાકિસ્તાન,**



**બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ**

**અલ્હમ્દુલિલ્લાહિ વ કફા વ સલામુન અલા ઈબાદિ હિલ્લઝી નસ્તફા**

કુર્આને કરીમની અસંખ્ય સ્વયંપષ્ટ આયતો અને સહીહ હદીસો સાક્ષી છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની તાબેદારી અને આપના શિક્ષણ તથા સુન્નતોનું અનુસરણ જ માનવની પરિપૂર્ણ સુધારણાનો અકસીર ઉપાય છે. તેમજ દુનિયા અને આખિરતની પ્રત્યેક સફળતાની બાંહેધરી છે.

પરંતુ મોટા ભાગના લોકો, ઈતાઅત અને ઈત્તિબાઅને માત્ર નમાઝ, રોઝા વગેરે કેટલીક ઈબાદતોમાં સિમિત સમજી બેઠાં છે ! મુઆમલાત અને આપસના હકો, ખાસ કરીને આદતો, વર્તણૂકો તેમજ સામાજિક વ્યવહારના નિયમો વિશે કુર્આન અને હદીસના આદેશો તથા રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના શિક્ષણને સામાન્ય રીતે એવી રીતે સમજી લેવામાં આવે છે કે જાણે તે ન તો આ 'દીન'નો કોઈ ભાગ છે કે ન તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઈતાઅત કે ઈત્તિબાઅ સાથે એને કોઈ પ્રકારના સંબંધ છે !

પરિણામે ઘણાં બધા એવા મુસલમાનો પણ જોવામાં આવે છે કે જેઓ નમાઝ, રોઝા વગેરેના કારણે તો સારા એવા 'દીનદાર' કહેવાય છે, પરંતુ આપસના સંબંધો તેમજ સામાજિક વ્યવહાર અને પરસ્પરના હકોની અદાયગીના મામલામાં સદંતર ગાફિલ તેમજ અણસમજુ હોવાના કારણે ઈસ્લામ તથા મુસલમાનો માટે શરમ અને તિરસ્કારને પાત્ર હોય

છે, જેનું મુખ્ય કારણ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની તાલીમાતથી અજ્ઞાનતા તેમજ આપની આદતો, વર્તણૂકો, ખૂબીઓ અને સુન્નતોથી ગફલત છે.

અલ્લાહ તઆલાએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને એક મિસાલી નમૂનો બનાવીને મોકલ્યા છે અને લોકોને આ હિદાયત (સૂચના) આપી છે કે જીવનના દરેક ક્ષેત્રમાં, હર યુગમાં, હર હાલમાં તેમજ ઈબાદતો, મુઆમલાત, સામાજિક વ્યવહાર, રહેણી–કરણીમાં આ નમૂના પ્રમાણે પોતે પણ બને અને બીજાઓને પણ તે પ્રમાણે બનાવવાની ફિકર કરે.

'લકદ કાન લકુમ ફી રસૂલિલ્લાહિ ઉસ્વતુન હસનહ'
[સૂરએ 'અહઝાબ' : ૨૧]

(રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની
જિંદગી તમારા માટે બેહતરીન નમૂનો છે.)

– નો મતલબ આ જ છે. જાણે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સીરત અને શમાઈલ – જીવન ચરિત્ર અને આચાર, એક હેસિયતથી અમલી કુર્આન છે.

એટલા જ માટે, હરઝમાનાના આલિમોએ અરબી, ફારસી, ઉર્દૂ અને બીજી દરેક ભાષામાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના સદાચાર અને સદ્ગુણોને, ટૂંકમાં અને વિસ્તારથી, અલગ સ્વરૂપે, નાની પુસ્તિકાઓ અને મોટા ગ્રંથો રૂપે, સંકલિત અને સંપાદિત કર્યા છે, જે એક હકીકત છે અને સંપૂર્ણ નબવી તા'લીમાતનો નીચોડ અને ખુલાસો છે.

હાલમાં અમારા મુહતરમ બુઝુર્ગ આરિફ બિલ્લાહ હઝરત ડોકટર અબ્દુલહય સાહબ 'આરિફી', જેઓ સૈયદી હઝરત હકીમુલ ઉમ્મત થાનવી કુદ્દિસ સિર્રુહૂના ખાસ ખલીફા છે, તેમણે સામાન્યજનોને 'ઈત્તિબાએ રસૂલ' અને 'ઈત્તિબાએ સુન્નત'નો ખરો ભાવાર્થ સમજાવવા માટે શમાઈલ અન ખસાઈલની આધારભૂત કિતાબોમાંથી, જીવનના પ્રત્યેક વિભાગ અને દરેક ક્ષેત્રની હિદાયતો તેમજ સૂચનાઓને, સુસ્પષ્ટ અને સચોટ રીતે સંકલિત અને સંપાદિત કરી છે. શમાઈલની કિતાબોનો અસલ

મકસદ પણ એ જ છે.

અફસોસ છે કે અહકર પોતાની બીમારી અને ઝઈફીના કારણે આ મુબારક સંગ્રહને પોતે વાંચી શકયો નથી, પરંતુ ખાસ ખાસ ભાગોને તથા શીર્ષકોને બીજા પાસે વંચાવીને સાંભળ્યા છે. કેટલાક આલિમોએ એને આરંભથી અંત સુધી સંપૂર્ણ વાંચીને એનું સમર્થન કર્યું છે. વળી જે કિતાબોમાંથી આ લખાણો અને અવતરણો સંકલિત અને સંપાદિત કરવામાં આવ્યા છે તે કિતાબોનું આધારભૂત હોવું પોતે જ આ સંગ્રહના આધારભૂત હોવાની બાંહેધરી છે.

અલ્હમ્દુલિલ્લાહ ! શમાઈલે નબવિય્યહ – રસૂલુલ્લાહ સલ્લલલાહુ અલયહિ વ સલ્લમના પવિત્ર અખ્લાકો અને આચરણોનો આ સુંદર સંગ્રહ, સામાન્ય લોકો પણ સમજી શકે એવી સરળ ભાષામાં સંપાદિત થઈ ગયો છે.

અલ્લાહ તઆલા માનનીય લેખક અને સંપાદકને જઝાએ ખૈર અતા ફરમાવે તેમજ આ કિતાબને મકબૂલ અને ફાયદા કારક બનાવી દે. આમીન ! વલ્લાહુ મુસ્તઆન !

બંદહ,

**મુહમ્મદ શફીઅ**

અફલ્લાહુ અન્હુ

દારુલ ઉલૂમ, કરાંચી – ૧૪

૨૭મી રજબ, હિજરી સન ૧૩૯૩



# પ્રતિભાવ

બકિય્યતુસ્સલફ વ હુજ્જતુલ ખલફ આલી જનાબ હઝરત શયખુલ હદીસ

## મૌલાના મુહમ્મદ ઝકરિય્યા સાહબ કાંધલવી (રહ.)



### લેખકની નોંધ

'ઉસ્વએ રસૂલે અકરમ' સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ કિતાબની પ્રથમ આવૃત્તિ મુઅઝઝમ વ મુહતરમ હઝરત શયખુલ હદીસ દામત બરકાતુહુમની ખિદમતે બાબરકતમાં પેશ કરવામાં આવી. હઝરત ત્યારે મદીના તૈયિબામાં રહેતા હતા. કિતાબના અવલોકન બાદ, હઝરતે દર્શાવેલા પોતાના પ્રતિભાવોના અંશો નીચે પ્રમાણે છે.

[૧]

જનાબનો પહેલો પત્ર મળ્યો હતો. તેનાથી યે પહેલાં આપને પત્ર લખવાનો મારો ઈરાદો હતો, પરંતુ તે દિવસોમાં મારી તબિયત ઘણી જ ખરાબ હતી.

આપની મુબારક કિતાબ ઘણી જ બરકતવંતી છે. અલ્લાહ તઆલા કબૂલ ફરમાવે અને લોકોને વધારેમાં વધારે ફાયદો પહોંચાડે તેમજ જનાબને બંને જહાનની તરક્કીઓથી નવાઝે !

આપની કિતાબ તો ઘણી જ પસંદ પડી, પરંતુ મારી પાસે બેવકત (કસમયે) પહોંચી. હજજના જમાનામાં, મદીના પાકમાં, અસર બાદની મજલિસમાં, લગભગ ચારસોથી પાંચસો લોકો હોય છે. જેમ જેમ સમય વીતતો ગયો અને ભારત તથા પાકિસ્તાનના જહાઝો રવાના થતા ગયા તેમ તેમ લોકો ઓછાં થતાં ગયાં. જો કિતાબ પહેલાંથી આવી ગઈ હોત

તો બીજાઓને પણ સાંભળવા મળત.

હું આ સમય ગાળામાં બહુધા બીમાર રહ્યો. ઘણી બીમારીઓ અને બેચેનીની હાલતમાં કિતાબ સાંભળી. સાંભળતી વખતે જ્યાં શંકા થઈ ત્યાં હાશિયા પર નિશાની કરી દેવામાં આવી. સંભવ છે કે કંઈક ભૂલથી રહી ગયું હોય.

ફકત વસ્સલામ.

**મુહમ્મદ ઝકરિય્યા કાંધલવી**

**મદીના તૈયિબા**

**૨૨, મે, ઈસવીસન ૧૯૮૫**

**[૨]**

**ફરી પાછો આપનો બીજો પત્ર મળ્યો તેમાં આપ લખે છે કે :-**

મને ખ્યાલ છે કે, કિતાબ વિશે (મારો પ્રતિભાવ) તો હું પહેલા પત્રમાં લખાવી ચૂકયો છું. દુઆઓ જ તો આપણે ત્યાં અસલ હોય છે. અલ્લાહ તઆલા આપની દુઆઓ આ સિયાહકારના હકમાં કબૂલ ફરમાવે.

એમાં તો શક નથી કે તબીયત ઘણી ખરાબ હતી અને છે, પરંતુ આપના લખ્યા પ્રમાણે, શોખમાં કિતાબને સાંભળી જ લીધી. એનો જરૂર અફસોસ થયો કે કિતાબ મોડી પહોંચી. જો હજજના સમયે પહોંચી જાત તો લોકોને વધારે ફાયદો થાત. આપે સાચું કહ્યું છે કે, આ જમાનામાં, સુન્નતની ઈત્તિબાઅ ગુમ થતી જાય છે ! આમ લોકોની વાત તો બાજુએ રહી, પરંતુ ખાસ લોકોમાં પણ એની કાળજી ઓછી થતી જાય છે !

આપે જે કાળજી આ કિતાબમાં લીધી છે તેને અલ્લાહ તઆલા કબૂલ ફરમાવે અને બેહતરીન જઝાએ ખૈર અતા ફરમાવે, આમીન !

આપના હુકમનું પાલન કરવા માટે થોડાંક શબ્દો લખાવું છું.

**હામિદન વ મુસલ્લિયન વ મુસલ્લિમા**

નાકારાએ આલી જનાબ ડોકટર મુહમ્મદ અબ્દુલ હય સાહબ ઝાદ મજદ્દુહુમ, ખલીફએ હઝરત હકીમુલ ઉમ્મત થાનવી નવ્વરલ્લાહુ

સલ્લમ ઘણાં શોખથી, મોટા મજમા (જનસમૂહ)માં જેઓ હજ્જ અને ઉમરહના માટે તશરીફ લાવ્યા હતા, સાંભળી અને કયાંક કયાંક શંકા થઈ તો આલિમો સાથે ચર્ચા કરીને, બીજી આવૃત્તિમાં સુધારો કરી લેવા માટે સૂચના પણ આપી.

કિતાબ ઘણી જ ઉપયોગી અને આસાન છે તેમજ હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના હાલાતને લગતી છે. ઈન્શાઅલ્લાહુ તઆલા ઘણી જ લાભકારક છે અને આંતરિક ખૂબીઓની સાથે બાહ્ય ખૂબીઓ – ઉમદા છપાઈ તેમજ આકર્ષકતાથી પણ આભૂષિત છે.

આ નાકારહ દુઆ કરે છે કે અલ્લાહ તઆલા જલ્લ શાનુહૂ પોતાના ફઝલ અને કરમથી લોકોને એના વડે વધારેમાં વધારે ફાયદો અને લાભ પહોંચાડે તથા માનનીય લેખકના માટે એને સદકએ જારિયહ બનાવે.

આમીન !

ફકત વસ્સલામ.

**મુહમ્મદ ઝકરિય્યા કાંધલવી**

**મદીના મુનવ્વરા**

**૧૭, જમાદીઉસ્સાની, ૧૩૯૫**

**૨૬, જૂન ૧૯૭૫**



## પેશલફ્ઝ

### હઝરત મુફ્તી સચ્યિદ અબ્દુર્રહીમ સાહબ લાજપુરી

દામત બરકાતુહુમ



**નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ**

**અમ્મા બા'દ**

કુર્આન અને હદીસમાં હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સહબિહી વ સલ્લમની ઈત્તિબાઅ (અનુસરણ) અને આપની સુન્નતો પર અમલ કરવાની ઘણી તાકીદ આવી છે. બુઝુર્ગાને દીને પણ જુદા જુદા અંદાઝમાં એના મહત્વને બયાન ફરમાવ્યું છે. અહકરના રિસાલહ (પુસ્તિકા) : 'ઈસ્લામમેં સુન્નતકી અઝમત ઔર બિદઅતકી કબાહત'ને વાંચો. ઈન્શાઅલ્લાહ એની અહમિયત (મહત્વતા) સ્પષ્ટ થઈ જશે.

નમૂના તરીકે એક હદીસ વાંચો.

હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈર્શાદ ફરમાવ્યો :

**'મન અહબ્બ સુન્નતી ફકદ અહબ્બની**
**વ મન અહબ્બની કા-ન મઈ-ય ફીલ જન્નતિ.'**

જેણે મારી સુન્નતથી મુહબ્બત કરી (તેના પર અમલ કર્યો) તેણે મારાથી મુહબ્બત કરી અને જે મારાથી મુહબ્બત કરશે તે જન્નતમાં મારી સાથે હશે.

['મિશ્કાત શરીફ' પાનું ૩૦]

મહબૂબે સુબ્હાની હઝરત શૈખ અબ્દુલકાદિર જીલાની રહિમહુલ્લાહ ઈર્શાદ ફરમાવે છે :

**'અસાસુલ ખૈરિ મુતાબઅતુન્નબિય્યિ**
**સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફી કવલિહી વ ફેઅલિહી.'**

તમામ ખૂબિઓનું મૂળ હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની
ઈત્તિબાઅ છે, આપના કૌલ (વાણી)માં પણ અને
આપના (કાર્યો)માં પણ.

['અલ ફત્હુર્રબ્બાની' પાનું ૪૩૮, મજલિસ ૫૯]

વળી ઈર્શાદ ફરમાવ્યો :

**'અમ્મા બિ કવલિ–ક અના મિન ઉમ્મતિહી મિન ગૈરિ મુતાબઅતિન લા યન્ફઅ–ક ઈઝત્તબઅતુમૂહૂ ફી અકવાલિહી વ અફઆલિહી કુન્તુમ મ–અ–હૂ ફી સુહબતિહી ફી દારિલ આખિરહ ...** (છેવટ સુધી)

[રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઈત્તિબાઅ (અનુસરણ) વગર તારું એમ કહેવું કે :

'હું આપનો ઉમ્મતી છું.'

તારા માટે ફાયદાકારક નથી.

જયારે તમે આપ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમના અકવાલ અને અફઆલ (વાણી અને વર્તન બંને)માં આપના મુત્તબે (અનુસરણકર્તા, અનુયાયી) બની જશો તો દારે આખિરતમાં તમને હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમની મુસાહિબત (સંગાથ) નસીબ થશે... (છેવટ સુધી)]

['અલ ફત્હુર્રબ્બાની' પાનું ૧૭૮, મજલિસ ૫]

હકીમુલ ઉમ્મત હઝરત મૌલાના અશરફઅલી થાનવી રહિમહુલ્લાહુના ખલીફા, આરિફ બિલ્લાહ, ડોકટર મુહમ્મદ અબ્દુલ હય રહિમહુલ્લાહુની એક કિતાબ :

**'ઉસ્વએ રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ'** છે. એ કિતાબ ઘણી ઉમદા અને બેહતરીન છે. એ કિતાબમાં હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સહબિહી વ સલ્લમના 'ઉસ્વએ હસનહ' વિષે આધારભૂત કિતાબોના હવાલાથી એવી હદીસો ભેગી કરી દેવામાં આવી છે જેનો સંબંધ ઈન્સાની ઝિંદગીના દરેક વિભાગ સાથે છે.

એ કિતાબ દરેક ઘરમાં રાખવા લાયક છે અને ખરેખર એના લાયક છે કે દરેક શખ્સ આ કિતાબના આયનામાં પોતાની ઝિંદગીના

દરેક અમલને રહમતે કાએનાત હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સહબિહી વ સલ્લમની મુબારક અને નૂરાની સુન્નતના બીબાંમાં ઢાળી શકે છે.

બેશક આ કિતાબ સુન્નતના શયદાઈઓના માટે એક મહાન નેઅમત છે. દરેક શખ્સ એનાથી ભરપૂર ફાયદો ઉઠાવે અને પોતાની ઝિંદગીમાં અમલ (આચરણ)માં મૂકે.

અલ્લાહ તઆલા મર્હૂમ લેખકને આપણા તરફથી અને પૂરી ઉમ્મતે મરહૂમાના તરફથી જઝાએ ખૈર અતા ફરમાવે. મરહૂમના માટે સદકએ જારિય્યહ, મગફિરત અને રઝાએ ઈલાહીનો ઝરિયો બનાવે અને ઉમ્મતને વધારેમાં વધારે ફૈઝ પહોંચાડે. આમીન !

ઘણી તીવ્ર જરૂરત હતી કે મજકૂર કિતાબનું ગુજરાતી રૂપાંતર કરવામાં આવે કે જેથી ઉમ્મતનો તે તબકો જે ગુજરાતી ભાષા જાણે છે તે પણ આ કિતાબથી ફાયદો મેળવી શકે.

આ જરૂરી અને અઝીમુશ્શાન કામની તરફ હમારા મોહતરમ જનાબ અબ્દુલકાદિર ફાતીવાલા સાહબ (જેમને અલ્લાહ તઆલાએ બુઝુર્ગોની સુહબતથી ઘણો સુંદર ઝૌક (અભિરુચિ) અતા ફરમાવ્યો છે. અને ઘણી ઈસ્લાહી કિતાબોનો ગુજરાતીમાં અનુવાદ કર્યો છે.) તેમણે તવજ્જુહ ફરમાવી અને એનો ઘણો જ આકર્ષક, આસાન ગુજરાતી ભાષામાં અનુવાદ કર્યો છે. તેમણે વાચકોની સહૂલતને નઝર સમક્ષ રાખીને આ કિતાબનું ત્રણ ભાગોમાં વિભાજન કર્યું છે.

એ જ પ્રમાણે દારુલ ઉલૂમ કંથારીયાના સૂત્રધારોને પણ અલ્લાહ તઆલા જઝાએ ખૈર અતા ફરમાવે. ઘણી ફાયદાકારક કિતાબો તેમણે પ્રગટ કરી છે. દારુલ ઉલૂમના પ્રકાશન અને પ્રસારણ વિભાગ તરફથી લાભકારક કિતાબો, રિસાલાઓ પ્રગટ થતાં રહે છે. અલ્લાહ તઆલા દારુલ ઉલૂમના ફૈઝને જારી અને સારી રાખે. આમીન.

અહકર દરેક શખ્સથી દરખ્વાસ્ત કરે છે કે મજકૂર કિતાબ પોતાના ઘરમાં રાખે અને ઘરની દરેક વ્યક્તિ એનાથી ભરપૂર ફાયદો ઉઠાવે તેમજ પોતાના ઘરો અને ઝિંદગીઓમાં સુન્નતોને જીવંત કરે.

દુઆ છે કે :

અલ્લાહ તઆલા અનુવાદક સલ્લમહુલ્લાહુ તઆલાને બેહતરીન બદલો બંને જહાનમાં અતા ફરમાવે અને તેમની આ દીની ઈસ્લાહી ખિદમતને કબૂલ ફરમાવીને પોતાની રઝા નસીબ ફરમાવે અને હજુ વધારે દીને મતીનની ખિદમતની તૌફીક અતા ફરમાવે. આમીન.

અંતમાં દુઆ છે કે :

અલ્લાહ તઆલા મને, મારા ઘરવાળાઓને, સગાં–સંબંધીઓને તેમજ પૂરી ઉમ્મતને ઝિંદગીના દરેક વળાંક પર સુન્નતની ઈત્તિબાઅ કરવાની તથા બિદઅતો અને રસમો તેમજ રિવાજોથી બચવાની તૌફીક અતા ફરમાવે.

સુન્નતના નૂરથી મુનવ્વર ફરમાવે.

બિદઅતની ગુમરાહી અને અંધારાથી હિફાઝત ફરમાવે.

**અલ્લાહુમ્મ ઈન્ના નસ્અલુ-ક ફી અન નમૂ-ત મુસ્લિમી-ન અલા મિલ્લતિ નબિય્યિ-ક વ સુન્નતિ રસૂલિ-ક મુહમ્મદિન સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ.**

**આમીન બિ હુરમતિન નબિય્યિલ ઉમ્મિય્યિ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ**

**અહકરુલ અનામ,**

**સય્યિદ અબ્દુર્રહીમ લાજપુરી**

**રાંદેર**

**૪, રબીઉસ્સાની,**

**૧૪૧૫ હિ.સ.**

**[મૂળ ઉર્દૂનો અનુવાદ]**

# અભિપ્રાયો

## ૧

"આપની મુબારક ભેટ મળી. અલ્લાહ તઆલા આપની આ મહેનતને કબૂલ ફરમાવે અને કૌમ તેમજ મિલ્લતને એનાથી ફૈઝયાબ રાખે.

અનુવાદ અત્યંત ઉમદા કરવામાં આવ્યો છે. ગુજરાતી જાણનાર લોકોના માટે તો બેહતરીન તોહફો છે. અને એક નાદિર (દુર્લભ) ભેટ છે.

લેખનની સરસ અભિરુચિ (ઝૌક) અલ્લાહ તઆલાએ આપને અતા ફરમાવ્યો છે."

[મૂળ ઉર્દૂનો અનુવાદ]

– **હઝરત મૌલાના મુહમ્મદ રઝા અજમેરી સાહબ (રહ.)**
માજી શૈખુલ હદીસ, દારુલ ઉલૂમ અશરફિય્યહ, રાંદેર

## ૨

"ઉસ્વએ રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ કિતાબના મોઅતબર (વિશ્વાસપાત્ર) હોવા માટે તેના મોઅલ્લીફ (લેખક) હઝરત થાનવી (રહ.)ના ખલીફા, આરિફ બિલ્લાહ, ડો. મુહમ્મદ અબ્દુલહઈ (રહ.)ની કિતાબ હોવું જ પૂરતું છે. તે ઉપરાંત મઝકૂર કિતાબના ગુજરાતી ભાષાંતરકર્તા અને ઈલ્મી વર્તુળમાં જાણીતા એવા પ્રતિભાસંપન્ન મોહતરમ જનાબ અબ્દુલકાદિરભાઈ ફાતીવાલા સાહબ, વલસાડનું ગુજરાતી ભાષાંતર કિતાબની લાભકારકતા માટે પ્રમાણિત છે.

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને માર્ગદર્શક બનાવીને દુનિયામાં મોકલવામાં આવ્યા જેથી પોતાના વાણી અને અમલ દ્વારા

જીવનના પ્રત્યેક પાસા અંગે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ માર્ગદર્શન પૂરું પાડયું અને જીવન જીવવાનો તરીકો શીખવાડયો.

આ કિતાબની વિશિષ્ઠતા એ છે કે જીવનમાં ઊભા થતા આ તમામ પ્રસંગો અને પરિસ્થિતિઓ અંગે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની મુબારક સિરતની રોશનીમાં અને ભરોસાપાત્ર કિતાબોમાંથી વર્ણન કરવામાં આવ્યું છે. કિતાબમાં હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના જીવનની પ્રત્યેક વાતોને હદીસના ભરોસાપાત્ર અનુમોદનથી સુશોભિત કરવામાં આવી છે.

આ કિતાબ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના જીવનને જાણવા માટે એક મોઅતબર ઉસ્તાદની ગરજ સારે છે. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના ખાવા–પીવા, ઊઠવા–બેસવા, લગ્નજીવન અને સામાજિક જીવન વગેરે જાણવા માટે અને અમલ કરવા માટે દરેક ઘરમાં હોવી લાભકારક છે. દુઆ છે કે અલ્લાહપાક એને લાભકારક અને લોકપ્રિય બનાવે, મરહૂમ લેખકને જન્નતમાં ઉચ્ચ દરજાઓથી નવાઝે તથા ભાષાંતરકારને દીન–દુનિયાની બરકતોથી નવાઝે. આમીન.

– હઝરત મુફતી ઈસ્માઈલ વાડીવાલા સાહબ (દા.બ.)
સદર મુફતી : જામિઆ હુસૈનિય્યહ, રાંદેર

૩

"સય્યિદુલ મુરસલીન, રહમતુલલિલ આલમીન, હઝરત મુહમ્મદુર્રસૂલુલ્લાહ (સલ્લલ્લાહો અલયહિ વ સલ્લમ)ના પવિત્ર અને બરકતવંતા જીવનની એક–એક ક્ષણ મુઅમિનો માટે અનુસરણપાત્ર છે. સુન્નતે નબવીની પયરવી જ દરેક મુઅમિનનો જીવનધ્યેય અને તેની ઉચ્ચતાનું શીખર છે. આ જીવનધ્યેયની પ્રાપ્તિ શમાઈલે નબવીય્યહ કિવાં રસૂલુલ્લાહ (સલ્લલ્લાહો અલયહિ વ સલ્લમ)ના પવિત્ર અખ્લાક અને મુબારક આચરણની જાણકારી ઉપર અવલંબિત છે.

આ વિષય પર દરેક યુગના સુન્નતપ્રેમી આલિમોએ વિવિધ ભાષાઓમાં, નાના–મોટાં પુસ્તકો સંપાદિત કર્યા છે. એવું જ એક સુંદર

પુસ્તક હઝરત આરિફ બિલ્લાહ ડો. મુહમ્મદ અબ્દુલહય સાહબ (રહ.) (ખલીફએ હઝરત હકીમુલ ઉમ્મત મૌલાના શાહ અશરફઅલી થાનવી સાહબ રહ.)એ 'ઉસ્વએ રસૂલે અકરમ ' (સલલ્લાહુ અલયહિ વ સલ્લમ) નામે સંકલિત કર્યું, જેમાં સુન્નતના તમામ પાસાંઓને ઘણી જ સુંદરતાથી આવરી લેવામાં આવ્યા છે.

આ પુસ્તક ઉર્દૂ ભાષામાં હોવાથી ઉર્દૂ ભાષાથી અજાણ ગુર્જર મુસ્લિમો માટે એનાથી લાભ ઉઠાવવું અશકય હતું.

આ પુસ્તક જયારે નવું-નવું (ઉર્દૂમાં) પ્રગટ થયું અને મારા વાંચનમાં આવ્યું તો કેટલીય વાર દિલમાં પ્રબળ ઈચ્છા જાગી કે એનો ગુજરાતીમાં અનુવાદ થાય તો કેટલું સારું !

મને પોતાને મારી જવાબદારીઓમાંથી એટલો વખત મળવો મુશ્કિલ હતો. પછી જયારે એ જાણ્યું કે દારુલ ઉલૂમ, ઈસ્લામિય્યહ (કંથારીયા, ભરૂચ) ના મુહતમિમ હઝરત મૌલાના ઈસ્માઈલ સાહબ (મ.ઝી.)ના આગ્રહ પર મુહતરમ જનાબ અલહાજ અબ્દુલકાદિર સાહબ ફાતીવાલા એનો ગુજરાતી અનુવાદ કરી રહયા છે તો બેહદ ખૂશ થયો અને દિલમાં એક અજીબ સંતોષ નસીબ થયો, કારણ કે અનુવાદ ક્ષેત્રે (ખાસ કરી દીની કિતાબોના અનુવાદમાં) મુહતરમ જનાબ ફાતીવાલા સાહબએ એક આગવી પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી છે, જેથી ઉપરોકત ખબર સાંભળી તુર્ત જ :

'હક બ - હકદાર રસીદ' (હક એના હકદારની પાસે પહોંચ્યો)

નો ભાસ થયો.

અને પછી એક દિવસ એ અનુવાદનો પહેલો ગ્રંથ ખુદ અનુવાદક મુહતરમના હાથમાં પ્રગટ, પ્રકાશિત સુરત (સ્વરૂપ)માં જોયો ત્યારે તો પોતાની ખૂશીનો પાર ન રહયો ! એવણને તુર્ત જ મુબારકબાદ આપી.

એની આંતરિક અને બાહ્ય ખૂબીઓ વાંચક વર્ગની નજર સમક્ષ છે.

'હાથ કંગન કો આરસી કયા હય ?'

વાંચો, ફયઝ ઉઠાવો, બીજાઓ સુધી પહોંચાડો, અમલ કરો અને

કરાવો, એ જ એની સાચી કદર છે.

અલ્લાહ તઆલા ઉપરોક્ત તમામ બુઝુર્ગોને બન્નેવ જહાનમાં બેહતરીન બદલો અર્પે અને હઝરત રસૂલે મકબૂલ (સલ્લલ્લાહો અલયહિ વ સલ્લમ)ની પવિત્ર સુન્નતોની બરકતોથી આપણને સૌને અલ્લાહ તઆલા માલામાલ ફરમાવે. (આમીન.)

– હઝરત મુફ્તી અહમદ ખાનપુરી સાહબ (દા.બ.)
સદર મુફ્તી : દારુલ ઉલૂમ ઈસ્લામિયહ, ડાભેલ

૪

અલ્હમ્દુલિલ્લાહ ! આજે એક સફર દરમિયાન 'ઉસ્વએ રસૂલે અકરમ' સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ગુજરાતી અનુવાદ શરૂથી અંત સુધી અભ્યાસ કર્યો. વિષય અને નિસ્બત બન્નેને ચાર ચાંદ લગાવી દીધા છે.

ઝિન્દગીમાં રાહત, આરામ, સંતોષ, અમન અને ચૈન, નૂર અને ખૂશી, ઈઝઝત અને સ્વમાન, સમ્માન અને સન્માન ઝંખતા અને શોધતા ઈન્સાનો માટે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું મુબારક જીવન એક સર્વોત્તમ આદર્શ અને નમૂનો છે. હયાતે તય્યિબાના દરેક પથ પર ઈબાદત, અખ્લાક, ચારિત્ર, વાણી અને વર્તન, સામાજિક જીવન પધ્ધતિ, સારાંશ કે દરેક ક્ષેત્રમાં એક ઉત્તમ અને આદર્શ ઉદાહરણ દરેકને મળી રહે છે. ત્યાં જ રૂહ અને દિલના સુરૂર–ખૂશી અને આત્મ સંતોષ તથા ખોરાક માટે એક ઉત્તમ મિસાલ છે.

'લકુમ ફી રસૂલિલ્લાહિ ઉસ્વતુન હસનહ'

માં બાદશાહો અને હાકિમોથી લઈ એક અદનામાં અદના અને સામાન્ય માનવી માટે ઈઝઝત અને સમ્માન, સન્માન અને ખૂશી, રાહત અને ચૈનના તે કિમિયા મૌજૂદ છે જેને અપનાવીને અને જેનું અનુસરણ કરીને ચરવાહા (ઢોર ચારનારા) શાસક અને હાકિમ બની ગયા અને જેને હુકરાવીને બાદશાહ અને હાકિમ ઈઝઝત અને સ્વમાન, સમ્માન અને આબરૂથી વંચિત થઈ ગયા.

મોહતરમ ફાતીવાલા સાહબ સંપાદિત 'નકશબંદી અવલિયા'ના ત્રણ દળદાર ગ્રંથો પ્રગટ થઈ લોકપ્રિયતા પ્રાપ્ત કરી ચુકયા છે. અને હવે 'ઉસ્વએ રસૂલે અકરમ' સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને સરળ અને શુધ્ધ ગુજરાતી ભાષામાં રૂપાંતર કરી આખિરતમાં પોતાને માટે પૂંજી જમા કરી છે. ત્યાં જ ગુર્જર મુસ્લિમ સમાજને હિદાયત, સન્માર્ગ અને ઈત્તિબાએ રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો માર્ગ દેખાડયો છે. ગુજરાતી ભાષી એ માટે એમના ઋણી અને એહસાનમંદ રહેશે. જઝાહુમુલ્લાહ.

સારાંશ અનુવાદક મૌસૂફની મહેનત અને સારી કોશિષોના ફળ સ્વરૂપ ગુર્જર મુસ્લિમને એક કીમતી, અમૂલ્ય તોહફો નસીબ થયો છે જે વાસ્તવમાં પ્રશંસનીય અને સરાહનીય છે.

રબ્બે કરીમ ભાષાંતરકારની આ મહેનતને પોતાની બારગાહે ઐઝદીમાં શર્ફે કુબૂલિય્યત બખ્શો તથા એના નફા અને લાભને આમ કરો એ જ દુઆ. આમીન.

– હઝરત મૌલાના અબ્દુલઅહદ તારાપુરી કાસ્મી (દા.બ.)
મોહતમીમ : દારુલ ઉલૂમ, તારાપુર

તંત્રી : 'તબ્લીગ' (ગુજરાતી માસિક) આણંદ
તંત્રી : 'સવતુલ કુર્આન' (ઉર્દૂ માસિક) અમદાવાદ

પ્રમુખ : 'જામિઅહ' ઈબ્ને અબ્બાસ (રદિ.)', અમદાવાદ,
પ્રમુખ : 'શેખ વજીહુદ્દીન એકેડમી,' અમદાવાદ

## ૫

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સીરતે મુબારકના ઝિક્ર કે વાંચનથી ઈમાનમાં તાઝગી આવે છે, આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની મુહબ્બતમાં વધારો થાય છે અને એના અનુસરણ દ્વારા અલ્લાહની રઝા પ્રાપ્ત થાય છે.

કિતાબ 'ઉસ્વએ રસૂલે અકરમ' સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ

ખૂબ જ સારી અને મહત્વપૂર્ણ, માહિતીસભર અને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સુન્નતોની યાદી છે. એની ખૂબી માટે એટલું જ કાફી છે કે હઝરત શૈખ મુહમ્મદ ઝકરિય્યા સાહબ (રહ.) પણ એને ઉપયોગી ગણાવી રહયા છે.

અબ્દુલકાદિર ફાતીવાલા સાહબ, જેમણે આ પહેલાં 'દુર્રે લાસાની', 'ફુતૂહુલ હરમૈન', 'નકશબંદી અવલિયા' વગેરે... કિતાબોનું ગુજરાતી ભાષાંતર કર્યું છે. આ ક્ષેત્રે એમને સારી સફળતા પ્રાપ્ત થઈ છે. એમનું ભાષાંતર અને કલમ લોકપ્રિય છે. ભાષા સરળ અને સૌમ્ય હોવાથી વાચકને પણ સરળતા લાગે છે. તેમણે બીડું ઝડપી સીરત પર લખાયેલી આ કિતાબનો સુંદર અનુવાદ કર્યો છે.

ટૂંકમાં, આ કિતાબ વાંચવા લાયક અને ઉર્દૂ પર પકડ ન ધરાવતાં લોકો માટે અમૂલ્ય ભેટ છે.

**– હઝરત મૌલાના હાફિઝ કારી રશીદ અહમદ અજમેરી સાહબ (દા.બ.)**
શૈખુલ હદીસ : દારુલ ઉલૂમ અશરફિય્યહ, રાંદેર

૬

જનાબ અબ્દુલકાદિર ફાતીવાલા સાહબનું શુભ નામ ગુજરાતી ઈસ્લામી સાહિત્ય માટે હવે સહેજે અપરિચિત રહયું નથી. આપનું નામ આવતાં જ એક સુંદર, સરસ અનુવાદ અને સ્વચ્છ, આકર્ષક મુદ્રણનો વિચાર આવે એ સ્વાભાવિક છે. બીજા અર્થમાં આમ કહીએ તો કશું ખોટું નથી કે જનાબ અબ્દુલકાદિર સાહબ ગુજરાતી મુસ્લિમ સમાજને સુંદર, સમૃધ્ધ સાહિત્ય દેવામાં અગ્રેસર રહ્યા છે.

આ એક ખૂબ જ મૂલ્યવાન પુસ્તક છે. એનું નામ સૂચવે છે કે એમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના મુબારક ફરમાનો હશે જે જીવનના દરેક ક્ષેત્રે સુંદર માર્ગદર્શન પૂરું પાડવા સમર્થ છે.

**–હઝરત મૌલાના યાકૂબ સરીગત નદવી સાહબ (દા.બ.)**
તંત્રી : 'યંગ વહોરા વેલફેર' (માસિક), સુરત
સંપાદક : 'મુજાહિદ' (પાક્ષિક), સુરત

૭

અલ્લાહ તઆલા આપની કલમની રવાની દાઈમ વ કાઈમ જારી રાખે એવી દિલી દુઆ છે. આમીન

અમારા મુફતી અબ્બાસ બિસ્મિલ્લાહ સાહબ (પણ) મને કહેતા હતા કે આ કિતાબનું ગુજરાતી ઉત્તમ છે.

**– હઝરત મુફતી અબ્દુલ કય્યુમ કાઠિયાવાડી સાહબ (દા.બ.)**
સહાયક મુફતી : દારુલ ઉલૂમ ઈસ્લામિયહ, ડાભેલ

૮

દરેક ઝબાનમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના અસંખ્ય જીવન ચરિત્રો પ્રગટ થઈ ચૂકયા છે છતાં આપના મતવાલાઓ પોતપોતાની રીતે આપનું જીવન આલેખતા જ રહે છે.

મૂળ ઉર્દૂમાં લખાયેલ આ પુસ્તક ઘણું જ લોકપ્રિય સાબિત થયું છે. જુદા જુદા સંખ્યાબંધ મથાળા બાંધી તેની નીચે એ વિષયની સહીહ હદીસો ભેગી કરવામાં આવી છે. વાંચકનો રસ જળવાઈ રહે છે. તેને આકર્ષતા મથાળા તરફ તે વળી શકે છે.

જનાબ અબ્દુલકાદિર ફાતીવાલાની સિધ્ધહસ્ત કલમથી એનું ભાષાંતર ગુજરાતીમાં થયું છે જેથી ભાષાંતરકારની સિધ્ધિઓમાં એક વધું પીંછું ઉમેરાય છે. ગુજરાતી વાચકો માટે એક વધુ લોકપ્રિય પુસ્તક મળ્યું છે.

**– મુહતરમ જનાબ અબ્દુલકાદિર મીર સાહબ**
તંત્રી : 'ઉમ્મીદ' (સાપ્તાહિક), સુરત

૯

અલ્લાહના લાખ લાખ શુક્ર અને એહસાન છે કે 'ઉસ્વએ રસૂલે

અકરમ' સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ જેવી મુબારક કિતાબ ગુજરાતી મુસ્લિમોને ગુજરાતીમાં પ્રાપ્ત થઈ શકી.

આ દળદાર ગ્રંથના પાને પાને હિદાયતના મોતી, પવિત્ર કુર્આનની પવિત્ર વાણી અને પ્રેરણાદાયી મુબારક જીવનના અમૂલ્ય પ્રસંગો, લક્ષણો એક અત્યંત સુવાસિત, સુંદર પુષ્પગુચ્છની જેમ કલમબંદ થયેલા છે. અલ્હમ્દુલિલ્લાહ ! ભાષાનું લાલિત્ય અને છતાં સરળતાએ તથા વિષય અને તેને અનુરૂપ નિરૂપણે સોનામાં સુગંધ ભળે તેવું અદકેરું કર્યું છે.

મજકૂર ગ્રંથ સંપૂર્ણ નબવી તાલીમાતનો નીચોડ અને ખુલાસો છે. ગુજરાતી ભાષાનું આ એક અભૂતપૂર્વ નજરાણું છે.

જનાબ અબ્દુલકાદિર ફાતીવાલા સાહબે દીની ઈલ્મ અને સમજના ખજાના સમાન અનેક અમૂલ્ય ગ્રંથોનો ગુજરાતીમાં અનુવાદ કરી ગુજરાતના મુસ્લિમોની ઘણી મોટી સેવા કરી છે. અને અત્યંત કિંમતી નજરાણું ભેટ ધર્યું છે. આ માટે ગુજરાતના મુસ્લિમો સદા તેમના ઋણી રહેશે.

– મુહતરમ જનાબ યુસૂફખાન પી. પઠાણ સાહબ
તંત્રી : 'હિલાલ' (પાક્ષિક), રાધનપુર

૧૦

જિંદગીના દરેક ક્ષેત્રમાં અખ્લાક, આદતો, આચરણ, સામાજિક વ્યવહાર હોવા અતિ જરૂરી છે. જેથી આજના ગુમરાહીના વાતાવરણમાં પોતાના ઈમાન અને ઈસ્લામને સુરક્ષિત રાખી શકાય.

આ સંદર્ભમાં પ્રકાશિત થયેલ કિતાબ 'ઉસ્વએ રસૂલે અકરમ' (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પ્રત્યેક વાચક માટે લાભદાયી અને વિશ્વસનીય સંગ્રહ છે. જેમાં ઉલ્માએ કિરામના મશ્વેરાથી હદીસો અને શમાઈલે નબવીય્યહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની આધારભુત કિતાબોમાંથી રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સુન્નતો અને તાલીમાતને ચૂંટી આ કિતાબમાં પ્રસ્તુત કરી છે જે ઈત્તિબાએ સુન્નતની

સારી ભાવના પૈદા કરવાનો ઝરિયો બનાવે છે.

– 'ગુજરાત ટુડે' (ગુજરાતી દૈનિક વર્તમાનપત્ર), અમદાવાદ
તંત્રી : મુહતરમ જનાબ અઝીઝ ટંકારવી સાહબ

૧૧

''ઉસ્વહ'ની પ્રથમ જિલ્દ મળી. શૈખુલ હદીસ હઝરત મૌલાના મુહમ્મદ જકરિય્યા સાહેબની મશહૂર કિતાબ 'ફઝાઈલે આમાલ'ની લોકપ્રિય પેટર્ન ઉપર જ લખાઈ છે. વળી અબ્દુલકાદિર ફાતીવાલા જેવા અનુવાદક હોય એટલે જોવાનું જ ન હોય ને ! બહુ જ સંતોષકારક કામ થયું છે. જઝાકુમુલ્લાહો બીલ ખૈર.

– મુહતરમ જનાબ એમ. એ. બુખારી સાહબ,
જિદ્દહ (સાઉદી અરેબિયા)

# અનુવાદકનું નિવેદન

**બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ**

**નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ**

અલ્લાહ તઆલા કાદિરે મુત્લક – સર્વશક્તિમાન છે.
તે ચાહે ત્યારે, ચાહે તેનાથી, ચાહે તે કામ લઈ લે છે.
ઈતિહાસ એનો ગવાહ છે.
તેણે પશુપંખીઓ,જીવજંતુઓથી પણ મહત્વના કામો કરાવ્યા છે.
દીની દ્રષ્ટિબિંદુથી કયાં મારા જેવો ગૈરઆલિમ શખ્સ અને કયાં
દીની કિતાબોના અનુવાદો !

**કહાં મૈં ઔર કહાં યે નકહતે ગુલ,**
**નસીમે સુબ્હ યે તેરી મહરબાની.**

એ અલ્લાહનો ફઝલ છે જેનો શુક્ર અદા થઈ શકે એમ નથી અને જેનો આભાર માનવા માટે મારા પાસે શબ્દો નથી.

અલ્લાહ તઆલા છેલ્લા શ્વાસ સુધી દીની ખિદમતમાં મશગૂલ રાખે, મોત ઈમાન પર નસીબ ફરમાવે તથા આ અદના ખિદમતોને કબૂલ ફરમાવી મારી તથા મારા સ્નેહીઓની નજાતનો ઝરિયો બનાવે. આમીન.

**'રબ્બના તકબ્બલ મિન્ના ઈન્નક અન્તસ સમીઉલ અલીમ.'**

હે અલ્લાહ ! અમારા અમલોને કબૂલ ફરમાવ !
બેશક તું સાંભળનાર અને જાણનાર છે.

દીની કિતાબોના પ્રકાશન અને પ્રસારણના ક્ષેત્રમાં દારુલ ઉલૂમ કંથારીઆનું આગવું સ્થાન અને પ્રદાન છે. દીની સાહિત્યને ઉમદા, આકર્ષક, મનમોહક અને લોક ભોગ્ય સ્વરૂપમાં રજૂ કરીને ગુજરાતી મુસ્લિમોમાં વાંચન રસ જાગૃત કરીને દીની જ્ઞાન સીંચવામાં એનો મહત્વનો ફાળો છે. અલ્લાહ તઆલા આ ખિદમતોને કબૂલ ફરમાવે તથા વધુ ને વધુ તરકકીઓથી નવાઝે. આમીન.

'ઉસ્વએ રસૂલે અકરમ' (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો ગુજરાતી અનુવાદ સૌ પ્રથમ ઈસ્વીસન ૧૯૯૪ માં દારુલ ઉલૂમ કંથારીઆ તરફથી ઘણાં જ આકર્ષક સ્વરૂપમાં પ્રગટ થયો હતો. કિતાબ પ્રગટ થતાં જ ટૂંક સમયમાં એની તમામ નકલો હાથોહાથ ઉપડી ગઈ હતી.

લોકોની સતત માંગ અને આગ્રહના કારણે હવે આ નવી સંવર્ધિત આવૃત્તિ પણ દારુલ ઉલૂમ કંથારીઆના પ્રકાશન વિભાગ તરફથી પ્રગટ થઈ રહી છે. કિતાબને વધારે આકર્ષક અને લોક ભોગ્ય બનાવવા માટે એમાં નીચે પ્રમાણે કેટલાક સુધારા – વધારા કરવામાં આવ્યા છે.

- ☐ સમગ્ર કિતાબની રૂપરેખામાં ફેરફાર કરીને કોમ્પ્યુટર પર મોટા ટાઈપમાં કંપોઝીંગ કરવામાં આવ્યું છે.
- ☐ મુફતીએ આઝમ, હઝરત અકદસ મુફતી સય્યિદ અબ્દુર્રહીમ લાજપુરી સાહબ (દા.બ.)નો કીમતી પેશલફઝ ઉમેર્યો છે.
- ☐ ઉલ્માએ કિરામ અને સામયિકોના વિદ્વાન તંત્રીઓ તથા સંપાદકોના અમૂલ્ય અભિપ્રાયો પણ ઉમેરવામાં આવ્યા છે.
- ☐ લેખકનો ટૂંકો પરિચય પણ ઉમેરવામાં આવ્યો છે.

હઝરત અકદસ મુફતી સય્યિદ અબ્દુર્રહીમ લાજપુરી સાહબ (દા.બ.) તથા અન્ય તમામ ઉલ્માએ કિરામ અને વિદ્વાન તંત્રી સાહેબોનો હું ખૂબ ખૂબ આભારી છું. એમના આ અભિપ્રાયો આ કિતાબ માટે સનદ સમાન છે. હવે કોઈને આંગળી ચીંધવાનો હક છે ખરો ?

અલ્લાહ તઆલા પોતાના હબીબ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના મહબૂબ નકશે કદમ પર ચાલવાની આ અદના અનુવાદકને તથા પૂરી ઉમ્મતને તૌફીક, હિમ્મત અને ઈસ્તેકામત અતા ફરમાવે. આમીન

**તમન્ના :**

**હો ખતમ મેરી જાન મુહમ્મદ (સલ.) કે શહરમેં,**
**દો ગઝકા એક મકાન મુહમ્મદ (સલ.) કે શહરમેં.**

**ગુલામે નબી (સલ.),**
**અબ્દુલકાદિર ફાતીવાલા**
**ગુફિરલહૂ**

# લેખકનો ટૂંકો પરિચય

## ખાનદાન અને જન્મ

હઝરત ડોકટર મુહમ્મદ અબ્દુલ હય આરિફી (રહ.)ના બાપદાદાનું મૂળ વતન ઉત્તર પ્રદેશ (યુ.પી.)ના ઓટાવા જિલ્લામાં હતું. આપનો કૌટુંબિક સંબંધ શાહી જમાનાના પ્રતિષ્ઠિત ખાનદાન સાથે હતો.

ડોકટર સાહેબનો જન્મ ઈસ્વીસન ૧૮૯૮ માં કદુરહ નામના ગામમાં થયો હતો જે ઉત્તર પ્રદેશમાં ઝાંસી જિલ્લામાં આવેલું છે.

આપના પિતાજીનું નામ અલી અબ્બાસ હતું.
આપના દાદાજીનું નામ મૌલવી કાઝિમ હુસૈન હતું.
તેઓ તે સમયના મહાન આલિમ હતા.
અરબી – ફારસી ભાષાઓ પર ભારે પ્રભુત્વ હતું.
નકશબંદી સિલસિલાના મહાન બુઝુર્ગ હઝરત મૌલાના શાહ અબુલખૈર મુજદ્દિદી (રહ.)ના મુરીદ હતા.

મજકૂર નકશબંદી બુઝુર્ગનો મઝારે મુબારક જુની દિલ્હીમાં જામેઅ મસ્જિદથી થોડા જ અંતરે આવેલા ચિતલી કબર નામના વિસ્તારમાં છે જયાં બીજા બે મહાન નકશબંદી બુઝુર્ગો હઝરત શાહ ગુલામ અલી સાહબ (રહ.) અને હઝરત મિરઝા મઝહરે જાનેજાનાં શહીદ (રહ.)ના મઝારો પણ આવેલા છે.

## શિક્ષણ અને સંસ્કાર

ડોકટર અબ્દુલ હય સાહિબે પ્રાથમિક શિક્ષણ કાનપુરમાં મેળવ્યું અને પછી એમ.એ.ઓ. કોલેજ, અલીગઢમાં દાખલ થઈ બી.એ. (B.A.) પાસ થયા.

ત્યાર પછી પોતાના પિતાજીની ઈચ્છાને માન આપી લખનવ યુનિવર્સિટિમાં પ્રવેશ મેળવ્યો. ત્યાંથી ઈસ્વીસન ૧૯૨૬ માં એલ.એલ.બી. (L.L.B.)ની પરીક્ષા પાસ કરી કાયદાની પદવી મેળવી.

## વ્યવસાય

L.L.B. કર્યા બાદ આપે હરદોઈમાં વકીલાત શરૂ કરી. એ પછી તેમને સરકાર તરફથી રીસીવર નકકી કરવામાં આવ્યા. પરંતુ વકીલાતના વ્યવસાયમાં તેમનું મન લાગતું ન હતું.

ડિસેમ્બર ઈસ્વીસન ૧૯૩૫ માં વકીલાતનો વ્યવસાય છોડી દઈ ૧૯૩૬ ના જાન્યુઆરીથી જોનપુર શહેરમાં હોમિયોપેથીક દવાખાનું શરૂ કર્યું.

## ખિલાફત

આપને માત્ર જાહેરી ઈલ્મથી સંતોષ ન હતો. ઈલ્મે બાતિનની પણ આપને તીવ્ર ઝંખના હતી. એ માટે આપ હકીમુલ ઉમ્મત હઝરત મૌલાના શાહ અશરફઅલી થાનવી (રહ.)ના મુબારક હાથ પર બૈઅત થયા.

ડોકટર સાહેબ (રહ.)નું જીવન સુન્નતે રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો નમૂનો હતું. આપ (રહ.)નો દરેક અમલ તથા કદમ, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના નકશે કદમ મુતાબિક હતો. આપ ઈશ્કે રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમમાં ડૂબેલા હતા. ઈશ્કે રસૂલ વગર સુન્નતની ઈત્તિબાઅ કરવું શકય નથી.

**નકશે કદમ નબી (સલ.)કે હય જન્નત કે રાસ્તે,**
**અલ્લાહ સે મિલાતે હય સુન્નત કે રાસ્તે.**

ઈશ્કે રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અને કામિલ શયખની તવજ્જુહના કારણે વરસોનો માર્ગ આપે મહિનાઓમાં તય કરી લીધો.

હઝરત હકીમુલ ઉમ્મત મૌલાના શાહ અશરફ અલી સાહબ થાનવી (રહ.)એ ઈસ્વીસન ૧૯૩૫ માં જ આપને 'મુજાઝે સુહબત' બનાવ્યા હતા. વકીલાત છોડવા પછી આપને 'મુજાઝે બયઅત' પણ બનાવી દીધા અને ખિલાફતનો શર્ફ અતા ફરમાવ્યો.

## હિજરત

ઈસ્વીસન ૧૯૫૦ સુધી આપ જોનપુરમાં દવાખાનું ચલાવતા રહ્યા. ૧૯૫૦ માં તેઓ ભારતથી હિજરત કરી કરાંચી ચાલ્યા ગયા. કરાંચીમાં રોબિન્સ રોડ પર દવાખાનું શરૂ કર્યું. ટૂંક સમયમાં જ એમની ખ્યાતિ થઈ ગઈ અને દવાખાનામાં ભીડ જામવા લાગી.

ત્યાર બાદ તેઓ ઉત્તર નાઝિમાબાદમાં સ્થાયી થયા અને ત્યાં 'બૈતુલ અશરફ' નામી ઘરમાં દવાખાનું શરૂ કર્યું અને છેલ્લે સુધી ત્યાં જ રહ્યા.

## પોતાના શૈખની તાલીમાતનો ફેલાવો

હઝરત હકીમુલ ઉમ્મત મૌલાના શાહ અશરફઅલી થાનવી (રહ.)ના ખલીફાઓ ઘણાં હતા પરંતુ ડોકટર અબ્દુલ હય સાહબમાં જે ખાસ વાત જોવામાં આવતી હતી તે એ કે તેમનામાં પોતાના શૈખનો રંગ ઝલકતો હતો. હઝરત હકીમુલ ઉમ્મત (રહ.)ને લાગ્યું હતું કે હઝરત ડોકટર અબ્દુલ હય આરિફી તેમના સંદેશાને ફેલાવવામાં અગત્યનો ભાગ ભજવી શકશે. અને ખરેખર ડોકટર અબ્દુલ હય (રહ.)એ પોતાના શૈખના આ અનુમાન અને વિશ્વાસને સાચો પુરવાર કર્યો.

તેમણે જે મહેનત અને લગનથી પોતાના શૈખની તાલીમ તથા સંદેશને લાખો માણસોના દિલોમાં બેસાડયા તે એટલું મહાન કાર્ય છે કે કદી ભૂલી શકાય એમ નથી.

## આપ (રહ.)ની મુબારક મજલિસો

દર જુમ્આ અને સોમવારના દિવસે તેમના ઘરે રૂહપરવર મજલિસ થતી હતી. સેંકડો લોકો તેમાં હાજર થતા હતા. એમની રૂહાની ખાનકાહ પર મોટા મોટા ઉલમા, ફુઝલા, સલ્તનતના હાકિમો અને ઉચ્ચ અધિકારીઓ, ધનવાનો, મધ્યમવર્ગના લોકો અને ગરીબો સર્વ હાજર થતા હતા. ડોકટર સાહબ નસીહતો ફરમાવતા ત્યારે દરેક માણસ કંઈ ને કંઈ મેળવી પાછો જતો હતો. દરેકને એમ લાગતું કે ઘરેથી ખાલી આવ્યા હતા પણ હવે કંઈક મેળવીને જઈ રહયા છીએ. તેમને જીવન જીવવાનો ઢંગ જાણવા મળ્યો છે.

## આપ (રહ.)ની નસીહતો

ડોકટર સાહબ હાજરજનોને સીધું સાદું જીવન ગુઝારવાના તરીકા સમજાવતા અને એટલી સાદી અને મીઠી ભાષામાં નસીહતો કરતા કે કોઈને પણ ખોટું લાગતું ન હતું. મજલિસમાં શરીક થયેલ દરેકને એમ લાગતું કે આ વાત મને જ કહેવામાં આવી રહી છે. વર્તમાન સામાજિક ખરાબીઓ અને માહોલના બગાડ તરફ આંગળી ચીંધતા હતા અને એનાથી બચવાની સહેલી રીતો બતાવતા હતા. તેમની વાતોમાં ગઝબનો પ્રભાવ અને અસરકારકતા હતા. તેમનો એક એક શબ્દ દિલના પાર નીકળતો અને તેનાથી અમલ કરવું આસાન થઈ જતું.

**અઝ દિલ ખેઝદ, દર દિલ રેઝદ.**

[દિલમાંથી જે વાત નીકળે, સીધી એ તો દિલમાં ઊતરે.]

## શૈખની તાલીમના અમીન

ડોકટર અબ્દુલ હય સાહબ પોતાના શૈખના મિઝાજ શનાસ અને તેમની તાલીમના અમીન હતા. તેમની ખૂબી એ હતી કે કોઈ પણ મુશ્કેલ સમયમાં તેમના ચહેરા પર પરેશાની દેખાતી ન હતી. હંમેશાં ખુશખુશાલ રહેતા હતા. દરેક સાથે શફકત અને મુહબ્બત, માયા અને મમતાના કારણે દરેકને એમ લાગતું કે ડોકટર સાહેબ મને જ વધારે ચાહે છે.

## સાદગી અને સફાઈ

આપ હંમેશા સાફ સુથરા કપડાં પહેરતા હતા. સારામાં સારી ખૂશ્બૂ લગાવતા હતા. આપનું જીવન સાદગી અને સફાઈના ઉમદા નમૂનારૂપ હતું.

## ખૂશ મિજાઝ

આપ ઈલ્મ અને હિકમતમાં તો પ્રવીણ હતા જ સાથોસાથ ખૂશ મિજાઝ, આનંદી સ્વભાવના પણ હતા. હળવી મજાક પણ ફરમાવતા.

એમના એક ચાહક હાજી ઝફર અહમદ થાનવી તેમની મજલિસમાં

હંમેશા મોડા પહોંચતા હતા. હઝરતને તેમની સાથે દિલી સંબંધ હતો. એક વાર સોમવારની મજલિસમાં હાજી ઝફર અહમદ મોડા આવ્યા.

હઝરતે પૂછયું,
'કેમ મોડા આવ્યા ?'
તેમણે ઉત્તર આપ્યો,
'ઘૂંટણમાં તકલીફ છે. ચલાતું નથી.'
હઝરતે હસતાં હસતાં ફરમાવ્યું,
'ઉઝરે લંગ હૈ.'

[હઝરતનું આ વાકય દ્વિઅર્થી છે.
૧ મોડા આવવાનું કારણ 'લંગ' (લંગડા હોવું) છે.
૨ તમે બતાવેલું કારણ 'લંગ' (લંગડું છે) અર્થાત ચાલી શકે એવું નથી.]

## બે ઉમદા ગુણો

અલ્લાહ તઆલાએ આપને ઘણી હિમ્મત અને હોસલો આપ્યો હતો. તહજજુદના સમયથી જ કામમાં મશગૂલ થઈ જતા હતા.

આપ ઘણીવાર ફરમાવતા હતા કે,
''મને બે એવા ગુણો શીખવાના મળ્યા છે કે તેનાથી બધી મુશ્કેલીઓ આસાન થઈ જાય છે.

એક : હિમ્મત.
બીજું : વખતની પાબંદી.

આ બે ગુણો અપનાવવાથી મુશ્કેલમાં મુશ્કેલ કામ પણ આસાન થઈ જાય છે.''

## મઅમૂલાતની પાબંદી

તેઓ પોતાના 'મઅમૂલાત'ના ઘણાં જ પાબંદ હતા. તેઓ હંમેશા ફરમાવતા કે,

''કોઈ દિવસ 'મઅમૂલાત' પૂરા કરવાનો સમય ન મળે તો પણ જેટલો સમય મળે, અને જેટલું શકય હોય એટલું કરો જેથી

'મઅમૂલાત' છૂટી ન જાય. મઅમૂલાત છૂટી જવાથી બેબરકતી થાય છે.''

## આપની કિતાબો

ડોકટર અબ્દુલ હય સાહબે સાત દીની કિતાબો અને અઢાર હોમિયોપેથીક ઈલાજ અંગે પુસ્તકો મળી કુલ પચ્ચીસ કિતાબો લખી છે.

કિતાબોના લેખન વિષે એક વાર ફરમાવ્યું કે,
''હદીસ શરીફમાં આવ્યું છે કે :

માણસના મરણ પછી તેના આમાલ બંધ થઈ જાય છે
પરંતુ ત્રણ વસ્તુનો સવાબ સતત મળતો રહે છે :–

(૧) સદકએ જારિય્યહ
(૨) તે ઈલ્મ જેનાથી લોકોને ફાયદો થતો રહે.
(૩) નેક ઔલાદ જે મરનાર માટે દુઆ કરતી રહે.

આ ત્રણેય વસ્તુઓ 'બાકીયાતુસ્સાલિહાત'માંથી છે.''

## આપના મલફૂઝાત અને તેના સંગ્રહો

ડોકટર સાહેબને હઝરત થાનવી (રહ.)ની તાલીમાતને સહેલી ભાષામાં સમજાવવામાં ઘણી મહારત હતી. લોકો હઝરત થાનવી (રહ.)ની તાલીમાતથી વાકિફ થાય અને અલ્લાહ તઆલાની રઝામંદી મેળવે એ જ એમની દિલી તમન્ના હતી. એટલે તેઓ પોતાની મજલિસમાં મોટા ભાગે હઝરત થાનવી (રહ.)ના મવાઈઝ, મલફૂઝાત પોતાની શૈલીમાં બયાન ફરમાવતા.

ડોકટર સાહબના એક ચાહક મસઊદ અહસન અલવી સાહબે એમની આ બોધવાણીને ભેગી કરી કિતાબ લખી. એ કિતાબનું નામ : **'ઈફાદાતે આરિફીય્યહ'** રાખ્યું.

તે પછી એ જ કિતાબમાં અમુક સુધારા–વધારા કરી બીજી વખત છપાવી અને તેનું નામ : **'મઆસિરે હકીમુલ ઉમ્મત'** રાખ્યું.

એ ઉપરાંત :

- ‘બસાઈરે હકીમુલ ઉમ્મત’
- ‘મઆરિફે હકીમુલ ઉમ્મત’
- ‘ઈસ્લાહુલ મુસ્લિમીન’

... વગેરે કિતાબો તૈયાર કરી છપાવી છે. જે એમના માટે સદકએ જારિય્યહ છે.

## કાવ્ય સંગ્રહ

ડોકટર સાહબને બાળપણથી જ ઉર્દૂ સાહિત્ય (અદબ)નો શોખ પણ હતો. વિદ્યાર્થીકાળથી જ શાઈરી શરૂ કરી હતી. આપના શેઅરોનો સંગ્રહ (દીવાન) : **‘સાહબાએ સુખન’** નામથી છપાયો છે.

હઝરત મુફતી મુહમ્મદ શફીઅ સાહબ (રહ.),
ન્યાઝી ફતેહપુરી તથા
બાબા નજમુલ હસન સાહબએ
તેની પ્રસ્તાવના લખી છે.

## કલમ અને ઘડિયાળ

એક વખતે પોતાના જીવનની સફળતાની ચાવી વિષે ફરમાવ્યું કે,

‘‘મેં બે વસ્તુઓની કદર કરી :
એક કલમ અને બીજી ઘડિયાળ.
(અર્થાત : લેખન અને સમય)
આ બે વસ્તુઓએ મને ઈઝઝત આપી.’

## કીમતી સલાહ

ઔલાદના બગડવા વિષે ફરમાવતા કે,

‘‘તમે પોતાની જાતને ઠીક કરો,
ઔલાદ પોતે જ ઠીક થઈ જશે.’’

## દુઆ માંગવાની રીત

દુઆ અંગે ફરમાવતા હતા કે,

''અલ્લાહપાકથી દિલ ખોલીને માંગો.
લજાજત અને ખુશામતથી માંગો.
બાળક પોતાની માતાને વળગી રહે છે તેમ અલ્લાહથી
વળગી રહો.''

## જનરલ ઝિયાઉલ હક ઈયાદત માટે આવ્યા

ઈસ્વીસન ૧૯૮૬ના આરંભમાં હઝરત ડોકટર અબ્દુલ હય સાહબ બીમાર પડયા. જયારે આપ તદ્દન પથારીવશ થઈ ગયા ત્યારે પૂરું કરાંચી શહેર દૂરના તથા નજીકના લોકો બીમારપુરસી માટે ઉમટી પડયા.

પાકિસ્તાનમાં ત્યારે જનરલ ઝિયાઉલ હકનું લશ્કરી શાસન હતું. તેઓ પાકિસ્તાનના સરમુખત્યાર, રાષ્ટ્રપતિ (સદર) અને સર્વેસર્વા હતા. તેઓ પોતાના સંપૂર્ણ પ્રધાનમંડળ (કેબીનેટ)ની સાથે હઝરતની ઈયાદત માટે તશરીફ લાવ્યા.

સદરે પાકિસ્તાન જનરલ ઝિયાઉલ હક પોતે અને પ્રધાનમંડળના બધાં પ્રધાનો હઝરતની ખિદમત તથા સેવા ચાકરીને પોતાની સઆદત (સૌભાગ્ય) સમજીને હઝરતના હાથ–પગ દબાવવા મંડી પડયા !

આ છે અલ્લાહવાળાઓની શાન !

જે કોઈ પોતાનું મસ્તક અલ્લાહની સામે ઝુકાવી દે છે,
અલ્લાહ તઆલા આખા વિશ્વને તેની સામે ઝુકાવી દે છે.

**કી વફા તૂને મુહમ્મદ (સલ.)સે તો હમ તેરે હૈ,**
**યે જહાં ચીઝ હૈ કયા, લવહો કલમ તેરે હૈ.**

## જીવનદીપ બુઝાયો

આ મહાન બુઝુર્ગ, જિસ્માની અને રૂહાની બન્ને બીમારીઓના નિષ્ણાત હકીમ, મહાન સાહિત્યકાર અને સુધારકનો જીવનદીપ ૨૩ માર્ચ ૧૯૮૬ના રોજ ફજરની અઝાનના સમયે બુઝાઈ ગયો !

**ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઊન.**

# લેખકની પ્રસ્તાવના

**અલ્હમ્દુલિલ્લાહિ વ કફા વ સલામુન અલા ઈબાદિહિલ્લઝી નસ્તફા.**

બારગાહે હઝરત હકીમુલ ઉમ્મત મૌલાના થાનવી કુદ્દિસ સિર્રુહૂનો અદના ખાદિમ નાકારહ મુહમ્મદ અબ્દુલ હય અરજ કરે છે કે,

હઝરત અકદસ (રહ.)ની આમ તા'લીમાત અને બીજા બધાં જ અકાબિરના ઈરશાદાતથી, અલ્લાહનો શુક્ર છે કે આ વાત દિલમાં ઊતરી ગયેલી છે કે, દીન અને દુનિયાની કામિયાબી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની તા'લીમાતમાં અને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની આદતો તથા સુન્નતોના અનુસરણ અને પાલન પર જ મોકૂફ છે જે માત્ર નમાઝ, રોઝા અને બીજી ઈબાદતો સુધી મર્યાદિત નથી. બલકે જિંદગીના દરેક ક્ષેત્ર અને વિભાગનો, અખ્લાક, આદતો, આચરણ, સામાજિક વયવહાર તેમજ મુઆમલાત વગેરે બધાંનો જ એમાં સમાવેશ થાય છે.

હરેક જમાનામાં મશાઈખ અને મુહદ્દિસોએ ઉમ્મતના માટે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની હદીસો અને અખ્લાક તથા આચરણોને લગતી કિતાબોનો અઝીમુશ્શાન ભંડાર ભેગો કરેલો છે. એનો હેતુ એ જ છે કે ઉમ્મત જીવનના પ્રત્યેક ક્ષેત્ર સંબંધી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની મૌખિક અને અમલી હિદાયતોથી વાકિફ થાય તેમજ તેને પોતાની જિંદગીનો મકસદ બનાવે.

વર્તમાન કાળમાં જયારે સરદારે દો-આલમ હઝરત મુહમ્મદ મુસ્તફા સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સુન્નતોથી લોકો દૂર થતા જાય છે અને મુસલમાનો પોતાના દીનની તા'લીમાતને છોડીને ગયરોની રીતભાત અપનાવી રહયા છે ત્યારે એ વાતની તીવ્ર જરૂરત છે કે મુસલમાનોને વારંવાર ઈસ્લામી તા'લીમાત અને સરકારે દો આલમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સુન્નતોની તરફ દાવત આપવામાં આવે, કારણ કે મુસલમાનોની દુનિયાની અને આખિરતની, હરેક પ્રકારની ભલાઈ અને કામિયાબી સુન્નતના અનુસરણમાં જ સમાયેલી છે.

આ જ મકસદના માટે ઘણાં લાંબા સમયથી દિલમાં આરઝૂ હતી કે એક એવી આસાન અને સંક્ષિપ્ત કિતાબ સંપાદિત કરવામાં આવે કે જેના વાંચનથી આમ મુસલમાનો સુન્નતના અનુસરણની આકર્ષક જિંદગીથી પરિચિત થઈ શકે અને તેના કારણે તેઓ આસાની સાથે સુન્નત પ્રમાણે જિંદગીની પાયાની જરૂરતોને જાણી શકે. એ જ વિચારો છે જેણે મને આ કિતાબ સંપાદિત કરવા માટે પ્રવૃત્ત કર્યો.

અહકર કોઈ આલિમ નથી, પરંતુ એ માત્ર અલ્લાહ તઆલા શાનુહૂનો ફઝલે અઝીમ છે કે તેણે ઉલમાએ અહલે તકવા અને મશાઈખની બાબરકાત સુહબત તેમજ તરબિયતથી ફૈઝયાબ અને સરફરાઝ થવાની સઆદત નસીબ ફરમાવી છે. આ એજ બુઝુર્ગોની નઝરોનો ફૈઝાન છે કે અહકરના દિલમાં એક એવી કિતાબ સંપાદિત કરવાનો વિચાર પેદા થયો, જેમાં નબીએ રહમત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના ઉસ્વએ હસના વિશે એવી હદીસો જમા કરવામા આવે, જેનો સંબંધ ઈન્સાનની જિંદગીના હરેક ક્ષેત્ર અને હરેક હાલતની સાથે હોય અને જેની રોશનીમાં ઈત્તિબાએ સુન્નતનો સાચો ભાવાર્થ ઈલ્મી અને અમલી રીતે ખૂબ સુસ્પષ્ટ થઈ જાય અને જેના કારણે હરેક મુસલમાન આ વધતા જતા નાસ્તિકતા અને ગુમરાહીના માહોલ અને વાતવરણમાં પોતાના ઈમાન અને ઈસ્લામને સુરક્ષિત અને સલામત રાખી શકે.

એટલે અહકરે ખુદ પોતાના માટે અને પોતાના એવા આમ મુસલમાનોના માટે ઉલમાએ કિરામના મશ્વેરાથી હદીસો અને શમાઈલે નબવીય્યહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની આધારભૂત કિતાબોમાંથી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સુન્નતો અને તા'લીમાત ચૂંટીને ઉર્દૂ ભાષામાં આસાન શીર્ષકો સાથે એક લાભદાયી અને વિશ્વસનીય સંગ્રહ જમા કરી લીધો.

કમજોરી અને બીજી પ્રવૃત્તિઓના કારણે આ કાર્યને અંજામ આપવા માટે અહકર લાંબા સમય સુધી, ઉમળકાપૂર્વક આ કાર્યમાં નિમગ્ન અને ધ્યાનિત રહ્યો. અલ્લાહનો શુક્ર છે કે મારી ઈલ્મી હેસિયત અને સલાહિયત તેમજ સમજશકિત પ્રમાણે જે કંઈ કાર્ય થઈ શકયું છે તેને વાચકોની સમક્ષ મૂકી દીધું છે.

અલ્લાહ તઆલા શાનુહૂનો એહસાને અઝીમ છે કે આ કિતાબ પ્રગટ થતાં જ એને એવી લોકપ્રિયતા પ્રાપ્ત થઈ કે લગભગ એક મહિનામાં જ એની પ્રથમ આવૃત્તિની તમામ નકલો ખત્મ થઈ ગઈ અને ચાહકોની તૃષા અને ફરમાઈશ બાકી રહી ગઈ ! એટલે વારંવારના આગ્રહોના કારણે ઉતાવળે જ બીજી આવૃત્તિની વ્યવસ્થા કરવી પડી.

આ સમયગાળામાં આ કિતાબની પ્રથમ આવૃત્તિ કેટલાક નિષ્ણાત વિદ્વાનોના જોવામાં પણ આવી અને એમાં કેટલીક વાતો ફિકહી દૃષ્ટિબિંદુથી સુધારવાપાત્ર માલૂમ પડી, એટલે આ આવૃત્તિ કેટલાક નિષ્ણાત અને તજજ્ઞ વિદ્વાનોના પુનરાવલોકન પછી પ્રગટ કરવામાં આવી રહી છે અને એમાંથી મજકૂર ફિકહી ખામીઓને દૂર કરી દેવામાં આવી છે.

એમ છતાં, આ વાત હું ફરી એક વાર અરજ કરવા ચાહું છું કે આ કોઈ ફિકહની કાયદેસરની કિતાબ નથી જેમાં વિષય સંબંધિત તમામ નાની–મોટી વિગતો મૌજૂદ હોય અથવા મસ્અલહના દરેક પહેલૂને આવરી લેવામાં આવ્યો હોય. એટલે એવી ફિકહી વિગતો માટે નિષ્ણાત વિદ્વાનો અને મુફતીઓનો સંપર્ક સાધવામાં આવે અથવા ફિકહની વિસ્તૃત કિતાબો વાંચીને અને સમજીને અમલ કરવું જોઈએ. એના માટે સૈયદી અને મુરશિદી હકીમુલ ઉમ્મત હઝરત મૌલાના અશરફઅલી સાહબ થાનવી કુદ્દિસ સિર્રુહૂની કિતાબ **'બિહિશ્તી ઝેવર'** અજોડ છે.

એ જ પ્રમાણે આ ઈલ્મે હદીસની પણ કોઈ કાયદેસરની કિતાબ નથી, જેમાં હદીસના નિયમોની તમામ બારીકીઓની કાળજી રાખવામાં આવી હોય, બલકે હદીસશાસ્ત્રની દૃષ્ટિએ હજુ પણ એમાં કંઈ કચાશ જેવું હોય તો અસંભવિત નથી. જો કે મેં સમગ્ર મેટર તે આધારભૂત કિતાબોમાંથી લીધું છે, જેના નામો 'આધારગ્રંથો' શીર્ષક હેઠળ લખ્યા છે, પરંતુ એ મેટર અરબીમાંથી ઉર્દૂમાં ભાષાંતર કરીને લેવામાં આવ્યું છે, એટલે શક્ય છે કે નકલ કરવામાં અને ક્રમબદ્ધતા તથા ચયનમાં તે કાળજી લઈ શકાઈ ન હોય, જે હદીસ નકલ કરવામાં જરૂરી હોય છે. એટલે જો કોઈ હદીસની ઈલ્મી તેહકીક કરવાની જરૂરત લાગે તો (હવાલામાં લખેલી) મૂળ કિતાબને જોવામાં આવે.

દાખલા તરીકે એવું શક્ય છે કે હદીસની સાથે કૌંસમાં સમજૂતી

માટે જે વધારો આવવો જોઈએ તે કયાંક રહી ગયો હોય. અલબત્ત, વારંવાર અહલે ઈલ્મને બતાવ્યા પછી, એ વાતનો ઈત્મીનાન છે કે હદીસોનો કેંદ્રવર્તી ભાવાર્થ જરૂર સ્પષ્ટ થઈ ગયો છે અને ઈલ્મી દ્દષ્ટિબિંદુથી કોઈ વાત એવી બાકી રહી નથી જે બિન આધારભૂત હોય.

સાથે જ, કિતાબના બાહ્ય રૂપરંગ અને ગોઠવણીમાં કેટલીક એવી બાબતો રહી ગઈ હતી જે કેટલાક રસીકજનોને ગમી ન હતી. આ આવૃત્તિમાં તેને પણ દૂર કરવાની કોશિશ કરવામાં આવી છે.

અલ્લાહ તઆલાથી દુઆ છે કે તે અહકરની ઉણપોને દરગુઝર ફરમાવે અને આ કિતાબને પોતાની બારગાહમાં કબૂલિયતનો શર્ફ અતા ફરમાવે, એનાથી આમ મુસલમાનોને ફાયદો પહોંચાડે અને મુહબ્બતે રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તથા ઈત્તિબાએ સુન્નતની સાચી ભાવના પેદા કરવાનો ઝરિયો બનાવે અને આપણને સૌને એના પર ઈખ્લાસની સાથે અમલ કરવાની તૌફીક અતા ફરમાવે.

આમીન ! સુમ્મ આમીન !

ઈન્નહૂ અલા કુલ્લિ શયઈન કદીર.

અહકર,

**મુહમ્મદ અબ્દુલ હય**

ઉફિય અન્હૂ

૨૪, ડિસેમ્બર, ૧૯૭૫.





# વિભાગ પહેલો

## પ્રારંભિક પ્રકરણો

'ફરવહુંવ્વ વ રયહાનુંવ વ જન્નતુ નઈમ.'

[સૂરએ 'વાકેઅહ' : ૮૯]

**ભાવાર્થ**

તો (તેના માટે) રાહત અને (ભલી) રોઝી
તથા નેઅમતનો બગીચો છે.



# ખુત્બહ

**બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ**
**નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ.**

સુબ્હાનકલ્લાહુમ્મ વબિહમ્દિ–ક વ તબારકસ્મૂ–ક વ તઆલા જદ્દુ–ક વ લા ઈલા–હ ગયરુક.

અશ્હદુ અલ્લાઈલા–હ ઈલ્લલ્લાહુ વહ્દહૂ લા શરી–ક લહૂ વ અશ્હદુઅન્ન મુહમ્મદન અબ્દુહૂ વ રસૂલુહૂ અર્સલહુલ્લાહુ તઆલા ઈલા કાફ્ફતિન્નાસિ બિલ્હકિક બશીરંવ વ નઝીરંવ વ દાઈયન ઈલલ્લાહિ બિઈઝનિહી વ સિરાજમ મુનીરા. વ સલ્લલ્લાહુ તઆલા અલયહિ વ અલા આલિહી વ સહબિહી વ સલ્લ–મ તસ્લીમન કસીરન કસીરા.

○

સુબ્હાન રબ્બિ–ક રબ્બિલ ઈઝ્ઝતિ અમ્મા યસિફૂન વ સલામુન અલલ મુર્સલીન વલ્હમ્દુલિલ્લાહિ રબ્બિલ આલમીન.

○

અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિંવ વ અલા આલિ મુહમ્મદિન કમા સલ્લય–ત અલા ઈબ્રાહી–મ વ અલા આલિ ઈબ્રાહી–મ ઈન્ન–ક હમીદુમ મજીદ.

○

અલ્લાહુમ્મ બારિક અલા મુહમ્મદિંવ વ અલા આલિ મુહમ્મદિન કમા બારક–ત અલા ઈબ્રાહી–મ વ અલા આલિ ઈબ્રાહી–મ ઈન્ન–ક હમીદુમ મજીદ.

○

રબ્બના તકબ્બલ મિન્ના ઈન્ન–ક અન્તસ્સમીઉલ અલીમ.

# નૂરાની કિરણો

**બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ**
**નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ.**

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની જલાલતે શાન અને કમાલાતે નુબુવ્વત ખુદ અલ્લાહ તઆલાના કલામે મુબીનમાં દર્શાવેલી છે.

**મુહમ્મદ હામિદે હમ્દે ખુદા બસ,**
**ખુદા મદહ આફરીને મુસ્તફા (સલ.) બસ.**

હક તઆલા જલ્લ શાનુહૂએ આપણા રસૂલે મકબૂલ અહમદે મુજતબા મુહમ્મદ મુસ્તફા સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને તમામ અંબિયા અને રસૂલોમાં એક ખાસ અનોખું સ્થાન આપેલું છે. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને સૈયદુલ અંબિયા–અંબિયાઓના સરદાર બનાવ્યા અને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઝાતે અકદસને દુનિયાના માટે એક મિસાલી નમૂનો બનાવીને મોકલ્યો. એટલા જ માટે તમામ વિશ્વજનો માટે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો પરિચય કરાવવાની અને આપના પરિપૂર્ણ સદ્‌ગુણો બતાવવાની કાળજી પણ અલ્લાહ તઆલાએ પોતે જ પોતાના કલામે મુબીનમાં લીધી છે.

અલ્લાહ તઆલાના એ ઈર્શાદો નીચે પ્રમાણે છે :–

## કુર્આન શરીફની આયતો

**૧**

**હુવલ્લઝી અર્સ–લ રસૂલહૂ બિલ્હુદા વ દીનિલ્હકિક લિ યુઝહિરહૂ અલદ્દીનિ કુલ્લિહી વ કફા બિલ્લાહિ શહીદા. મુહમ્મદુર્રસૂલુલ્લાહિ**

વલ્લઝી-ન મ-અ-હૂ અશિદ્દાઉ અલલ કુફ્ફારિ રુહમાઉ બયનહુમ તરાહુમ રુકકઅન સુજ્જદંય યબ્તગુ-ન ફઝ્લમ મિનલ્લાહિ વ રિઝ્વાના.

[સૂરએ 'ફત્હ' ૨૮, ૨૯]

તે (અલ્લાહ) એવો છે કે તેણે પોતાના રસૂલને હિદાયતનો સામાન કુર્આન તથા સાચો દીન (અર્થાત ઈસ્લામ) આપીને (દુનિયામાં) મોકલ્યા છે કે જેથી તેને તમામ દીનો પર ગાલિબ કરે અને અલ્લાહ કાફી ગવાહ છે. મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) અલ્લાહના રસૂલ છે અને જે લોકોએ આપની સુહબત મેળવી છે તેઓ કાફિરોના મુકાબલામાં તેઝ છે અને આપસમાં મહેરબાન છે.

હે મુખાતબ (સાંભળનાર) ! તું તેમને જોશે કે કયારેક રુકૂઅ કરી રહ્યા છે, અલ્લાહ તઆલાના ફઝલ અને રઝામંદીની તલાશમાં લાગેલા છે.

૨

લકદ મન્નલ્લાહુ અલલ્મુઅમિની-ન ઈઝ બ-અ-સ ફીહિમ રસૂલમ મિન અન્ફુસિહિમ યત્લૂ અલયહિમ આયાતિહી વ યુઝક્કીહિમ વ યુઅલ્લિમુહુમુલ્કિતા-બ વલ હિકમહ.

[સૂરએ 'આલિ ઈમરાન' ૧૬૪]

હકીકતમાં અલ્લાહ તઆલાએ મુસલમાનો પર એહસાન કર્યો, જયારે તેઓમાં, તેઓમાંથી જ એક એવા પયગમ્બરને મોકલ્યા કે તેઓ લોકોને અલ્લાહ તઆલાની આયતો પઢીને સંભળાવે છે અને તેઓની જહાલત તથા જહાલતભરેલી રસમોને સુધારતા રહે છે તેમજ તેઓને કિતાબ (કુર્આન) અને સમજદારીની વાતો બતાવતા રહે છે.

(બયાનુલ કુર્આન)

૩

અલ્લઝી-ન યત્તબિઊનર્રસૂલન્નબિય્યલ ઉમ્મીયલ્લઝી યજિદુન મક્તૂબન

ઈન્દહુમ ફીત્તવરાતિ વલઈન્જીલિ યઅમુરુહુમ બિલ્મઅરૂફિ વ યન્હાહુમ અનિલ્મુન્કરિ વ યુહિલ્લુ લહુમુત્તય્યિબાતિ વ યુહર્રિમુ અલયહિમુલ ખબાઈ-સ વ યદઉ અનહુમ ઈસ્રહુમ વલ અગ્લાલલ્લતી કાનત અલયહિમ ફલ્લઝી-ન આમનુ બિહી વ અઝ્ઝરૂહુ વ ન-સ-રૂહુ વત્તબઉન નૂરલ્લઝી ઉન્ઝિ-લ મ-અ-હૂ ઉલાઈ-ક હુમુલ મુફલિહુન.

[સૂરએ 'અઅરાફ' ૧૫૭]

જે લોકો આવા રસૂલની, ઉમ્મી (નિરક્ષર) નબીની ઈત્તિબાઅ (અનુસરણ) કરે છે, જેને તે લોકો પોતાની પાસે તવરાત તથા ઈન્જીલમાં લખેલું જુએ છે, (જેમની સિફત આ પણ છે કે) તેઓને નેક વાતોનો હુકમ ફરમાવે છે અને બૂરી વાતોની મનાઈ કરે છે અને પાકીઝા ચીઝોને તેઓના માટે હલાલ બતાવે છે તથા ગંદી ચીઝોને તેઓના માટે હરામ ફરમાવે છે અને તેઓ પર જે બોજ અને બંધનો હતા તેને દૂર કરે છે, જેથી લોકો આ નબી પર ઈમાન લાવે છે અને તેમની હિમાયત કરે છે, તથા તેમની મદદ કરે છે અને આ નૂર અર્થાત કુર્આન શરીફની ઈત્તિબાઅ કરે છે, જે તેમની સાથે મોકલવામાં આવ્યું છે. આવા લોકો સંપૂર્ણ સફળતા મેળવનારા છે.

(બયાનુલ કુર્આન)

૪

અને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની પવિત્ર વાણીની શાન આ રીતે ઈર્શાદ ફરમાવી છે :—

વમા યન્તિકુ અનિલ હવા. ઈન હુવ ઈલ્લા વહયૂંય યૂહા.

[સૂરએ 'નજમ' ૪]

અને ન તેઓ પોતાની ખ્વાહિશે નફસાની–મનેચ્છાઓથી વાતો બનાવે છે (બલકે) તેમનો ઈર્શાદ નરી વહી હોય છે, જે તેમના ઉપર મોકલવામાં આવે છે.

(બયાનુલ કુર્આન)

૫

તે પછી પોતાના બંદાઓને પોતાના મહબૂબ નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખુસૂસિયત–આગવા લક્ષણોનો પરિચય (અલ્લાહ તઆલા) આ રીતે કરાવે છે :–

**લકદ જાઅકુમ રસૂલુમ મિન અન્ફુસિકુમ અઝીઝુન અલયહિ મા અનિતુમ હરીસુન અલયકુમ બિલ્મુઅમિની–ન રઉફુર્રહીમ.**

**[સૂરએ 'તવબા' ૧૨૮]**

(હે લોકો !) તમારી પાસે એક એવા પયગમ્બર (અલૈહિસ્સલામ) તશરીફ લાવ્યા છે જે તમારી જિન્સ (માનવ)માંથી છે કે જેમને તમારા નુકસાનની વાત ઘણી ભારે લાગે છે (અને) તમારા કલ્યાણ માટે ઘણાં જ આતુર છે (આ હાલત તો બધાં લોકો માટેની છે અને) ઈમાનવાળાઓ પર તો (તેઓ) બેહદ માયાળુ અને દયાળુ છે.

**(બયાનુલ કુર્આન)**

૬

**અન્નબીય્યુ અવલા બિલ મુઅમિની–ન મિન અનફુસિહિમ વ અઝવાજુહૂ ઉમ્મહાતુહુમ.**

**[સૂરએ 'અહઝાબ' ૬]**

નબી મોમિનો સાથે તેમના પોતાના પ્રાણથી પણ વધુ સંબંધ રાખે છે, અને નબીની પત્નીઓ તેમની માતાઓ છે.

૭

તે પછી લોકોને પોતાના રસૂલે બરહક અને હાદીએ દીને મુબીન સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની તાબેદારી કરવાનો હુકમ આ પ્રમાણે ફરમાવ્યો :–

લકદ કાન લકુમ ફી રસૂલિલ્લાહિ ઉસ્વતુન હસનહ.

[સૂરએ 'અહઝાબ' ૨૧]

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની જિંદગી તમારા માટે બેહતરીન નમૂનો છે અને હમેશા રહેશે.

(બયાનુલ કુર્આન)

૮

વમા આતાકુમુર્રસૂલુ ફખુઝૂહુ વમા નહાકુમ અન્હુ ફન્તહુ.

[સૂરએ 'હશ્ર' ૭]

અને રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તમને જે કંઈ આપે તે લઈ લો અને જેનાથી તમને રોકે તે તજી દો.

૯

મંય યુતિઈર્રસૂલ ફકદ અતાઅલ્લાહ.

[સૂરએ 'નિસાઅ' ૮૦]

જે કોઈએ રસૂલનો હુકમ માન્યો તો તેણે ખરેખર અલ્લાહની તાબેદારી કરી.

૧૦

વ મંય યુતિઈલ્લા-હ વ રસૂલહૂ ફકદ ફાઝ ફવઝન અઝીમા.

[સૂરએ 'અહઝાબ' ૭૧]

અને જે કોઈ અલ્લાહની તથા તેના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની આજ્ઞાનુસાર ચાલશે તો તે મહાન સફળતા મેળવશે.

૧૧

તે પછી પોતાના મહબૂબ નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના ઉમ્મતીઓને આ ખૂશખબર પણ આપી કે :—

**વ મંય યુતિઈલ્લા-હ વર્રસૂ-લ ફઉલાઈ-ક મઅલ્લઝી-ન અનઅમલ્લાહુ અલયહિમ મિનન નબિય્યી-ન વસ્સિદ્દીકી-ન વશ્શુહદાઈ વસ્સાલિહી-ન વ હસુ-ન ઉલાઈ-ક રફીકા.**

**[સૂરએ 'નિસાઅ' ૫૯]**

અને જે કોઈ અલ્લાહ અને તેના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો હુકમ માની લેશે તો તેઓ પણ તે લોકોની સાથે (જન્નતમાં) હશે જેઓ પર અલ્લાહે ખાસ કૃપા કરી છે, એટલે નબીઓ અને સિદ્દીકો તથા શહીદો અને નેક લોકો. વળી, એ લોકો બહુ સારા સહવાસી છે.

૧૨

અને આ બાબતની ચેતવણી પણ આપી કે :—

**વ મંય યુશાકિકિર્રસૂ-લ મિમ બઅદિ મા તબય્ય-ન લહુલ હુદા વ યત્તબિઅ ગય-ર સબીલિલ મુઅમિની-ન નુવલ્લિહી મા તવલ્લા વ નુસ્લિહી જહન્ન-મ વ સાઅત મસીરા.**

**[સૂરએ 'નિસાઅ' ૧૧૫]**

અને જે કોઈ પર હિદાયત જાહેર થઈ ગયા પછી પણ રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની વિરુદ્ધતા કરશે અને સૌ મુસ્લિમોના માર્ગથી ઊલટો ચાલશે તો અમે તેને (દુનિયામાં) જે કંઈ તે કરી રહ્યો છે તે કરવા દઈશું. પણ (આખિરતમાં તો) તેને જહન્નમમાં જ નાંખીશું, અને તે અતિશય ખરાબ જગ્યા છે.

(૧૩)

**વ મંય યઅસિલ્લા-હ વ રસૂલહૂ વ યતઅદ્દ હુદૂદહૂ યુદ-ખિલ્હૂ નારન ખાલિદન ફીહા વલહૂ અઝાબુમ મુહીન.**

**[સૂરએ 'નિસાઅ' ૧૪]**

પણ જે કોઈ અલ્લાહ અને તેના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની નાફરમાની કરશે અને તેની સીમા ઓળંગી જશે તો તેને એવી (દોઝખની) આગમાં નાખશે જેમાં તે સદા રહેશે અને તેને માટે રુસ્વાઈ (ફજેતી)નો અઝાબ છે.

(૧૪)

તે પછી પોતાના મહબૂબ નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની પોતાની ઝબાને મુબારકથી પોતાના રિસાલતના મન્સબ (પદ) પર અને રુશ્દો-હિદાયતના મરતબા પર (નિયુક્તિના) એલાનના માટે આ શબ્દો વાપર્યા છે :—

**કુલ યા અય્યુહન્નાસુ ઈન્ની રસૂલુલ્લાહિ ઈલયકુમ જમીઅનિલ્લઝી લહૂ મુલ્કુસ્સમાવાતિ વલ અર્દિ લા ઈલા-હ ઈલ્લા હુ-વ યુહયી વ યૂમીતુ.**

**[સૂરએ 'અઅરાફ' ૧૫૮]**

(હે નબી ! સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) આપ ફરમાવી દો કે હે (જગતના) લોકો ! હું તમારા સૌની તરફ તે અલ્લાહનો રસૂલ છું જેની આકાશો અને પૃથ્વીમાં સત્તા છે, તેના સિવાય કોઈ બંદગીના લાયક નથી. તે જ જીવન અર્પણ કરે છે અને તે જ મોત પણ આપે છે.

(૧૫)

**કુલ હાઝિહી સબીલી અદઊ ઈલલ્લાહિ અલા બસીરતીન અ-ન વ મનિત્તબઅની**

**[સૂરએ 'યૂસુફ' ૧૦૮]**

(હે નબી ! સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) આપ ફરમાવી દો કે આ (તવહીદનું શિક્ષણ) મારો માર્ગ છે, અલ્લાહ (ના દીન)ની તરફ હું (દલીલ સાથે) સોચી-સમજીને બોલાવું છું. તેમ જેઓ મારી સાથે છે તે પણ.

(૧૬)

**કુલ ઈન્ની હદાની રબ્બી ઈલા સિરાતિમ મુસ્તકીમ.**

**[સૂરએ 'અનઆમ' ૭]**

(હે નબી ! સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) આપ ફરમાવી દો કે મારા પરવરદિગારે સીધા માર્ગની સૂઝ આપી છે.

(૧૭)

**કુલ ઈન્કુન્તુમ તુહિબ્બુનલ્લા-હ ફત્તબિઊની યુહબિબ કુમુલ્લાહુ વ યગ્ફિર લકુમ ઝુનૂબકુમ વલ્લાહુ ગફૂરુર્રહીમ.**

**[સૂરએ 'આલિ ઈમરાન' ૩૦]**

(હે નબી ! સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) (લોકોથી) ફરમાવી દો ! જો તમે અલ્લાહથી મુહબ્બત રાખો છો તો તમે મારા તાબેદાર બનો (કે જેથી) અલ્લાહ પણ તમારાથી મુહબ્બત કરે અને તમારા સર્વ ગુનાહ માફ કરે; અને અલ્લાહ બહુ બક્ષનાર ઘણો દયાળુ છે.

(૧૮)

તે પછી અલ્લાહ તબારક વ તઆલાએ પોતાના મહબૂબ અને હબીબ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને અત્યંત મમતા અને કૃપાથી નીચેના માનનીય શબ્દો અને વચનોથી સંબોધન કર્યું :–

**યાસીન. વલ્કુરઆનિલ્હકીમ. ઈન્ન-ક લમિનલ્મુર્સલીન.**
**અલા સિરાતિમ મુસ્તકીમ.**

**[સૂરએ 'યાસીન' ૧ થી ૪]**

યા–સીન.❶ હિકમતોથી ભરપૂર કુર્આનના સૌગંદ. બેશક, તમે રસૂલોમાંથી છો. (અને) સીધા માર્ગ ઉપર છો.

**૧૯**

**યા અય્યૂહન્નબીય્યુ ઈન્ના અર્સલના-ક શાહિદંવ વ મુબશ્શિરંવ વ નઝીરંવ વ દાઈયન ઈલલ્લાહિ બિઈઝનિહી વ સિરાજમ મુનીરા.**

**[સૂરએ 'અહઝાબ' ૪૫, ૪૬]**

હે નબી ! (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) બેશક અમે તમને સાક્ષી આપનાર તથા ખુશખબરી સંભળાવનાર તથા ડરાવનાર બનાવી મોકલ્યા છે અને અલ્લાહના તરફ તેના હુકમથી (સૌને) આમંત્રણ આપનાર અને (જાણે કે) રોશન ચિરાગ છે.

**૨૦**

**વમા અર્સલ્ના-ક ઈલ્લા કાફ્ફતલ લિન્નાસિ બશીરંવ વ નઝીરા.**

**[સૂરએ 'સબા' ૨૮]**

અને (હે રસૂલ ! સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તમને તો અમે તમામ લોકો માટે ખુશી તથા ડર સંભળાવવા માટે નબી બનાવી મોકલ્યા છે.

---

❶ એનો મૂળ મતલબ અલ્લાહ પાક સિવાય કોઈ જાણતું નથી, પરંતુ કેટલાક આલિમોનું કહેવું છે કે હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના કુર્આન શરીફમાં આવેલા સાત નામો પૈકી એક નામ છે.

૨૧

**વમા અર્સલ્ના-ક ઈલ્લા રહમતલ્લિલ આલમીન.**

**[સૂરએ 'અંબિયા' ૧૦૭]**

અને (હે મુહમ્મદ ! સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) અમે તમને તમામ જગત માટે રહમત બનાવી મોકલ્યા છે.

૨૨

**ઈન્ન-ક લઅલા ખુલુકિન અઝીમ.**

**[સૂરએ 'કલમ' ૪]**

અને (હે મુહમ્મદ ! સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) બેશક તમે મહાન સદ્ગુણો પર પયદા થયા છો.

૨૩

**વ-ર-ફઅના લ-ક ઝિક્રક.**

**[સૂરએ 'અલમ નશરહ' ૪]**

અને અમે તમારી ખાતર તમારું નામ બુલંદ કર્યું.

૨૪

**વ-લ સવ-ફ યુઅતિ-ક રબ્બુ-ક ફતર્દા.**

**[સૂરએ 'ઝુહા' ૫]**

અને નજીકમાં તમારો પરવરદિગાર તમને (એટલું) આપશે કે તમે ખૂશખૂશ થઈ જશો.

૨૫

**વલકદ આતયના-ક સબઅમ મિનલમસાની વલ્કુર્આનલ અઝીમ.**

**[સૂરએ 'હિજ' ૮૭]**

અને (હે નબી ! સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) અમે તમને સાત આયતો જે (નમાઝમાં)❶ વારંવાર પઢવામાં આવે છે તે અને મહાન દરજ્જાનું કુર્આન આપ્યું છે.

૨૬

**વ અન્ઝલલ્લાહુ અલયકલ્કિતા-બ વલ હિકમ-ત વ અલ્લમ-ક માલમ તકુન તઅલમુ વ કા-ન ફઝલુલ્લાહિ અલય-ક અઝીમા.**

**[સૂરએ 'નિસાઅ' ૧૧૩]**

અને (હે રસૂલ ! સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) અલ્લાહે આપના પર કિતાબ અને હિકમત ઉતારી તેમ જે વાતો આપ જાણતા ન હતા તે આપને શીખવી અને અલ્લાહની કૃપા આપના ઉપર ઘણી જ છે.

૨૭

અસંખ્ય ઈસ્લામશત્રુઓના સતત વિરોધો અને ઈજા તથા ત્રાસ પહોંચાડવા તથા કાવતરાંઓ છતાં નબીએ બરહક સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ખૂબ જ ટૂંકા સમયગાળામાં પોતાના રિસાલતના મન્સબમાં તથા હકનું નામ બુલંદ કરવામાં જે અજોડ અને અમર કામિયાબી મેળવી તેનાથી અલ્લાહ જલ્લ શાનુહૂએ પોતાના મહબૂબ, અંતિમ નબી અને રસૂલોના સરદાર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને પોતાની ખૂશનૂદીનો

---

❶ સાત આયતોથી મતલબ અલ્હમ્દુની સૂરત છે, જે દરેક નમાઝની દરેક રકાતમાં તેમજ વઝીફા તરીકે પઢવામાં આવે છે.

ખાસ પરવાનો અને પરિપૂર્ણ પ્રસન્નતાનું વિશેષ પ્રમાણપત્ર અર્પણ કરતાં ફરમાવ્યું કે :–

**ઈઝા જા-અ નસ્રુલ્લાહિ વલ્ફત્હુ વ-ર-અય્તન્ના-સ યદ ખુલૂ-ન ફીદીનિલ્લાહિ અફ્વાજા. ફસબ્બિહ બિહમ્દિ રબ્બિ-ક વસ્તગ્ફિર્હુ. ઈન્નહુ કા-ન તવ્વાબા.**

**[સૂરએ 'નસ્ર' ૧ થી ૩]**

(હે નબી ! સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) જયારે અલ્લાહની મદદ અને (મકકાની) ફતેહ આવી પહોંચી, અને તમે લોકોને જોઈ લીધાં કે અલ્લાહના દીન (ઈસ્લામ)માં ટોળે ટોળાં દાખલ થઈ રહ્યાં છે ત્યારે તમે પોતાના પરવરદિગારની ખૂબીઓ સાથે પવિત્રતાનું વર્ણન કરો અને તેનાથી બક્ષિશ માંગો; બેશક તે બહુ જ માફી આપનાર છે.

**૨૮**

તે પછી પોતાના અંતિમ નબી, રહમતુલ્લિલઆલમીન સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ મારફતે જગતવાસીઓ પર પોતાના તમામ ઉપકારો અને ઈનામોની જાહેરાત આ રીતે કરી :–

**અલ્યવ્મ અકમલ્તુ લકુમ દીનકુમ વ અત્મમ્તુ**
**અલયકુમ નિઅમતી વ રદીતુ લકુમુલ્ઈસ્લા-મ દીના.**

**[સૂરએ 'માઈદહ' ૩]**

આજે તમારા માટે તમારા દીનને (દરેક રીતે) મેં સંપૂર્ણ કર્યો છે અને (એથી) મેં તમારા ઉપર પોતાનો ઉપકાર પૂરો કર્યો છે અને મેં તમારા માટે ઈસ્લામને (સદાના માટે) દીન તરીકે પસંદ કર્યો છે.

**૨૯**

તે પછી અલ્લાહ જલ્લ શાનુહૂએ ઈન્સાનિયતના આ મહાન ઉપકારક સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને પોતાની નઝદીકી અને ખાસ મુહબ્બતથી આભૂષિત કરતાં ફરમાવ્યું કે :–

**ઈન્નલ્લાહ વ મલાઈકતહૂ યુસલ્લૂ-ન અલન્નબી. યા ઐયૂહલ્લઝી-ન આમનૂ સલ્લૂ અલયહિ વ સલ્લિમુ તસ્લીમા.**

**[સૂરએ 'અહઝાબ' પ૬]**

બેશક, અલ્લાહ તથા તેના ફરિશ્તા નબી પર રહમત મોકલે છે; તો હે ઈમાનવાળાઓ ! તમે પણ તેમના ઉપર દુરૂદ મોકલો, અને અતિશય સલામ મોકલો.

**અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિંવ વ અલા આલિ મુહમ્મદિન કમા સલ્લય-ત અલા ઈબ્રાહી-મ વ અલા આલિ ઈબ્રાહી-મ ઈન્ન-ક હમીદુમ મજીદ.**

**અલ્લાહુમ્મ બારિક અલા મુહમ્મદિંવ વ અલા આલિ મુહમ્મદિન કમા બારક-ત અલા ઈબ્રાહી-મ વ અલા આલિ ઈબ્રાહી-મ ઈન્ન-ક હમીદુમ મજીદ.**

સૃષ્ટિના સર્જનહાર અલ્લાહ તબારક વ તઆલાએ સમગ્ર માનવજાતને, માનવીય સદ્‌ગુણો પ્રાપ્ત કરવા માટે તથા બંદગીની પરિપૂર્ણતા માટે, જયારે આવા સર્વશ્રેષ્ઠ માનવને, નબીએ રહમત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને, નમૂનારૂપે પયદા ફરમાવ્યા તો હવે ઈમાનવાળાઓ પર શુક્ર અને ઋણ અદા કરવા માટે, જેમ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પર સલાતો સલામ મોકલવું વાજિબ ફરમાવ્યું છે, તેમ તેમને જિંદગીના દરેક ક્ષેત્ર અને વિભાગમાં, આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની તાબેદારી તથા અનુસરણના પણ મુકલ્લફ બનાવ્યા છે.

પરવરદિગારની આ ચોખવટથી, બિલકુલ સ્પષ્ટ થઈ ગયું છે કે, જે કોઈ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી જેટલી નઝદીકી પ્રાપ્ત કરશે, તેટલા પ્રમાણમાં અલ્લાહ જલ્લ શાનુહૂથી નઝદીક થશે અને મહબૂબ બંદો બની જશે. મતલબ કે સુન્નતની તાબેદારી જ ઈબાદતની રૂહ છે તથા બંદગીનો નીચોડ અને અર્ક છે. વળી, બંદાનું જે કામ સુન્નતની વિરુદ્ધ છે તે હકીકતમાં ઈબાદત નથી; બલકે સ્પષ્ટ ગુમરાહી છે.

હવે જોવાનું એ છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની તાબેદારી આપના ઉમ્મતી માટે કયા કામોમાં વાજિબ (ફરજિયાત) છે

અને કયા મુહબ્બતના તકાઝારૂપે મુસ્તહબ છે ?

## સીરતે પાકના વિભાગો

સીરતે પાકના બે વિભાગો છે :–

પહેલો વિભાગ અકીદાઓ અને અમલોનો છે.

બીજો વિભાગ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની આમ જિંદગીનો છે.



આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના અમલી જીવનના પણ બે પેટા વિભાગો જોવામાં આવે છે :–

(૧) આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની 'ખુસૂસિય્યાત' (વિશિષ્ટતાઓ) જેમ કે : સૌમે વિસાલ સતત લગાતાર રોઝાઓ રાખવા.

(૨) આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઈત્તેફાકિયહ પ્રાસંગિક આદતો.

એટલા માટે ફિકહમાં પણ બે અલગ અલગ પ્રકરણો પાડવામાં આવ્યા છે :–

## 'સુનને હુદા' અને 'સુનને ઝવાઈદ'

'સુનને હુદા'થી મુરાદ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની તે શરીઅત છે જેની પાબંદી કરવી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઉમ્મતના માટે જરૂરી છે.

'સુનને ઝવાઈદ'માં આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની પ્રાસંગિક આદતો શામેલ છે. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઉમ્મત પર એની પાબંદી કરવી જરૂરી નથી. આ અલગ વાત છે કે સહાબએ કિરામ (રદિ.)માં એક એવી જમાઅત પણ જોવામાં આવે છે કે જેમણે પોતાના જઝબાત, ભાવનાઓ તેમજ તાબેદારીના ઉત્સાહમાં

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની પ્રાસંગિક આદતોની પણ પાબંદી કરેલી છે.

**'સુનને હુદા'ના પણ બે પેટા વિભાગો જોવામાં આવે છે**

(૧) પહેલો વિભાગ 'ઉમ્મત' વિશે છે.
દાખલા તરીકે કોઈ વસ્તુનું હલાલ, હરામ, વાજિબ કે મુસ્તહબ હોવું.

(૨) બીજો વિભાગ બંદાઓના આમાલ (કાર્યો) ના સવાબ કે અઝાબ વિશે છે.

દાખલા તરીકે કોઈ ઈબાદતનો સવાબ (કેટલો મળશે), કોઈ ગુનાહનો અઝાબ કેટલો થશે, જન્નતમાં કેવી રાહતો મળશે, દોઝખમાં કેવા કષ્ટો ભોગવવા પડશે, વગેરે.



જો કે સમગ્ર રીતે, આ બંને વિભાગો (સુનને હુદા અને સુનને ઝવાઈદ) દીનમાં શામેલ છે, પરંતુ જયાં સુધી ઉમ્મતના આમાલનો સંબંધ છે, તે પહેલા પ્રકાર સાથે છે.

દીનનો આ વિભાગ ('સુનને હુદા') જે અમલો અને અકીદાઓ સંબંધમાં છે તેમાં બાલ બરાબર પણ ફરક પડવાથી દીન અને વિકૃત દીન અર્થાત સુન્નત અને બિદઅતનો તફાવત થઈ જાય છે.

એનાથી ખિલાફ જો કોઈ શખ્સ, ધારી લો કે કોઈ ઈબાદતના સવાબ કે કોઈ ગુનાહના અઝાબમાં કંઈક વધ ઘટ કરી નાંખે છે તો જો કે બેશક તે એક મોટી ભૂલ છે, પરંતુ એનાથી દીનના અમલી વિભાગમાં કંઈ ફર્ક પડતો નથી. તેના અયોગ્ય પ્રમાણની જવાબદારી માત્ર તે વ્યક્તિ સુધી જ મર્યાદિત રહે છે.

**('તર્જુમાનુસ્સુન્નહ', જિલ્દ ૪, પાનું ૮૭, ૮૮)**

**રસૂલે મકબૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના**

☐ **તમામ ઉચ્ચતમ અખ્લાકો,**

- ☐ તમામ ઈતાઅતો અને ઈબાદતોની પધ્ધતિઓ,
- ☐ તમામ જાહેર અને ખાનગી હાલાત,
- ☐ તમામ આ'માલ અને અકવાલ,
- ☐ તમામ તઅલ્લુકાત અને મુઆમલાતે ઝિંદગી,

દરેક કોમ માટે,
દરેક તબકા માટે,
દરેક જમાઅત માટે,
દરેક વ્યકિતના માટે, તેમજ
દરેક જમાના માટે, અને
દરેક કાળ માટે બેહતરીન નમૂનો અને મિસાલ છે.

એટલા જ માટે અલ્લાહ જલ્લ શાનુહૂએ ફરમાવ્યું છે કે :–

**'લકદ કાન લકુમ ફી રસૂલિલ્લાહિ ઉસ્વતુન હસનહ.'**

(રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની જિંદગી
તમારા માટે બેહતરીન નમૂનો છે.)



અલ્લાહ તઆલા આપણને સર્વ મુસલમાનોને પોતાના મહબૂબ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની તમામ બરકતવંતી સુન્નતોની ઈત્તિબાઅની અને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની પાકીઝા તા'લીમાત પર ઈખ્લાસ અને સચ્ચાઈની સાથે અમલની સતત મજબૂત અને મકકમ તૌફીક અતા ફરમાવે અને એના સબબથી આ દુનિયામાં પવિત્ર જિંદગી અને મોત તથા આખિરતમાં પોતાની વિશાળ અને પરિપૂર્ણ પ્રસન્નતાની તેમજ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની મહાન શફાઅતની અવિનાશી દૌલત નસીબ ફરમાવે, આમીન !

**અલ્લાહુમ્મર્ઝુકના હુબ્બ-ક વ હુબ્બ નબિય્યી-ક વ ઈત્તિબા-અ સુન્નતિહી વ તવફફના અલા મિલ્લતિહી વહશુર્ના ફી ઝુમ્રતિહી. આમીન ! યા રબ્બલ આલમીન ! બિહક્કિ મહબૂબિ રબ્બિલ આલમીન, વ રહમતિલ લિલ આલમીન. સલ્લલ્લાહુ અલયહિ વ અલા આલિહી વ અસ્હાબિહી અજમઈન. સલાતંવ વ સલામન કસીરન કસીરા.**

ઉર્સએ રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના

# અનુસરણનો નિર્ધાર

સહીહ બુખારી શરીફની હદીસ છે કે,

**'ઈન્નમલ અઅમાલુ બિન્નિય્યાત'**

[દરેક અમલનો દારોમદાર (આધાર) નિય્યત પર છે.]

હઝરત શયખે મુહક્કિક શાહ મુહમ્મદ અબ્દુલહક મુહદ્દિસ દહેલ્વી કુદ્દિસ સિર્રુહૂલ અઝીઝ ફરમાવે છે કે,

આ હદીસ દીનની પાયાની હદીસોમાંની એક મહાન હદીસ છે અને બીજી તમામ હદીસોના કરતાં વધારે અર્થસભર (જામિઅ) તેમજ સૌથી અધિક ફાયદાકારક છે.

કેટલાક બુઝુર્ગો તો આ હદીસને દીનનો એક તૃતિયાંશ હિસ્સો કહે છે, કારણકે દીન ત્રણ ભાગોનો બનેલો છે : વાણી, અમલ અને નિય્યત.

વળી કેટલાકે તો એને અર્ધો ઈલ્મે દીન કહ્યો છે, કારણકે આ'માલ બે પ્રકારના છે : દિલનો અમલ અને શરીરના બાહ્ય અંગોનો અમલ. દિલના અમલોમાં નિય્યત સૌથી વધારે અફઝલ છે. એટલે બંને અર્ધ ભાગોમાં પ્રથમ અર્ધભાગ (અર્થાત નિય્યત) ઘણો મહાન છે.

ખરેખર, નિય્યત જ દિલી, શારીરિક અને તમામ ઈબાદતોની મૂળ બુનિયાદ છે. જો એ કારણે એને તમામ ઈલ્મ કહેવામાં આવે તો એ અતિશયોક્તિ પણ દુરુસ્ત હશે.

[મદારિજુન્નુબુવ્વહ]

આ કિતાબ લખવાનો મૂળ મકસદ, ખરેખરી જરૂરત અને મહત્વ એ જ છે કે, જ્યારે આપણી સમક્ષ હુઝૂર આકાએ નામદાર, ખૈરુલ બશર, નબિય્યુર્રહમત, અહમદે મુજતબા, મુહમ્મદે મુસ્તફા સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના પસંદપાત્ર તમામ અખ્લાકો અને આચરણોનો અમલી અને તા'લીમી કાનૂને હયાત મોજૂદ છે ત્યારે આપણા માટે શર્ફ

ઈન્સાનિયત તેમજ મર્તબએ અબદિય્યતનો દારોમદાર એના પર જ છે કે, હુકમે રબ્બાની મુજબ તથા સચ્ચાઈની અઝમતના તકાઝા પ્રમાણે આપણા તમામ આ'માલ, ફરાઈઝ, વાજિબાત, ઈબાદાત અને અવામિર તેમજ નવાહીની અદાયગી હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઈતાઅતની જ નિય્યત અને નિર્ધારથી થવી જોઈએ અને સાચી મુહબ્બતના તકાઝા પ્રમાણે સીરતે નબવી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની તમામ સુન્નતો, આદતો અને આચરણોને પોતાની જિંદગીનું એક ખાસ લક્ષણ (શિઆર) બનાવવામાં આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની જ ઈત્તિબાઅની નિય્યત અને નિર્ધાર હોવા જોઈએ, કે જેથી આપણો એવો દરેક અમલ ઈન્શાઅલ્લાહ મકબૂલ પણ થાય અને અલ્લાહની નજીક મહબૂબ પણ થાય તેમજ દુનિયામાં હયાતે તય્યિબા (પવિત્ર જીવન)નો ઝરીયો બને તેમજ આખિરતમાં એ જ મહાન નિસ્બતના કારણે અમલના ત્રાજવામાં બહુમૂલ્ય અને વધારે કદરને પાત્ર પણ થાય.

વળી આ નિય્યત અને નિર્ધાર ઈખ્તિયારી કાર્ય છે તથા દરેક માનવી ઈખ્તિયારી કાર્યનો મુકલ્લફ છે.

**મ પિન્દાર સઅદી કે રાહે સફા,**
**તવાં યાફત જુઝ દર પએ મુસ્તફા,**
**ખિલાફે પયમ્બર કસે રહ ગઝીદ,**
**કે હરગિઝ બ મંઝિલ ન ખ્વાહદ રસીદ.**

હે સઅદી ! મુસ્તફા સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના નકશેકદમ પર ચાલવા વગર તને સીધો રસ્તો મળવાનો ખ્યાલ કરીશ નહિ. કારણકે, જે કોઈ પયગમ્બર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના ખિલાફ રાહ પસંદ કરે છે, તે કદિ મંઝિલ પર પહોંચી શકતો નથી.

**વ સલ્લલ્લાહુ તઆલા અલા હબીબિહી વ આલિહી વ અસ્હાબિહી વ સલ્લમ તસ્લીમન કસીરન કસીરન કસીરા.**

બંદએ આજિઝ,

**મુહમ્મદ અબ્દુલ હય**

ઉફિય અન્હૂ

# ફલાહે દારૈન

### દુનિયા અને આખિરતમાં આફિયતની દુઆ

હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિ.)થી રિવાયત છે, ફરમાવ્યું કે :–

મેં જનાબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને ફરમાવતા સાંભળ્યા કે,

'અલ્લાહથી યકીન અને આફિયતની દુઆ કરો, કારણકે યકીન પછી આફિયતના કરતાં વધારે બેહતર કોઈ ચીઝ નથી, જે કોઈને આપવામાં આવે.'

આ (હદીસમાં) આપે દુનિયા અને આખિરતની આફિયત બંને સાથે જ ફરમાવી દીધી છે અને હકીકત પણ એ જ છે કે, બંને જહાનમાં બંદાના હાલાત યકીન અને આફિયત વગર ઈસ્લાહને લાયક થઈ શકતા નથી. યકીનથી આખિરતની સઝા દૂર થાય છે અને આફિયતથી દિલ અને બદન રોગો અને બીમારીઓથી મુકિત મેળવે છે.

આ પ્રમાણે આફિયત અને સિહહત (તંદુરસ્તી)ની આ શાન છે તો, હું આ બાબતમાં નબીએ અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની પવિત્ર સુન્ન્ત બયાન કરીશ. જે એને વાંચશે તે મહસૂસ કરશે કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની પવિત્ર સુન્નત, નિઃશંક, સર્વોત્તમ પરિપૂર્ણ જીવન– પધ્ધતિ છે, જેનાથી બંને અર્થાત બદન અને દિલ તેમજ દુનિયા અને આખિરતની જિંદગીની તંદુરસ્તી અને નેઅમતો હાસિલ કરી શકાય છે.

['ઝાદુલ મઆદ']



**'બલ્લિગૂ અન્ની વ લવ આયહ'**

મારી વાતો પહોંચાડો, ભલેને પછી તે એક જ વાત હોય.

## બશારતે તબ્લીગ

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'અલ્લાહ તઆલા પોતાના તે બંદાને હર્યો-ભર્યો રાખે
જે મારી વાત સાંભળે,
પછી તેને યાદ કરે અને સુરક્ષિત રાખે
તથા તેને બીજાઓ સુધી પહોંચાડે.
ઘણાં લોકો ફિકહ (અર્થાત ઈલ્મેદીન) ધરાવનારા હોય છે, પરંતુ
ખુદ ફકીહ હોતા નથી
અને ઘણાં ઈલ્મેદીન ધરાવનારાઓ તેને એવા બંદાઓ સુધી
પહોંચાડે છે, જે તેઓના કરતાં વધારે ફકીહ હોય.

**['જામિઅ તિરમિઝી', 'સુનને અબી દાવૂદ', 'મઆરિફુલ હદીસ']**

## ચાલીસ હદીસો

હઝરત સલમાન (રદિ.) ફરમાવે છે કે મેં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને પૂછ્યું કે,

તે ચાલીસ હદીસો કઈ છે જેના વિશે એમ ફરમાવ્યું છે કે,

''જે કોઈ એને યાદ કરી લેશે તે જન્નતમાં દાખલ થશે.''

હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈર્શાદ ફરમાવ્યો કે,

[તે ચાલીસ હદીસો નીચે પ્રમાણે છે :–]

| | | |
|---|---|---|
| ૧ | **અન તુઅમિન બિલ્લાહ.** | ☐ તું અલ્લાહ પર ઈમાન લાવે. |
| ૨ | **વલ યવમિલ આખિરિ.** | ☐ અને આખિરતના દિવસ પર. |
| ૩ | **વલ મલાઈકતિહી** | ☐ અને ફરિશ્તાઓના વુજૂદ પર. |

| | | |
|---|---|---|
| ૪ | વલ કુતુબિ. | ☐ અને તમામ આસમાની કિતાબો પર. |
| ૫ | વન નબિય્યીન | ☐ અને તમામ અંબિયા પર. |
| ૬ | વલ બઅસિ બઅદલ મવત. | ☐ અને મરવા પછી ફરી પાછા સજીવન થવા પર. |
| ૭ | વલ કદરી ખયરિહી વ શર્રિહી મિનલ્લાહિ તઆલા | ☐ અને તકદીર પર કે ભલું અને બુરું જે કંઈ થાય છે તે બધું અલ્લાહની જ તરફથી હોય છે. |
| ૮ | વ અન તશ્હ-દ અલ લા ઈલા-હ ઈલ્લલ્લાહુ વ અન્ન મુહમ્મદર રસૂલુલ્લાહ. | ☐ અને ગવાહી દે એના પર કે, અલ્લાહના સિવાય કોઈ ઈબાદતના લાયક નથી અને મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) અલ્લાહના (સાચા) રસૂલ છે. |
| ૯ | વ તુકિમસ્સલા-ત બિ વુઝૂઈન સાબિગિ-ન કામિલિ-ન લિ વકતિહા. | ☐ અને દરેક નમાઝ વખતે કામિલ વુઝૂ કરીને નમાઝને કાયમ કરે. ❶ |
| ૧૦ | વ તૂતિયઝ ઝકાત. | ☐ ઝકાત અદા કરે. |
| ૧૧ | વ તસૂ-મ રમદાન. | ☐ રમઝાનના રોઝા રાખે. |
| ૧૨ | વ તુહજ્જુલ બય-ત ઈન કા-ન લ-ક માલુન. | ☐ જો માલ હોય, તો હજ કરે. |

---

❶ કામિલ વુઝૂ તેને કહે છે કે જેમાં આદાબ અને મુસ્તહબ્બાતની કાળજી રાખવામાં આવી હોય, અને દરેક નમાઝના માટે નવું વુઝૂ મુસ્તહબ છે અને નમાઝને કાયમ કરવાથી મુરાદ એ છે કે તેના તમામ જાહેરી અને બાતિની આદાબની કાળજી રાખે.

| | | |
|---|---|---|
| ૧૩ | વ તુસલ્લિ-ય ઈસ્નતય અશ્ર-ત રકઅતન ફી કુલ્લિ યવમિંવ વ લયલતિન. | ☐ દરરોજ બાર રકાત સુન્નતે મુઅકકદહ અદા કરે.❶ |
| ૧૪ | વલ્વિત્ર લા તત્રુકહુ ફી કુલ્લિ લયલતિંન. | ☐ વિત્ર કોઈ પણ રાતે ન છોડે. |
| ૧૫ | વ લા તુશ્રિક બિલ્લાહી શયઆ. | ☐ અલ્લાહની સાથે કોઈ ચીઝને શરીક ન કરે. |
| ૧૬ | વ લા તઉકક વાલિદય-ક. | ☐ મા–બાપની નાફરમાની ન કરે. |
| ૧૭ | વ લા તાકુલ માલલ યતિમિ ઝુલ્મા. | ☐ ઝુલ્મથી યતીમનો માલ ન ખાય. |
| ૧૮ | વ લા તશ્રિબિલ ખમ્ર. | ☐ શરાબ ન પી. |
| ૧૯ | વ લા તઝનિ. | ☐ ઝિના ન કર. |
| ૨૦ | વ લા તુહ્લિફ બિલ્લાહી કાઝિબા. | ☐ જૂઠી કસમ ન ખા. |
| ૨૧ | વ લા તશ્હદ શહાદ-તઝૂરિન. | ☐ જૂઠી ગવાહી ન આપ. |
| ૨૨ | વ લા તઅમલ બિલ્હવા. | ☐ નફસની ખ્વાહિશો પર અમલ ન કર. |
| ૨૩ | વ લા તગ્તબ અખાકલ મુસ્લિ-મ. | ☐ મુસલમાનભાઈની ગીબત ન કર. |
| ૨૪ | વ લા તકિઝફિલ મુહસિન-ત. | ☐ અને પરહેઝગાર ઔરત કે મર્દને તોહમત ન લગાડ. |

---

❶ ફજર પહેલાં બે રકાત, ઝોહર પહેલાં ચાર રકાત અને ઝોહર પછી બે રકાત, મગરિબ પછી બે રકાત, ઈશા પછી બે રકાત. બધું મળી બાર રકાત.

| | | |
|---|---|---|
| ૨૫ | વ લા તગુલ્લ અખાકલ મુસ્લિ-મ. | □ પોતાના મુસ્લિમભાઈથી કીનો ન રાખ. |
| ૨૬ | વ લા તલ્અબ. | □ ખેલ – કૂદ , હંસી – મઝાકમાં મશગૂલ ન થા. |
| ૨૭ | વ લા તલ્હુ મઅલ્લાહીન. | □ તમાશાવાળામાં શરીક ન થા. |
| ૨૮ | વ લા તકુલ બિલ કસિરિ યા કસીરુ યુરીદુ બિ ઝાલિ-ક અયબહુ. | □ કોઈ નીચા કદના માનવીને ઐબની નિય્યતથી ઠીંગણો ન કહે. |
| ૨૯ | વ લા તસ્ખર બિ અ-હદિમ મિનન્નાસિ. | □ કોઈની મઝાક–મશ્કરી ન કર. |
| 30 | વ લા તમ્શિ બિન્નમીમતી બયનલ અલઅખ્વયનિ. | □ મુસલમાનો દરમિયાન ચુગલખોરી ન કર. |
| 31 | વશ્કુરિલ્લા-હ તઆલા અલા નિઅમતિહી. | □ અલ્લાહ જલ્લ શાનુહૂની નેઅમતો પર તેનો શુક્ર કર. |
| 3૨ | વસ્બિ અલલબલાઈ વલ્મુસીબતિ. | □ બલા અને મુસીબત પર સબર કર. |
| 33 | વ લા તઅમન મિન ઈકાબિલ્લાહી. | □ અલ્લાહના અઝાબથી બેખૌફ (નિર્ભય) ન થા. |
| 3૪ | વ લા તકતઅ અકરિબાઈક. | □ સગાં-સંબંધીઓથી સંબંધ ન તોડ. |
| 3૫ | વ સિલ્હૂમ | □ બલકે તેઓની સાથે રહમનું વર્તન કર. |
| 3૬ | વ લા તલ્અન અ-હદમ મિન ખલ્કિલ્લાહિ. | □ અલ્લાહની કોઈપણ મખ્લૂકને લા'નત ન કર. |
| 3૭ | વ અકસિર મિનત્તસ્બીહિ | □ 'સુબ્હાનલ્લાહ', 'અલ્લાહુ |

| | | |
|---|---|---|
| | વત્તકબીરિ વત્તહલિલી. | અકબર' અને 'લા ઈલા-હ ઈલ્લલ્લાહ'નો અકસર વિર્દ કર્યા કર. |
| ૩૮ | વ લા તદઅ હુઝૂરલ જુમ્અતિ વલ ઈદયનિ | □ જુમ્આ અને બંને ઈદોમાં ગેરહાજર ન રહે. |
| ૩૯ | વ અઅલમ અન્ન મા અસાબ-ક લમયકુ લિયુખ્તિઅ-ક વ મા અખ્ત-અ-ક લમયકુલ લિયુસિ-બ-ક. | □ અને એ વાતનું યકીન રાખ કે જે તકલીફ અને રાહત તને પહોંચી તે મુકદરમાં હતી જે હઠનારી ન હતી અને જે કંઈ નથી પહોંચી તે કોઈ પણ રીતે પહોંચનારી ન હતી. |
| ૪૦ | વ લા તદઅ કિરાઅતલ કુઆનિ અલા કુલ્લિ હાલ. | □ અને કલામુલ્લાહની તિલાવત કોઈ પણ સંજોગોમાં છોડીશ નહિ. |

હઝરત સલમાન (રદિયલ્લાહુ અન્હુ) કહે છે કે,
મેં પૂછ્યું કે,
'જે કોઈ એને યાદ કરે તેને શું અજર મળશે ?'

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈર્શાદ ફરમાવ્યો કે,
'હક સુબ્હાનહૂ તેનો હશર અંબિયા અલયહિમુસ્સલામ અને ઉલમાએ કિરામની સાથે ફરમાવશે.'

['કન્ઝુલ ઉમ્માલ' ભાગ : ૫ પાનું : ૨૩૮]





# વિભાગ બીજો

**મહાન અખ્લાકોના પ્રદર્શક સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના**

# અખ્લાકની ભવ્યતા

**વ અહસનુ મિન્ક લમ તરક્તુ અયની**
**વ અજમલુ મિન્ક લમ તલિદિન નિસાઉ,**
**ખુલિક્ત મુબર્રઅમ મિન કુલ્લિ અયબિન**
**ક અન્ન-ક કદ ખુલિક્ત કમા તશાઉ.**

**– સૈયદના હસ્સાન બિન સાબિત (રદિ.)**

**અનુવાદ**

મારી આંખોએ કયારેય તમારા કરતાં વધારે
રૂપાળા જોયાં નથી !
ઔરતોએ તમારા કરતાં વધારે કોઈ
સ્વરૂપવાનને જન્મ આપ્યો નથી !
આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને
દરેક ઐબથી પાક પયદા કરવામાં આવ્યા છે !
જાણે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પોતાની
મરજી મુજબ પયદા કરવામાં આવ્યા હોય !

### હદીસે કુદસીમાં હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના

# દિવ્ય સદ્ગુણો

સહીહ બુખારી શરીફમાં હઝરત અતા (રદિ.) મારફતે એવી હદીસો રિવાયત થયેલી છે કે જે નબીએ અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના અકસર અખ્લાકે કરીમહના માટે જામિઅ છે અને તેમાંની કેટલીક ઉચ્ચ સિફતોનો કુર્આને કરીમમાં પણ ઉલ્લેખ છે.

| | | |
|---|---|---|
| ૧ | **યા અય્યુહન્નબિય્યુ ઈન્ના અર્સલ્ના-ક શાહિદંવ વ મુબશ્શિરંવ વ નઝીરંવ વ હિર્ઝલ લિલ ઉમ્મિય્યી-ન.** | ☐ હે નબી ! બેશક અમે આપને હક પર ગવાહ બનાવીને મોકલ્યા. ફરમાંબરદારોને બશારત આપનારા અને ગુમરાહોને અઝાબથી ડરાવનારા તેમજ ઉમ્મિય્યો (નિરક્ષર) ના માટે પનાહ આપનારા બનાવ્યા છે. |
| ૨ | **અન્ત અબ્દી વ રસૂલી.** | ☐ આપ મારા ખાસુલ ખાસ બંદા અને રસૂલ છો. |
| 3 | **સમ્મયતુકલ મુતવક્કલ.** | ☐ મેં આપનું નામ મુતવકકલ રાખી દીધું. કારણકે, દરેક બાબતમાં આપ મારા પર તવકકુલ કરો છો. |
| ૪ | **લય-સ બિ ફઝ્ઝિન વલા ગલીઝિન.** | ☐ ન આપ ખરાબ સ્વભાવના છો અને ન સખત દિલના છો. |
| ૫ | **વલા સખ્ખાબિન ફીલ અસ્વાકિ.** | ☐ ન આપ બજારોમાં શોર-બકોર કરનારા છો. |
| ૬ | **વલા યદફઉસ્સય્યિઅ-ત બિસ્સય્યિઅતિ.** | ☐ બુરાઈનો બદલો બુરાઈથી કદિ આપતા નથી. |

| | | |
|---|---|---|
| ૭ | વલા કિય્યંઅફૂ વ યગ્ફિરુ. | □ બલકે માફ ફરમાવો છો અને દરગુઝર ફરમાવો છો.❶ |
| ૮ | વલા યકબિદુહુલ્લાહુ હત્તા યુકી-મ બિહિલ મિલ્લતલ અવ્જા-અ. | □ અલ્લાહ આપને ત્યાં સુધી વફાત નહી આપશે જયાં સધી ગુમરાહ કોમને આપના ઝરીયાથી સીધા રસ્તા પર ન લઈ આવે એટલે કે જયાં સુધી આ લોકો 'લા ઈલા-હ ઈલ્લલ્લાહુ મુહમ્મદુર રસૂલુલ્લાહ' પઢીને સીધા મુસલમાન ન થઈ જાય. |
| ૯ | વયફ્તહુ બિહી અઅયુનન ઉમ્યન. | □ આપને ત્યાં સુધી વફાત ન આપશે જયાં સુધી કાફિરોની આંધળી આંખો દેખતી ન થઈ જાય. |
| ૧૦ | વ આઝાનન સુમ્મંવ વ કુલૂબન ગુલ્ફન. | □ અને બહેરા કાનોને તેમજ પરદા પડેલા દિલોને ન ખોલી દે. |

કેટલીક રિવાયતોમાં વધારામાં નીચેની સિફતો પણ બયાન કરવામાં આવેલી છે :–

| | | |
|---|---|---|
| ૧૧ | ઉસદ્દિ દુહૂ બિકુલ્લિ જમીલિન. | □ હરેક ઉમદા ખસલતથી આપની તસ્દીદ યાને દુરુસ્તી કરતો રહીશ. |
| ૧૨ | વ અ-હ-બુ લહૂ કુલ્લ ખુલુકિન કરીમિન. | □ હરેક સારી ખસલત આપને આપતો રહીશ. |

---

❶ જાણે કે આપ કુર્આની હુકમ : 'ઈદફઅ બિલ્લતી હિય અહસન.' (અર્થાત બુરાઈનો બદલો ઘણી ઉમદા રીતે આપ્યા કરો) પર અમલ કરનારા છો.

| | | |
|---|---|---|
| ૧૩ | વ અજઅલુસ્સકીન-ત લિબાસહૂ વ શિઆરહૂ. | □ હું ઈત્મીનાનને આપનો લિબાસ અને શિઆર (બદનની સાથે ચોટેલા વસ્ત્રની જેમ) બનાવી દઈશ. |
| ૧૪ | વત્તકવા ઝમીરહૂ. | □ પરહેઝગારીને આપનું ઝમીર યાને દિલ બનાવી દઈશ. |
| ૧૫ | વલ્હિકમ-ત મઅકૂલહૂ. | □ હિકમતને આપની સમજી વિચારેલી વાત બનાવી દઈશ. |
| ૧૬ | વસ્સિદ-ક વલ્વફા-અ વબીઅતહૂ. | □ સચ્ચાઈ અને વફાદારીને આપનો સ્વભાવ બનાવી દઈશ. |
| ૧૭ | વલ્અફ્વ વલમઅરૂ-ફ ખુલુકહૂ. | □ મુઆફી અને નેકીને આપની આદત બનાવી દઈશ. |
| ૧૮ | વલ્અદ-લ સીર-તહૂ વલ હકક શરીઅતહૂ વલ હુદા ઈમામહૂ વલ ઈસ્લા-મ મિલ્લ-તહૂ. | □ ઈન્સાફને આપની સીરત, હકને આપની શરીઅત, હિદાયતને આપનો ઈમામ અને દીને ઈસ્લામને આપની મિલ્લતનો દરજજો આપીશ. |
| ૧૯ | અહમદુ ઈસ્મુહૂ. | □ આપનું નામ (લકબ) અહમદ છે. |
| ૨૦ | ઉહદી બિહી બઅદદ દલાલતિ. | □ આપના જ મારફતે હું લોકોને ગુમરાહી પછી સીધો રસ્તો દેખાડીશ. |
| ૨૧ | વ ઉઅલિમુ બિહી બઅદલ જહાલત. | □ પરિપૂર્ણ જહાલતના પછી હું આપના જ ઝરીયાથી ઈલ્મ અને ઈરફાન લોકોને અર્પણ કરીશ. |
| ૨૨ | વ અર્ફઉ બિહિલ ખુમાલ-ત. | □ આપના જ ઝરીયાથી હું મારી મખ્લૂકને પતનમાંથી ઊંચકીને |

| | | |
|---|---|---|
| | | ઉત્થાનની ચરમસીમા સુધી પહોંચાડીશ. |
| ૨૩ | વ ઉઝ્‌ઝા બિહી બઅદલ નકરતિ. | □ આપની બદૌલત આપના પ્રતાપે મારી મખ્લૂકને જાહિલ અને હકને ન ઓળખનારા હોવા બાદ બુલંદી અર્પણ કરીશ. |
| ૨૪ | વ ઉકસિરુ બિહી બઅદલ કિલ્લતિ. | □ આપની હિદાયતની બદૌલત આપના અનુયાયીઓની ઓછી સંખ્યાને વધારી દઈશ. |
| ૨૫ | વ ઉગ્‌ની બિહી બઅદલ અયલતિ. | □ લોકોના ગરીબી અને ભૂખમરામાં પડયા બાદ હું આપના ઝરીયાથી તેઓની હાલતને ગિના (ફરાગત)માં બદલી નાંખીશ. |
| ૨૬ | વ ઉઅલ્લિફુ બિહી બય-ન કુલૂબિન મુખ્તલિફતિંવ વ અહવાઈન મુશત્તતિન વ ઉમમિન મુતફર્રિકતિન. | □ ઈખ્તિલાફ રાખનારા દિલો, વેરવિખેર ખ્વાહિશાત અને વિવિધ કૌમોમાં, હું આપના જ ઝરીયાથી ઉલ્ફત (પ્રેમભાવ) પેદા કરીશ. |
| ૨૭ | વ અજઅલુ ઉમ્મતહૂ ખય-ર ઉમ્મતિન ઉખરિજત લિન્નાસિ. | □ હું આપની ઉમ્મતને બેહતરીન ઉમ્મત ઠેરવીશ, જે ઈન્સાનોની હિદાયતના માટે જાહેર થશે. |

**સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ વ અલા આલિહી વ સહબિહી અજમઈન.**

['મદારિજુન્નુબુવ્વહ']

## પરિપૂર્ણ માનવતા

હુઝૂરે અકરમ સૈયદે આલમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઝાતે બાબરકાત આલી સિફાત તમામ અખ્લાક અને આદાત તેમજ સિફાતે જમાલમાં આ'લા અને અશરફ છે. આપના કમાલાત અને ખૂબીઓને સમગ્ર રીતે બયાન કરવા ઈન્સાનની કુદરત અને તાકાતની બહારની વાત છે, કારણકે તે તમામ કમાલાત જે આ ધરતી ઉપર હોઈ શકે છે, તે બધા જ નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને હાસિલ છે. તમામ અંબિયા અને મુરસલીન (અલૈહિમુસ્સલામ) આપના આફતાબે કમાલના ચાંદ છે તથા અનવારે જમાલના મઝહર છે.

**'ફલિલ્લાહિલ હમ્દુ રબ્બિલ આલમીન'.**
(અલ્લાહ તઆલાના જ માટે તમામ ખૂબીઓ છે.)

**વ સલ્લલ્લાહુ અલયહિ વ અલા આલિહી કદર હુસ્નિહી**
**વ જમાલિહિ વ કમાલિહિ વ બારિક વ સલ્લમ.**

**['મદારિજુન્નુબુવ્વહ']**

## આગવી વિશિષ્ટતા

ઈમામ નવવી (રહ.) કિતાબ 'તહઝીબ'માં લખે છે કે :–

અલ્લાહ તઆલાએ અખ્લાક અને આદાતની તમામ ખૂબીઓ તેમજ કમાલાત અને આ'લા સિફાત હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઝાતે ગિરામીમાં જમા ફરમાવી દીધી હતી. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને અવ્વલીન અને આખરીનના ઉલૂમથી ફૈઝયાબ ફરમાવ્યા હતા, જો કે આપ ઉમ્મી (નિરક્ષર) હતા. કંઈ લખી–વાંચી શકતા ન હતા. ઈન્સાનોમાંથી કોઈ આપનો શિક્ષક–ઉસ્તાદ ન હતો. એ

છતાં આપને એવા ઉલૂમ આપવામાં આવ્યા હતા, જે અલ્લાહ તઆલાએ તમામ કાએનાતમાં કોઈ બીજાને આપ્યા નથી !

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને ધરતીના ખઝાનાઓની ચાવીઓ પેશ કરવામાં આવી, પરંતુ આપે દુન્યવી માલ-દૌલતના બદલે હમેશાં આખિરતને સરસાઈ આપી.

હઝરત અનસ (રદિયલ્લાહુ અન્હુ) ફરમાવે છે કે :–

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ઈલ્મ અને હિકમતના સૌથી વધારે જાણકાર છે. સૌથી વધારે મુહતરમ, સૌથી વધારે ન્યાયી, સૌથી વધારે હલીમ અને બુર્દબાર (સહનશીલ), સૌથી વધારે પાકદામન અને પરહેઝગાર તથા લોકોને સૌથી વધારે ફાયદો પહોંચાડનારા અને લોકો તરફથી આપવામાં આવેલાં કષ્ટો પર સૌથી વધારે સબર અને સહન કરનારા હતા.

**['વસાઈલુલ વુસૂલ ઈલા શમાઈલિર્રસૂલ']**

બુખારી અને મુસ્લિમમાં સૈયદના અનસ (રદિ.)થી રિવાયત છે,

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તમારા લોકોમાં સૌથી વધારે હસીન, બહાદુર અને ફય્યાઝ હતા. એનું કારણ એ છે કે, આપ તમામ ઈન્સાનોમાં સૌથી વધારે અશરફ હતા અને આપના સ્વભાવમાં સૌથી વધારે સમતોલન હતું અને જેનામાં આ ગુણો હોય, તેનો દરેક અમલ બેહતરીન અમલોનો નમૂનો હશે. તે તમામ લોકોમાં હસીનતરીન સૂરતવાળો હશે અને તેના અખ્લાક આ'લાતરીન અખ્લાકનો નમૂનો હશે.

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તમામ જિસ્માની અને રૂહાની કમાલાતના ભંડાર હતા તેમજ ખૂબસૂરતી અને નેક સીરતી પર ગાલિબ હતા તથા સૌથી વધારે કરીમ, સૌથી વધારે સખી તથા સૌથી વધારે પરોપકારી અને દાતા હતા.

**સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તસ્લીમન કસીરન કસીરા.**

# રૂપાળો ચહેરો

હઝરત અબૂ હુરયરહ (રદિ.) ફરમાવે છે કે :–

મેં હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના કરતાં વધારે કોઈને ખૂબસૂરત જોયા નથી. જાણે આપના મુબારક ગાલોમાં સૂરજ ઝળહળી રહ્યો છે. જયારે આપ મુસ્કુરાતા હતા ત્યારે દિવાલો પર તેની ચમક પડતી હતી.

['મદારિજુન્નુબુવ્વહ' અઝ 'કિતાબુશ્શિફા']

હિન્દ બિન અબી હાલહ (રદિ.)થી રિવાયત છે કે :–

જોનારા ઓની નજરમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો મહાન નૂરાની ચહેરો બુઝુર્ગ અને દબદબાવાળો દેખાતો હતો. આપનો ચહેરો એવો ચમકતો હતો, જેવો પુનમનો ચાંદ ચમકે છે !



હુઝૂરે અકદસ નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું

# પવિત્ર અને સુગંધિત હોવું

હઝરત અનસ (રદિ.)એ ઈર્શાદ ફરમાવ્યો છે કે,

મેં કોઈ અંબર અને કોઈ મુશ્ક (કસ્તૂરી) અને કોઈ ખૂશ્બૂદાર ચીઝ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની મહેકથી વધારે ખૂશ્બૂદાર હરગિઝ નથી જોઈ.

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ જયારે કોઈ સાથે મુસાફહ ફરમાવતા હતા ત્યારે આખો દિવસ તે શખ્સને મુસાફહની ખૂશ્બૂ આવતી રહેતી અને જયારે કયારેક કોઈ બાળકના માથા પર હાથ મૂકી દેતા ત્યારે તે ખૂશ્બૂના કારણે બીજા બાળકોથી અલગ ઓળખી શકાતો હતો.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ જયારે રસ્તેથી પસાર થતા અને કોઈ શખ્સ આપની તલાશમાં જતો ત્યારે ખૂશ્બૂથી જાણી જતો કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ આ રસ્તેથી તશરીફ લઈ ગયા છે. આ ખૂશ્બૂ બીજી કોઈ બાહ્ય ખૂશ્બૂ લગાડવા વગર, ખૂદ આપના બદને મુબારકમાં હતી.

**સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તસ્લીમન કસીરન કસીરા.**

**બસ ગઈ હય ફિઝામેં નિકહતે હુસ્ન,**
**વહ જહાં ભી જિધરસે ગુઝરે હય.**

['નશરુત્તીબ']

# મહાન અખ્લાક

અલ્લાહ તઆલાએ હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઝાતે કરીમમાં અખ્લાકની ઉચ્ચતા અને સિફાતની ભવ્યતા તેમજ કસરત અને કુવ્વત તથા અઝમતના લિહાઝથી કુર્આને કરીમમાં તા'રીફ અને પ્રશંસા ફરમાવી છે તેમજ ઈર્શાદ છે કે,

**'ઈન્ન-ક લઅલા ખુલુકિન અઝીમ.'**
બેશક, આપ ખૂબ જ બુલંદ અખ્લાકવાળા છો.

○ અને ફરમાવ્યું,

**'કા-ન ફદલુલ્લાહિ અલય-ક અઝીમા.'**
આપના ઉપર અલ્લાહ તઆલાનો ઘણો મોટો ફઝલ છે.

○ અને ખૂદ હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું,

**'બુઈસ્તુ લિઉતમ્મિમ મકારિમલ અખ્લાક'**
મને સદ્દગુણોની પરિપૂર્ણતા માટે મોકલવામાં અવ્યો છે.

○ એક રિવાયતમાં છે કે :–

**'લિ ઉકમ્મિ-લ મહાસિનલ અફઆલ.'**

સારા કામોની પરિપૂર્ણતાના માટે મોકલવામાં આવ્યા છે.

એનાથી જાણવા મળ્યું કે આપની ઝાતે મુકદસમાં અખ્લાકની તમામ સુંદરતા અને ભવ્યતા શામેલ હતી ! અને કેમ ન હોય જયારે કે આપના મુઅલ્લિમ હકતઆલા સર્વજ્ઞ છે.

હઝરત આયશા (રદિયલ્લાહુ અન્હા)થી રિવાયત છે કે,

રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના અખ્લાકે કરીમહના વિશે આપથી પૂછવામાં આવ્યું તો આપે ફરમાવ્યું કે :–

**'કા-ન ખુલ્કુહુલ કુર્આન'**

આપના અખ્લાક કુર્આન (ના મૂર્તસ્વરૂપ) હતા.

એનો સ્પષ્ટ અર્થ એ છે કે, જે કંઈ કુર્આને કરીમમાં ઉમદા અને પ્રશંસનીય અખ્લાક તેમજ સિફાતનો ઉલ્લેખ છે તે તમામથી આપ સુસજજ હતા.

'કિતાબુશિફા'માં કાઝી અયાઝ (રહ.) વધારામાં કહે છે કે,

(એ પણ છે કે) આપની ખૂશનૂદી કુર્આનની ખૂશનૂદીની સાથે અને આપની નારાઝગી કુર્આનની નારાઝગીની સાથે હતી. મતલબ એ છે કે, આપની ખૂશી અલ્લાહના હુકમોના પાલન કરવામાં અને આપની નારાઝગી હુકમે ઈલાહીની વિરુદ્ધ વર્તન કરવામાં તથા ગુનાહિત કામો કરવામાં હતી.

અને 'અવારિફુલ મઆરિફ'માં લખ્યું છે કે,

સય્યિદહ આયશા સિદીકહ (રદિ.)નો હેતુ એ હતો કે,

હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના બુલંદ અખ્લાક કુર્આને કરીમના જ (મૂર્તસ્વરૂપ) હતા અર્થાત **'કા-ન ખુલ્કુહુલ કુર્આન'**નો એ જ અર્થ અને મતલબ છે.

અને ખરી હકીકત પણ એ જ છે કે કોઈની સમજશક્તિ અને કોઈની

કલ્પના કે અનુમાન શકિત હુઝૂર સૈયદે આલમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના મકામની હકીકત અને આપના હાલની મહાન ગહનતા સુધી પહોંચી નથી શકતી અને અલ્લાહ તઆલાના સિવાય બીજું કોઈ આપને ઓળખી શકતું નથી, જેવી રીતે અલ્લાહ તઆલાને હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની જેમ બીજું કોઈ ઓળખી શકતું નથી.

**'લા યઅલમુ તા'વીલહૂ ઈલ્લલ્લાહુ'**

એનું અર્થઘટન અલ્લાહ તઆલાના સિવાય કોઈ નથી જાણતું.

**– હઝરત શયખ અબ્દુલહક મુહદ્દિસ દહેલવી (રહ.)**

['મદારિજુન્નુબુવ્વહ']

# સહનશીલતા અને ક્ષમાશીલતા

હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના સબર, સહનશીલતા અને ક્ષમાશીલતાના સદ્દગુણો, નુબુવ્વતના મહાનતમ ગુણોમાંથી છે.

હદીસે પાકમાં છે કે :–

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે કયારે ય પોતાની વ્યકિતગત બાબતો કે માલ–દૌલતના વિશે કોઈનાથી બદલો નથી લીધો, પરંતુ જે શખ્સે અલ્લાહ તઆલાની હલાલ કરેલી ચીઝને હરામ ઠેરવી તો તેનાથી અલ્લાહ તઆલાના જ માટે બદલો લીધો.

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો સૌથી વધારે તીવ્ર અને સખત સબર ગઝવએ ઉહદમાં હતો કે કાફિરોએ આપની સાથે જંગ અને મુકાબલો કર્યો તેમજ આપને સખ્તતરીન રંજ અને દુઃખ પહોંચાડયા. છતાં આપે તેના પર ન માત્ર સબર અને ક્ષમા પર જ સંતોષ માન્યો, બલકે તેઓ પર શફકત અને રહમ ફરમાવતા, તેઓને આ ઝુલ્મ અને જહાલતમાં મા'ઝૂર ગણ્યા અને ફરમાવ્યું કે,

'અલ્લાહુમ્મહદિ કવમી ફઈન્નહુમ લા યઅલમૂન.'
હે અલ્લાહ ! મારી કોમને સીધા રસ્તા પર લાવ,
કારણકે તેઓ જાણતા નથી !

○ બીજી એક રિવાયતમાં છે કે,

'અલ્લાહુમ્મગ્ફિર લહુમ.'
હે અલ્લાહ ! તેઓને માફ ફરમાવી દે !

અને જયારે સહાબા (રદિ.)ને અસહ્ય લાગવાથી કહ્યું કે,
'યા રસૂલલ્લાહ ! (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) કાશ ! આપ તેઓના માટે બદદુઆ ફરમાવો કે તેઓ હલાક થઈ જાય !'

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,
'હું લા'નત કરવા માટે આવ્યો નથી, બલકે હું હકની દાવત અને જગતના માટે રહમત બનીને પેદા થયો છું.'

['અશ્શિફા' - 'મદારિજુન્નુબુવ્વહ']

## સબર અને મક્કમતા

હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું,
'અલ્લાહના રસ્તામાં મને એટલો ડરાવવામાં-ગભરાવવામાં આવ્યો છે કે, કોઈ બીજાને એટલો ડરાવવામાં નથી આવ્યો !'

'અને અલ્લાહની રાહમાં મને એટલો સતાવવામાં આવ્યો છે કે, કોઈ બીજાને એટલો સતાવવામાં નથી આવ્યો !'

'અને એક વખતે ત્રીસ રાત-દિવસ મારા પર એવી હાલતમાં પસાર થયાં છે કે, મારા અને બિલાલના માટે ખાવાની કોઈ ચીઝ એવી ન હતી જેને કોઈ જાનદાર ખાય શકે, સિવાય એના કે જે બિલાલ (રદિ.)એ પોતાની બગલમાં છુપાવી રાખી હતી !

['મઆરિફુલ હદીસ', 'શમાઈલે તિરમિઝી']

# તાઈફનો બનાવ

હુઝૂર રહમતુલ્લિલ આલમીન સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તૌહીદની તબ્લીગના માટે હઝરત ઝયદ બિન હારિસહ (રદિ.)ને સાથમાં લઈને પગપાળા તાઈફ પહોંચ્યા. ત્યાંના રહેવાસીઓને ઈસ્લામની દાવત આપી એનાથી તેઓ બધાં ઉશ્કેરાઈ ગયા અને ઈજા પહોંચાડવા તૈયાર થઈ ગયા.

ત્યાંના સરદારોએ પોતાના વિસ્તાર અને શહેરના છોકરાઓને ચડાવ્યા. તેઓએ વાઅઝના સમયે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પર એટલો ભારે પથ્થરમારો કર્યો કે હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ લોહીમાં તરબોળ થઈ ગયા. લોહી વહીને આપના મુબારક પગરખાંમાં જામી ગયું. વુઝૂ માટે જોડામાંથી પગ કાઢવા મુશ્કેલ થઈ ગયા.

બદમાશો અને ગુંડાઓએ નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને એટલી ગાળો આપી, તાળીઓ વગાડી, ચીસાચીસ કરી કે, હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ એક મકાનના કંપાઉન્ડમાં આશરો લેવા મજબૂર થઈ ગયા.

એ જ મકામ પર અલ્લાહના મહબૂબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને એટલી મારપીટ કરવામાં આવી કે આપ બેહોશ થઈને ઢળી પડયા. હઝરત ઝયદ (રદિ.) પોતાની પીઠ પર ઉઠાવીને વસ્તીની બહાર લઈ ગયા. પાણીના છાંટા નાંખ્યા ત્યારે હોશ આવ્યો.

આ સફરમાં આટલી તકલીફો અને ઈજાઓ સહન કરવા છતાં તથા ત્યાંની એકપણ વ્યકિત મુસલમાન ન થવા છતાં, આવા રંજ અને સદમાના સમયે પણ નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું દિલ અલ્લાહ તઆલાની અઝમત અને મુહબ્બતથી લબરેઝ હતું !

એ વખતે આપે જે દુઆ માંગી તેના શબ્દો આ પ્રમાણે છે :–

**'અલ્લાહુમ્મ ઈલય-ક અશ્કુ ઝુઅ-ફ કુવ્વતી વ કિલ્લ-ત હી-લતી**

**વ હવાની અલન્નાસી યા અર્હમરાહિમીન. અન્ત રબ્બુલ મુસ્તદ્અફી-ન વ અન્ત રબ્બી ઈલા મન તકિલ્ની ઈલા બઈદિન યતહજ્જમુની અવ ઈલા અદુવવિંમ મલ્લકતહૂ અમ્રી ઈલ્લમ યકુમ બિ-ક અલય્ય ગદબુન ફલા ઉબાલી વલાકિન્ન આફિયત-ક હિ-ય અવસઉલી અઉઝુ બિનૂરી વજહિકલ્લઝી અશ્રકત લહુઝ્ઝુલુમાતુ વ સલુ-હ અલયહિ અમ્રુદુન્યા વલ્આખિરતિ મિન અંય યન્ઝિ-લ બી ગદબુ-ક અવ યહિલ્લ અલય્ય સ-ખ-તુ-ક લકલ ઉત્બા હત્તા તર્દા લા હવ-લ વલા કુવ્વ-ત ઈલ્લા બિ-ક.**

['તારીખે તબરી' જિલ્દ ૨, પાનું ૮૧]

**ભાવાર્થ :**

'હે મારા અલ્લાહ ! તારી સામે મારી અશક્તિઓની ફરિયાદ કરું છું. તારી સમક્ષ મારાં સાધન સામગ્રીની કમીની ધા નાખું છું. જો તો ખરો ! ઈન્સાનોમાં હું હીણો થયો. લોકોમાં આ મારી કેવી હલકાઈ થઈ રહી છે. સઘળા ય મહેરબાનોમાં સૌથી વધુ મહેરબાન, કૃપાનિધાન અને દયાનિધીના માલિક ! મારો પોકાર સાંભળ. મારું સઘળું સામર્થ્ય, મારો પાલનહાર તું જ છે. તું મને કોના હવાલે કરી રહ્યો છે ? જેઓ મારાથી દૂર ભાગે છે, તું મને તેમના જ નજીક કરે છે. યા તેં, મને અને મારા તમામ મામલાઓને દુશ્મનોના કબજામાં આપી દીધા ?'

'એ છતાંય, મારા પર અગર તું ગુસ્સે નથી તો મને આ વાતોની શી પરવા ? ગમે તે થાય, હું તો તારી કૃપાના વિશાળ ખોળામાં તારું રક્ષણ શોધું છું. તારા રૂપરૂપના અંબાર સમા મુખડાની તે તજલ્લી જેનાથી બ્રહ્માંડના અગમનિગમ અંધારાં જળહળાટમાં ફેરવાઈ જાય છે, હું એ નૂરની પનાહમાં આવું છું કે એમાં જ તો દુનિયા અને આખિરત, આલોક અને પરલોકની સુધારણા છે. મારા પર તારો પ્રકોપ ઉતરે, એનાથી હું તારી પનાહ યાચું છું. મારા પર તારી નારાજી ઉતરે તેનાથી રક્ષણ છાયામાં આવું છું. મનાવવો છે, ત્યાં સુધી મનાવવો છે, જ્યાં

સુધી તું રાજી ન થઈ જાય !'

'ન શકિત છે, ન સામર્થ્ય છે, સિવાય કે ઉચ્ચ અને મહાન શકિતશાળી અલ્લાહના.'



નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે તાઈફથી પાછાં આવતી વેળા એ પણ ફરમાવ્યું કે,

> 'હું એ લોકોની તબાહીના માટે શાને દુઆ કરું ! જો એ લોકો અલ્લાહ પર ઈમાન ન લાવ્યા તો શું થયું ? આશા છે કે એમની ભવિષ્યની પેઢી જરૂર એક અલ્લાહ પર ઈમાન લાવનારી હશે !'

(અન આયશા (રદિ.) 'સહીહ મુસ્લિમ')
(કિતાબ 'રહમતુલ્લિલ આલમીન')



રહમતે આલમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની

## કૃપા અને ક્ષમાની શાન

મકકાના કાફિરો એકવીસ વરસ સુધી રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અને આપના અનુયાયીઓને સતાવતા રહ્યા. ઝુલ્મ અને સિતમની કોઈ રીત એવી ન હશે કે જે તેઓએ એક અલ્લાહની ઈબાદત કરનારાઓ સામે અજમાવી ન હોય. અહીં સુધી કે તેઓ ઘરબાર અને વતન સુધ્ધાં છોડવા માટે મજબૂર થઈ ગયા, પરંતુ જયારે મકકા ફતેહ થયું ત્યારે ઈસ્લામના આ બદતરીન દુશ્મનો સંપૂર્ણ રીતે રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના રહમો કરમ પર હતા અને આપનો એક ઈશારો તેઓને બધાને ખાક અને ખૂનમાં રગડોળી શકે એમ હતો, પરંતુ ... થયું શું ?

કુરૈશના તે તમામ ત્રાસવાદીઓ જેઓ ખૌફ અને શરમના માર્યા

મસ્તકો નમાવીને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સામે ઊભા હતા તેઓને આપે પૂછયું કે,

'તમને ખબર છે કે હું તમારી સાથે શું વર્તન કરનાર છું ?'

તેઓએ દબાયેલા અવાજે જવાબ આપ્યો કે,

'હે સાદિક ! હે સત્યવાદી ! હે અમીન ! તમે અમારા શરીફ ભાઈ અને શરીફ ભત્રીજા છો. અમે તમને હમેશાં રહમદિલ જોયા છે.'

આપે ફરમાવ્યું કે,

'આજે હું પણ તમને તે જ કહું છું જે યૂસુફ (અલૈહિસ્સલામ)એ પોતાના ભાઈઓથી કહ્યું હતું.'

તે પછી આગળ ફરમાવ્યું કે,

'તમારા પર કોઈ ઈલ્જામ, કોઈ આરોપ નથી. જાઓ, આજે તમે બધાં આઝાદ છો !'

[કિતાબુશ્શિફા-ઈબ્ને હિશામ]

## સુંદર સ્વભાવ

આપના તમામ વાણી, વર્તન અને આચરણ કબીરા (મોટા) ગુનાહોથી તેમજ સંશોધકોના મતે નાના ગુનાહોથી પણ માસૂમ (નિર્દોષ) હતા. આપનાથી કોઈ પણ પ્રકારનો વાયદાભંગ કે અસત્ય આચરણ શકય જ ન હતું. ન જાણતામાં કે અજાણતામાં, ન તંદુરસ્તીમાં કે ન બીમારીમાં, ન શબ્દાર્થમાં કે ન ભાવાર્થમાં, ન ખુશીમાં કે ન ક્રોધમાં.

['નશ્રુત્તીબ']

## વાયદાનું પાલન

જંગે બદરના મોકા પર મુસલમાનોની સંખ્યા ખૂબ ઓછી હતી.

મુસલમાનોને એક એક આદમીની તિવ્ર જરૂરત હતી.

હુઝયફા બિન અલયમાન (રદિ.) અને અબૂ હુસૈલ (રદિ.) બંને સહાબી રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખિદમતમાં હાજર થયા અને અરજ કરી કે,

'યા રસૂલલ્લાહ ! (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ !) અમે મક્કાથી આવ્યા છીએ. રસ્તામાં કાફિરોએ અમને ગિરિફતાર કરી લીધા હતા અને એ શરતે અમને છોડયા છે કે અમે લડાઈમાં આપને સાથ આપીશું નહિ, પરંતુ એ તો મજબૂરીનો વાયદો હતો. અમે કાફિરો સામે જરૂર લડીશું.'

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'હરગિઝ નહિ ! તમે પોતાનો વાયદો પૂરો કરો અને લડાઈના મેદાનમાંથી પાછા ચાલ્યા જાઓ, આપણે (મુસલમાનો) કોઈ પણ પરિસ્થિતિમાં વાયદો પૂરો કરીશું. આપણને માત્ર અલ્લાહની મદદની જરૂરત છે.'

['સહીહ મુસ્લિમ', બાબુલ વફાઈ બિલ અહદ પાનું ૮૯, જિલ્દ ૨]

હઝરત અબ્દુલ્લાહ બિન અબીલ હમ્માદ (રદિ.) બયાન કરે છે કે, નુબુવ્વત અર્પણ થવા પહેલાં, મેં હુઝૂર નબીએ અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની કોઈ ચીઝ ખરીદી, કંઈક રકમ બાકી રહી ગઈ. મેં હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી વાયદો કર્યો કે આ જ સ્થળે રકમ લઈને હું પાછો આવું છું, પરંતુ પછી હું ભૂલી ગયો. ત્રણ દિવસ પછી મને યાદ આવ્યું. હું ત્યાં પહોંચ્યો તો શું જોઉં છું કે, હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તે જ સ્થળે થોભેલા છે !

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે મને ફરમાવ્યું કે,

'તમે મને મુશ્કેલીમાં મૂકી દીધો ! ત્રણ દિવસ થયા અહીં જ (હું) તમારી રાહ જોઉં છું.'

આ રિવાયત 'અબૂ દાવૂદ'માં છે. આ બનાવમાં હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની વિનમ્રતા અને વાયદાના પાલનની ચરમસીમાં છે.

['મદારિજુન્નુબુવ્વહ']

# બહાદુરી

હઝરત અનસ (રદિ.) ફરમાવે છે કે,

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈર્શાદ ફરમાવ્યો કે,

'મને બીજા લોકો પર ચાર ચીઝોમાં ફઝીલત આપવામાં આવી છે. સખાવત, શુજાઅત (બહાદુરી), કુવ્વતે મર્દુમી (પુરુષત્વ, મરદાઈ) અને વિરોધી પર પ્રભુત્વ. વળી આપ નુબુવ્વત પહેલાં પણ અને પછી પણ અર્થાત નુબુવ્વતના જમાનામાં પણ પ્રભાવશાળી હતા.'

['નશ્રુત્તીબ']

ગઝવએ હુનૈનના મોકા પર કાફિરોના તીરોની વર્ષાથી સહાબા (રદિયલ્લાહુ અન્હુમ)માં એક જાતની વ્યગ્રતા, પરેશાની, મૂંઝવણ અને અસ્થિરતા પયદા થઈ ગઈ હતી, પરંતુ હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પોતાની જગાએથી હાલ્યા સુધ્ધાં નહિ. જો કે આપ ઘોડા ઉપર સવાર થયેલા હતા અને અબૂ સૂફિયાન બિન હારિસ આપના ઘોડાની લગામ પકડીને ઊભા હતા.

કાફિરો આપના ઉપર હુમલો કરવાની વેતરણમાં હતા. આપ ઘોડા ઉપરથી નીચે ઉતર્યા અને અલ્લાહ તઆલાથી મદદ માંગી તેમજ જમીન ઉપરથી એક મુઠ્ઠી ધૂળ લઈને દુશ્મનોની તરફ ફેંકી તો કોઈ કાફિર એવો ન હતો જેની આંખો એ ધૂળથી ભરાઈ ગઈ ન હોય.

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે તે વખતે આ શેર પઢ્યા :—

**અનન્નબિય્યુ લા કઝિબ,**
**અનબ્નું અબ્દિલ મુત્તલિબ.**

**ભાવાર્થ :**

હું નબી છું એમાં કંઈ અસત્ય નથી.
હું અબ્દુલ મુત્તલિબની ઔલાદ છું.

તે દિવસે આપના કરતાં વધારે બહાદુર, શૂરવીર અને દિલેર કોઈ જોવામાં ન આવ્યું.

['મદારિજુન્નુબુવ્વહ']

હઝરત ઈબ્ને ઉમર (રદિ.)એ ફરમાવ્યું છે કે,

મેં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના કરતાં વધારે ન કોઈ બહાદુર જોયો અને ન મજબૂત જોયો અને ન ફય્યાઝ જોયો અને ન બીજા અખ્લાકની રૂએ પસંદપાત્ર જોયો. અમે જંગે બદરના દિવસે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની આડમાં પનાહ લેતા હતા. મોટો બહાદુર તે શખ્સને સમજવામાં આવતો હતો જે જંગના મેદાનમાં આપની નઝદીક રહેતો. જ્યારે આપ દુશ્મનની નજીક હોય, કારણકે એ સૂરતમાં તે શખ્સને પણ દુશ્મનની નજીક રહેવું પડતું હતું.

['નશ્રુત્તીબ']

## સખાવત

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) ફરમાવે છે કે,

હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ એક તો તમામ લોકોના કરતાં વધારે સખી હતા (કોઈ પણ આપની સખાવતનો મુકાબલો કરી શકતો ન હતો. પોતે ફકીરાના જિંદગી બસર કરતા હતા અને આપવામાં બાદશાહોને પણ શરમિંદા કરતા હતા. એક વખતે નિહાયત સખત જરૂરતની હાલતમાં એક ઔરતે ચાદર પેશ કરી અને સખત જરૂરતની હાલતમાં આપે પહેરી, તે જ વખતે એક શખ્સે ચાદર માંગી, આપે આપી દીધી. આપ કર્ઝ લઈને જરૂરતમંદોની જરૂરતોને પૂરી કરતા હતા. નાણાં કરજે ધીરનાર સખત ઉઘરાણી કરતો ત્યારે કયાંકથી કંઈક રકમ આવી જતી તો કરજ ચૂકવ્યા પછી જે કંઈ રકમ બચી જતી તે જયાં સુધી વહેંચી ન દેતા ત્યાં સુધી ઘરમાં જતા ન હતા.)

ખાસ કરીને રમઝાનુલ મુબારકના મહિનામાં છેવટ સુધી ઘણાં જ ફય્યાઝ રહેતા. (હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની રમઝાન સિવાયના અગિયાર મહિનાની ફય્યાઝી પણ રમઝાનના એક મહિનાની ફય્યાઝીના બરાબર થતી ન હતી.) રમઝાન મહિનામાં જયારે પણ હઝરત જિબ્રઈલ (અલૈ.) તશરીફ લાવતા અને આપને કલામુલ્લાહ સંભળાવતા ત્યારે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ભલાઈ અને કલ્યાણકારી તેઝ વર્ષા લાવનારી હવાનાં કરતાં પણ વધારે સખાવત ફરમાવતા.

['ખસાઈલે નબવી (સલ.)']

તિરમિઝીની હદીસથી નકલ કરવામાં આવ્યું છે કે હુઝૂરે અનવર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની પાસે એક વખતે નેવું હજાર દિર્હમ કયાંકથી આવ્યા. એના લગભગ વીસ હજાર રૂપિયા કરતાં વધારે રકમ થાય છે. હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે એ દિર્હમોને એક ચટાઈ પર નંખાવ્યા અને ત્યાંથી જ વહેંચાવી દીધા. બધાં દિર્હમો પૂરાં થઈ ગયા ત્યારે એક માંગનાર આવ્યો !

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'મારી પાસે તો કંઈ બાકી રહ્યું નથી. તું કોઈની પાસેથી મારા નામે કરજ લઈ લે, જયારે મારી પાસે આવશે ત્યારે (કરજ) અદા કરી દઈશ.'

['ખસાઈલે નબવી (સલ.)']

હઝરત જાબિર (રદિ.)થી રિવાયત છે કે,

'એવું કયારેય બન્યું નથી કે રસૂલે ખુદા સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી કંઈ માંગવામાં આવ્યું હોય અને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું હોય કે 'હું નથી આપતો !'

હઝરત અનસ (રદિ.) ફરમાવે છે કે,

'રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ આવતી કાલ (ભવિષ્ય)ના માટે કોઈ વસ્તુ સંગ્રહી રાખતા ન હતા.'

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)નું બયાન છે કે,

'રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સૌથી વધારે

સખી હતા. ખાસ કરીને રમઝાન મહિનામાં તો ખૂબ જ સખી થઈ જતા હતા.'

['સહીહ બુખારી' બાબૂ બદઈલ વહયિ]

એક વખતે હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે હઝરત અબૂઝર ગિફારી (રદિ.)થી ફરમાવ્યું કે,

'અય અબૂઝર ! મને એ પસંદ નથી કે મારી પાસે ઉહદના પહાડ બરાબર સોનું હોય અને ત્રીજા દિવસ સુધી એમાંથી એક અશરફી પણ બચેલી હોય, એના સિવાય કે જે કરજ અદા કરવા માટે (રાખેલી) હોય.'

'અય અબૂઝર ! હું તો આ માલને બંને હાથો વડે અલ્લાહની મખ્લૂકમાં વહેંચીને પછી જ ઉઠીશ.'

['સહીહ બુખારી' કિતાબુલ ઈસ્તિકરાઝ', પાનું ૩૨૧]

એક દિવસે રસૂલે કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની પાસે છ (૬) અશરફીઓ હતી. ચાર તો આપે ખર્ચ કરી દીધી. બે આપની પાસે બચી ગઈ. એના કારણે આપને આખી રાત ઊંઘ ન આવી. ઉમ્મુલ મુઅમિનીન હઝરત આયશા સિદ્દીકહ (રદિ.)એ અરજ કરી કે,

'મામૂલી વાત છે. સવારે એને ખૈરાત કરી દેજો !'

હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'અય હુમૈરહ ![1] શી ખબર છે કે હું સવાર સુધી જીવતો રહીશ યા નહીં !'

['મિશ્કાત']

---

[1] 'હુમૈરહ' હઝરત આયશા (રદિયલ્લાહુ અન્હા)નો લકબ છે.

# સંતોષ અને અલ્લાહ પર ભરોસો

હઝરત અનસ (રદિયલ્લાહુ અન્હુ) ફરમાવે છે કે,

'હુઝૂર અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ બીજા દિવસના માટે કોઈ ચીઝ સંગ્રહી રાખતા ન હતા.'

['શમાઈલે તિરમિઝી']

અર્થાત જે કંઈ વસ્તુ હોય તેને ખવડાવી–પીવડાવીને પૂરું કરી નાંખતા હતા. આવતી કાલે ફરી પાછી જરૂર પડશે એવા વિચારથી સાચવી રાખતા ન હતા. આ હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો અલ્લાહ તઆલા પર પરમ ભરોસો હતો કે જે માલિકે આજે આપ્યું છે તે કાલે પણ આપશે.

આ માત્ર પોતાની ઝાતના માટે હતું, નહિતર (પુનિત) પત્નીઓની ખાધા ખોરાકી તેમના હવાલે કરી દેવામાં આવતી હતી. તેઓ જેવી રીતે ચાહે ઉપયોગ કરે. ચાહે તો રાખે ચાહે તો વહેંચી દે, પરંતુ તેઓ પણ તો હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની પુનિત પત્નીઓ હતી. હઝરત આયશા (રદિ.)ની ખિદમતમાં એક વખતે બે ગુણી ભરીને દિર્હમો ભેટ રૂપે પેશ કરવામાં આવી. તેમાં એક લાખ કરતાં પણ વધારે દિર્હમો હતા. તેમણે થાળ મંગાવ્યો અને થાળ ભરી ભરીને દિર્હમો વહેંચી દીધાં !

હઝરત આયશા રદિયલ્લાહુ અન્હા પોતે રોઝહદાર હતા. ઈફતાર વેળાએ એક રોટી અને ઝયતૂનનું તેલ હતું જેના વડે ઈફતારી કરી. બાંદીએ અરજ કરી કે એક દિર્હમનું અગર આજે ગોશ્ત મંગાવી લેત તો આજે આપણે એનાથી જ ઈફતાર કરત.

આપે ઈર્શાદ ફરમાવ્યો કે,

'હવે મહેણું મારવાથી શું થઈ શકે છે ! તે જ વખતે યાદ દેવડાવી દેતે તો હું મંગાવી લેત.'

['ખસાઈલે નબવી (સલ.)']

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું છે કે,

'મને એ વાત ગમતી નથી કે મારા માટે ઉહદ પહાડ સોનાનો બની જાય પછી રાતે તેમાંથી એક દીનાર પણ મારી પાસે રહે, તે દીનાર સિવાય જેને કોઈ વાજિબ જરૂરતના માટે રોકી લઉં.'

આ વાત આપની સખાવત અને દાન પ્રદાનની પરમ ઉચ્ચતાની દલીલ છે. એ જ ઉચ્ચતમ સખાવતના સબબ આપ કરજદાર રહેતા હતા. અહીં સુધી કે જ્યારે આપની વફાત થઈ ત્યારે આપની ઝિરહ (બખ્તર) બાલ-બચ્ચાંઓના ખર્ચ પેટે ગીરો મૂકેલી હતી !

['નશ્રુત્તીબ']

## વિનમ્ર સ્વભાવ

હઝરત આયશા (રદિયલ્લાહુ અન્હા)થી રિવાયત છે કે,

- ❑ સખ્ત વાત કરવાની આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની આદત ન હતી. ઉપરથી દેખાડવા પૂરતી કૃત્રિમ રીતે પણ સખ્ત વાત કરતા ન હતા.
- ❑ બઝારોમાં પોતાની કક્ષાને શોભે નહિ એવી વાત કરતા ન હતા.
- ❑ બુરાઈનો બદલો બુરાઈથી આપતા ન હતા. બલ્કે માફ ફરમાવી દેતા હતા.
- ❑ અત્યંત લજ્જાશીલ સ્વભાવના કારણે આપની નિગાહ કોઈ શખ્સના ચહેરા પર થોભતી ન હતી. જો કોઈ નામુનાસિબ-અયોગ્ય વાત તરફ કોઈનું ધ્યાન દોરવાની અનિવાર્ય જરૂરત પડતી ત્યારે ઈશારાથી એનો ઉલ્લેખ કરતા.

હઝરત અલી (રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે,

- ❑ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સૌથી વધારે ઉદાર દિલના હતા.

- વાતના સાચા હતા.
- સ્વભાવે નરમ હતા.
- વ્યવહારમાં ખૂબ જ કૃપાળુ હતા.
- જે શખ્સ આપની દાવત કરતો તેની દાવત સ્વીકારતા.
- હદીયહ–ભેટનો સ્વીકાર કરતા, ભલે એ ભેટ કે દાવત ગાય યા બકરીના પાયાની જ હોય. ભેટનો બદલો પણ આપ આપતા હતા.
- ગુલામની, આઝાદની, લોંડીની અને ગરીબની સૌની દાવત કબૂલ ફરમાવી લેતા હતા.
- મદીનાની આબાદીના છેવાડાના ભાગમાં પણ જો કોઈ બીમાર હોય તો તેની ઈયાદત–બીમારપુર્સી કરતા.
- માફી માંગનારાના બચાવના કારણને સ્વીકારી લેતા.
- પોતાના સહાબીઓ સાથે મુસાફહ કરવામાં પહેલ કરતા.
- પોતાના સહાબીઓ વચ્ચે કયારેય પગો ફેલાવીને બેઠેલા જોવામાં આવ્યા નથી, જેના કારણે બીજાઓની જગા સાંકડી થઈ જાય.
- જે આપની પાસે આવતું તેની આપ આગતાસ્વાગતા, આદર–સત્કાર કરતા. કેટલીક વખતે તેના બેસવા માટે પોતાનું કપડું પાથરી દેતા અને ગાદી–તકિયો પોતે છોડીને તેને આપી દેતા.
- કોઈની વાતને વચમાંથી કાપતા ન હતા. મુસ્કુરાવામાં અને ખુશમિઝાજીમાં આનંદી સ્વભાવમાં સૌથી વધીને હતા. વહી નાઝિલ થવાની હાલતમાં કે ખુત્બહ તેમજ વાઅઝની હાલતમાં (આપના ઉપર એક જોશ હોવાના કારણે) મુસ્કુરાહટ અને ખુશમિઝાજી જાહેર થતી ન હતી. ['નશ્રુત્તીબ']

## પ્રામાણિકતા અને અમાનતદારી

હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે જયારે દાવતે હકની શરૂઆત કરી ત્યારે સમગ્ર કોમ આપની દુશ્મન બની ગઈ અને આપને ત્રાસ આપવામાં કોઈ કસર બાકી ન રાખી, પરંતુ આ હાલતમાં પણ

કોઈ મુશ્રિક એવો ન હતો જે આપની પ્રામાણિકતા અને અમાનતદારી પર શંકા કરતો હોય, બલકે એ લોકો પોતાના નાણા વગેરે લાવીને હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની જ પાસે અમાનત રખાવતા હતા અને મકકામાં આપના કરતાં વધારે અમાનતદાર બીજા કોઈને પણ સમજતા ન હતા. હિજરતના મોકા પર હઝરત અલી (ક.વ.)ને પાછળ મૂકી જવાનો હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો એક હેતુ એ પણ હતો કે તેઓ તમામ લોકોની અમાનતોને પાછી આપીને મદીના આવે.

['મદારિજુન્નુબુવ્વહ']

## વિનય-વિવેક અને વિનમ્રતા

હઝરત ઉમર (રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે,

હુઝૂર અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'મુસલમાનો ! મારી તારીફ હદ કરતાં વધારે ન કરો જેવી રીતે ઈસાઈઓએ મરયમના પુત્ર (હઝરત ઈસા અલૈ.)ની તારીફ કરી હતી, કારણ કે હું અલ્લાહનો બંદો છું. બસ, તમે મારા વિશે એટલું જ કહી શકો છો કે, મુહમ્મદ અલ્લાહના બંદા અને તેના રસૂલ છે.'

['મદારિજુન્નુબુવ્વહ', 'ઝાદુલ મઆદ', 'શમાઈલે તિરમિઝી']

હઝરત અબૂ ઉમામહ (રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે,

'રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અસા (હાથ લાકડી) પર ટેકો લગાવીને અમારી પાસે તશરીફ લાવ્યા ત્યારે અમે બધાં આપના માટે ઊભા થઈ ગયા.'

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'જેવી રીતે અજમી (બિન અરબ) લોકો એક બીજાની તા'ઝીમના માટે ઊભા થાય છે તેવી રીતે તમે ઊભા થયા ન કરો. હું અલ્લાહનો બંદો છું. એવી જ રીતે ખાઉં છું જેવી રીતે બંદાઓ ખાય છે અને એવી જ રીતે બેસું છું જેવી રીતે બંદાઓ બેસે છે.'

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું આ પ્રમાણે ફરમાવવું

આપની સહનશીલતા અને સૌમ્ય સ્વભાવના કારણે હતું.

['મદારિજુન્નુબુવ્વહ']

હદીસમાં છે કે, એક વખતે એક સફરમાં કેટલાક સહાબા (રદિ.)એ એક બકરી કાપવાનો ઈરાદો કર્યો. એના કામની વહેંચણી કરી. એક વ્યક્તિએ કાપવાની જવાબદારી લીધી. બીજાએ ચામડું ઉતારવાની જવાબદારી લીધી. કોઈકે પકાવવાની જવાબદારી લીધી.

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'પકાવવાના માટે લાકડાંઓ ભેગા કરવાની જવાબદારી હું લઉં છું.'

સહાબા (રદિયલ્લાહુ અન્હુમ)એ અરજ કરી કે,

'હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ !) એ કામ અમે પોતે કરી લઈશું.'

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'એ તો હું પણ સમજી શકું છું કે તમે લોકો એ કામ ખૂશીથી કરી લેશો, પરંતુ મને એ વાત પસંદ નથી કે બધા કરતાં હું અલાયદો રહું ! વળી અલ્લાહ તઆલા પણ એને નાપસંદ ફરમાવે છે.'

['ખસાઈલે નબવી (સલ.)']

હઝરત અબૂ હુરયરહ (રદિયલ્લાહુ અન્હુ) ફરમાવે છે કે,

હું હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સાથે બજારમાં આવ્યો. હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે એક પાયજામો ચાર દિર્હમમાં ખરીદ કર્યો અને હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે વજન કરનારને ફરમાવ્યું કે, 'કિંમતમાં માલને ખૂબ ખેંચીને તોલો !'[1] (અર્થાત વજનમાં ઓછું કે બરાબર ન લો, બલકે વધારે લો !)

વજન કરનાર પેલો શખ્સ નવાઈ પામીને કહેવા લાગ્યો કે,

---

[1] તે વખતે કપડાં તોલ પર વેચાતા હશે.

'મેં કયારેય કોઈનેય કિંમત ચૂકવતી વખતે આ પ્રમાણે કહેતાં સાંભળ્યા નથી !'

આ સાંભળીને હઝરત અબૂ હુરયરહ (રદિ.)એ કહ્યું કે,

'અફસોસ છે તારા પર ! તું પોતાના નબીને ઓળખતો નથી !'

આ સાંભળતા જ પેલો શખ્સ ત્રાજવું મૂકી દઈને ઊભો થઈ ગયો અને હુઝૂરે અકરમ (સલ.)ના મુબારક હાથને ચુંબન કર્યું.

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે પોતાનો મુબારક હાથ ખેંચી લીધો અને ફરમાવ્યું કે,

'અજમીઓ (બિન અરબો)નો એ દસ્તૂર છે કે તેઓ પોતાના બાદશાહો અને સરદારોની સાથે આવું જ વર્તન કરે છે. હું બાદશાહ નથી. હું તો તમારામાંથી જ એક શખ્સ છું.'

એ પછી હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે પાયજામો ઉઠાવી લીધો ! હઝરત અબૂ હુરયરહ (રદિ.) ફરમાવે છે કે,

મેં આગળ વધીને ઈરાદો કર્યો કે આપની પાસેથી પાયજામો લઈ લઉં પરંતુ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'સામાનના માલિકનો જ હક છે કે તે પોતાનો સામાન ઉઠાવી લે, પરંતુ જો કોઈ શખ્સ કમજોર હોય અને પોતાનો સામાન ઉઠાવી શકતો ન હોય તો પોતાના એવા (કમજોર) ભાઈની મદદ કરવી જોઈએ.'

['મદારિજુન્નુબુવ્વહ']

હઝરત અનસ (રદિયલ્લાહુ અન્હુ) ફરમાવે છે કે,

હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે એક પુરાના પાલાન❶ પર હજ કરી. તેના પર એક કપડું પડેલું હતું જે ચાર દિર્હમનું પણ ન હશે અને હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ આ દુઆ માંગતા હતા કે,

❶ ગધેડા કે ઊંટની પીઠ પર બેસવા માટે મૂકવામાં આવતો લાકડાનો માંચડો.

'યા અલ્લાહ ! આ હજને એવી હજ ફરમાવો જેમાં રિયા (દેખાડો) અને શોહરત (પ્રસિધ્ધિ) ન હોય.'

['શમાઈલે તિરમિઝી']

જયારે મકકા ફતેહ થયું અને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ મુસલમાનોના લશ્કર સાથે તેમાં દાખલ થયા ત્યારે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે અલ્લાહ તઆલાની હુઝૂરમાં આજિઝી અને વિનમ્રતાપૂર્વક માથું પાલાન પર એટલું ઝુકાવી દીધું હતું કે પાલાનના આગળની થાંભલીના છેડા સાથે આપનું માથું ટકરાવાની નજીક હતું.

['કિતાબુશ્શિફા']

હઝરત અનસ (રદિ.) ફરમાવે છે કે,

સહાબા (રદિ.)ની નજીક હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી વધારે મહબૂબ કોઈ શખ્સ દુનિયામાં ન હતો. એમ છતાં તેઓ હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને જોઈને એટલા માટે ઊભા થતા ન હતા કે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને આ વાત પસંદ ન હતી.

['શમાઈલે તિરમિઝી']

એક વખતે હબ્શાના નજજાશી બાદશાહના કેટલાક એલચીઓ આવ્યા. હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તેઓના આદર - સત્કાર માટે ઊભા થઈ ગયા !

સહાબા (રદિ.)એ અરજ કરી કે,

'યા રસૂલલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ! એમની ખિદમતની સઆદત અમને ઈનાયત ફરમાવો !'

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'તેમણે મારા સહાબા (રદિ.)ની ઘણી ખિદમત અને સન્માન કરેલાં છે. હું પસંદ કરું છું કે તેનો બદલો અદા કરી દઉં.'

['મદારિજુન્નુબુવ્વહ']

# સાફદિલ હોવું

ઈબ્ને મસ્ઉદ (રદિયલ્લાહુ અન્હુ) બયાન ફરમાવે છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે એની તાકીદ ફરમાવી કે મારા સહાબામાંથી મને કોઈ શખ્સ કોઈની પણ વાત પહોંચાડયા ન કરે, કારણકે મારું દિલ ચાહે છે કે, જયારે હું તમારી પાસે આવું ત્યારે મારું દિલ તમારા બધાંના તરફથી સાફ હોય.

['અબૂ દાવૂદ', 'તર્જુમાનુસ્સુન્નહ', ' કિતાબુશ્શિફા']

# વિનમ્રતા અને વાત્સલ્ય

હઝરત અનસ (રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ઘણા ખૂશ અખ્લાક હતા. એક દિવસે મને કોઈ જરૂરત માટે મોકલ્યો. મેં (જાહેરમાં તો) એમ કહ્યું કે, અલ્લાહની કસમ હું જઈશ નહી. (પરંતુ) મારા દિલમાં એમ હતું કે જે હુકમ મને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે આપ્યો છે તેના માટે જરૂર જઈશ.

તે પછી હું નીકળ્યો. રસ્તામાં મારો ભેટો કેટલાંક બાળકો સાથે થયો જેઓ બજારમાં રમતાં હતાં. એટલામાં અચાનક રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે મારા માથાના બાલ પાછળથી પકડયા. જયારે મેં આપની તરફ જોયું ત્યારે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને હસતા જોયા.

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'અનસ તમે ત્યાં ગયા હતા જયાં મેં તમને મોકલ્યા હતા ?'

મેં કહ્યું કે,

'હાં જઈશ, યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) !'

['મિશ્કાત', 'હયાતુલ મુસ્લિમીન']

હઝરત અનસ (રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે,

મેં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખિદમત તે સમયથી કરી છે જયારે હું (માત્ર) આઠ વરસનો હતો. મેં આપની ખિદમત દસ વરસ સુધી કરી. આપે મારા હાથે થયેલ કોઈ પણ કાર્ય વિશે કયારેય મને ઠપકો આપ્યો નથી. જો અહલે બયતમાંથી કોઈએ પણ ઠપકો આપ્યો તો આપે ફરમાવ્યું,

'એને છોડી દો ! અગર તકદીરમાં કોઈ વાત હોય છે તો તે થઈને રહે છે.'

['મિશ્કાત']

## ત્યાગની ભાવના અને સહનશીલતા

એક રિવાયતમાં છે કે,

ઝયદ બિન શઅનહ પહેલાં યહૂદી હતા. એક વખતે કહેવા લાગ્યા કે, નુબુવ્વતની નિશાનીઓમાંથી કોઈ પણ એવી નથી રહી જેને મેં હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમમાં જોઈ લીધી ન હોય માત્ર બે નિશાનીઓના સિવાય કે જેના અનુભવની હજુ સુધી નોબત નથી આવી.

- એક એ કે આપની સહનશીલતા આપના ગુસ્સા પર ગાલિબ હશે.
- બીજી એ કે આપની સાથે કોઈ ગમે તેવું જહાલતનું વર્તન કરશે, તે જ પ્રમાણમાં આપની સહનશીલતા વધારે હશે.

હું આ બંનેની કસોટી કરવાનો મોકો શોધતો રહ્યો, અને આવ-જા વધારતો રહ્યો. એક દિવસે આપ હુજરામાંથી બહાર તશરીફ લાવ્યા.

હઝરત અલી (રદિયલ્લાહુ અન્હુ) આપની સાથે હતા. એક બદવી (ગામડિયા) જેવો શખ્સ આવ્યો અને અરજ કરી કે,

'યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! મારી કોમ મુસલમાન થઈ ચુકી છે. મેં તેમને એમ કહયું હતું કે, મુસલમાન થઈ જશો તો ભરપૂર રિઝક તમને મળશે અને હવે હાલત એ છે કે, દુકાળ પડી ગયો ! મને ડર છે કે તેઓ ઈસ્લામથી નીકળી ન જાય ! અગર આપનો મુબારક ઈરાદો હોય તો આપ તેઓની કંઈક મદદ ફરમાવો.'

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે એક શખ્સની તરફ જેઓ ઘણું કરીને હઝરત અલી (રદિયલ્લાહુ અન્હુ) હતા, જોયું.

તેમણે (હઝરત અલી રદિયલ્લાહુ અન્હુ એ) અરજ કરી કે,
'હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) કંઈ પણ હાજર નથી !'

ઝયદ (જેઓ એ સમયે યહૂદી હતા) તેમણે કહયું કે,

'મુહમ્મદ ! (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) જો તમે એવું કરી શકો કે ફલાણા શખ્સની વાડીની આટલી ખજુરો નકકી કરેલા સમયે મને આપો તો હું પેશગી રકમ આપું અને નકકી કરેલા સમયે ખજૂરો લઈ લઈશ.'

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,
'એ તો નથી થઈ શકતું. અલબત્ત વાડી નકકી ન કરો તો હું આ મામલો કરી શકું છું.'

મેં એ કબૂલ કરી લીધું અને ખજૂરોની કિંમત રૂપે ૮૦ (એંસી) મિસ્કાલ[1] સોનું આપી દીધું. આપે તે સોનું તે ગામડિયાને હવાલે કરી દીધું અને ફરમાવ્યું કે,

'ન્યાયપૂર્વક આના વડે તેઓની જરૂરત પૂરી કરી લો !'

ઝયદ કહે છે કે, જયારે ખજૂરોની અદાયગીના વખતને બે-ત્રણ દિવસો બાકી રહી ગયા હતા ત્યારે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સહાબએ કિરામ (રદિ.)ની એક જમાઅતની સાથે, જેમાં અબૂબકર

---

[1] મશહૂર કોલ પ્રમાણે એક મિસ્કાલ સાડાચાર માશા (ગ્રામ)નો થાય છે.

(રદિ.) અને ઉસ્માન (રદિ.) પણ હતા, કોઈના જનાઝાની નમાઝથી ફારિગ થઈને એક દીવાલની નજીક બેઠેલા હતા.

હું ત્યાં ગયો અને આપના કુર્તા તેમજ ચાદરના છેડાને પકડીને, ખૂબ જ કટાણું મોઢું કરીને મેં કહ્યું કે,

'અય મુહમ્મદ ! (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તમે મારું કરજ અદા નથી કર્યું. ખુદાની કસમ તમને અબ્દુલ મુત્તલિબની તમામ ઔલાદને હું સારી રીતે જાણું છું કે કરજ નહિ ચૂકવવામાં કુશળ છો.'

હઝરત ઉમર (રદિયલ્લાહુ અન્હુ)એ ક્રોધથી ઘૂરીને મારા તરફ જોયું અને કહ્યું કે,

'અય ખુદાના દુશ્મન ! આ શું બકવાસ કરે છે ?! ખુદાની કસમ જો મને હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ડર ન હોત તો તારી ગર્દન ઉડાવી દેત !'

પરંતુ હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ નિહાયત સુકૂનથી મને જોઈ રહ્યા હતા અને મુસ્કુરાવાના લહેજામાં હઝરત ઉમર (રદિયલ્લાહુ અન્હુ)થી ફરમાવ્યું કે,

'ઉમર ! હું અને એ બંને એક બીજાની ચીઝના વધારે મોહતાજ હતા. તમારે મને હક અદા કરવામાં ખૂબીથી વર્તવાનું કહેવું જોઈતું હતું અને એને કરજની માંગણી કરવામાં બેહતર તરીકો અપનાવવાની નસીહત કરવી જોઈતી હતી. જાઓ ! એને લઈ જાઓ ! એનો હક અદા કરી દો ! અને તમે એને ધમકાવ્યો છે તેના બદલામાં ૨૦ (વીસ) સાઅ (લગભગ ૭૦ કિલોગ્રામ) ખજૂર વધારે આપજો !'

હઝરત ઉમર (રદિ.) મને લઈ ગયા અને મારું પૂરેપૂરું કરજ તેમજ ૨૦ (વીસ) સાઅ ખજૂર વધારે આપી.

મેં પૂછયું કે, આ વીસ સાઅ કેવા ?'

હઝરત ઉમર (રદિયલ્લાહુ અન્હુ)એ કહ્યું કે,

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો એ જ હુકમ છે.'

મેં કહ્યું કે, 'ઉમર ! તમે મને ઓળખો છો ?'

તેમણે કહ્યું કે, 'ના'.

મેં કહ્યું કે, 'હું ઝયદ બિન શઅનહ છું.'

તેમણે ફરમાવ્યું કે, 'જે યહૂદીઓના મોટા અલ્લામા છે તે ?'

મેં કહ્યું કે, 'હાં, હું તે જ છું.'

તેમણે કહ્યું કે,

'આટલા મોટા માણસ થઈને હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સાથે તમે આ કેવો વર્તાવ કર્યો !'

મેં કહ્યું કે,

'નુબુવ્વતની નિશાનીઓમાંથી બે નિશાનીઓ એવી રહી ગઈ હતી કે જેનો અનુભવ કરવાની તક મને મળી ન હતી :—

એક એ કે આપનો હિલ્મ આપના ગુસ્સા પર ગાલિબ હશે.

બીજું એ કે તેમની સાથે સખત જહાલત ભરેલું વર્તન તેમના હિલ્મમાં વધારો કરશે.

હવે આ બંને બાબતોની કસોટી પણ કરી લીધી. હવે હું તમને મારા ઈસ્લામના સાક્ષી બનાવું છું અને મારો અર્ધો માલ ઉમ્મતે મુહમ્મદિય્યહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પર સદકો કરું છું.'

તે પછી હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખિદમતમાં પાછા આવ્યા અને ઈસ્લામ સ્વીકાર્યો. તે પછી ઘણાં ગઝવાઓમાં શરીક થયા અને તબૂકની લડાઈમાં શહીદ થઈ ગયા.

['જમ્ઉલ ફ્વાઈદ', 'ખસાઈલે નબવી']

ઈમામ બુખારી (રહમતુલ્લાહિ અલયહ)એ હઝરત અનસ (રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત કરી છે કે :—

એક વખતે હું હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સાથે જઈ રહ્યો હતો. હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ગર્દને મુબારકમાં સખ્ત હાશિયહદાર (કિનારીવાળી) નજરાની ચાદર હતી. એક ગામડિયાએ નજીક આવીને ચાદર પકડીને હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને ખેંચ્યા. અને ચાદરને સખત લપેટવા લાગ્યો. !

હઝરત અનસ (રદિ.) બયાન કરે છે કે, મેં હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ગર્દને મુબારકની તરફ જોયું તો સખત હાશિયહદાર લપેટના કારણે આપની ગર્દને મુબારક છોલાઈ ગઈ હતી.

તે પછી ગામડિયો કહેંવા લાગ્યો કે, 'અય મુહમ્મદ ! (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) અલ્લાહ તઆલાના આ માલમાંથી, જે આપની પાસે છે, મને દેવાનો હુકમ ફરમાવી દો !'

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ તેની તરફ જોઈને સ્મિત કર્યું અને મને એ (ચાદર) તે ગામડિયાને આપી દેવાનો હુકમ ફરમાવ્યો !'

['મદારિજુન્નુબુવ્વહ']

એક વખતે મક્કામાં દુકાળ પડયો. લોકોએ હાડકા અને મુર્દાર પણ ખાવાનું શરૂ કરી દીધું. અબૂ સૂફિયાન ત્યારે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના બદતરીન દુશ્મન હતા. આપની ખિદમતમાં આવ્યા અને કહ્યું કે,

'મુહમ્મદ ! (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તમે લોકોને સિલહરહમીની તાલીમ આપો છો. તમારી કોમ હલાક થઈ રહી છે. પોતાના ખુદાથી દુઆ કેમ નથી કરતા ?'

જો કે કુરેશનો ત્રાસ અને શરારતો ઈન્સાનિયતની હદ પણ વટાવી ગયાં હતાં છતાં અબૂ સુફિયાનની વાત સાંભળીને તરત જ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના મુબારક હાથો દુઆના માટે ઊંચા ગઈ ગયા ! અલ્લાહ તઆલાએ એટલો વરસાદ વર્ષાવ્યો કે જળજળાકાર થઈ ગયો અને દુકાળ દૂર થઈ ગયો.

['સહીહ બુખારી', 'તફસીરે દુખાન']

## ઝુહદ અને તકવો

હઝરત અનસ (રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અલ્લાહ તઆલાથી દુઆ કરતા હતા કે,

‘અય અલ્લાહ ! મને મિસ્કીની (નિર્ધનતા)ની હાલતમાં જીવતો રાખ અને મિસ્કીનીની હાલતમાં દુનિયાથી ઉઠાવ તેમજ મિસ્કીનોના સમૂહમાં મારો હશર ફરમાવ !’

[‘જામિઅ તિરમિઝી’, ‘બયહકી’, ‘ઈબ્ને માજહ’, ‘મઆરિફુલ હદીસ’]

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના એક સહાબીથી રિવાયત છે કે :—

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના મજલિસવાળાઓ એક વખતે દૌલતમંદી અને દુનિયાની ખૂશહાલીની કંઈક વાતો કરવા લાગ્યા (કે આ વસ્તુ સારી છે કે બૂરી અને દીન તથા આખિરતના માટે નુકસાનકારક છે કે ફાયદાકારક) તો આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે એ બાબતમાં ઈરશાદ ફરમાવ્યો કે,

‘જે શખ્સ અલ્લાહ તઆલાથી ડરે (અને તેના અહકામની પાબંદી કરે) તેના માટે માલદારીમાં કોઈ વાંધો નથી અને કોઈ નુકસાન નથી તથા સાહબે તકવાના માટે દૌલતમંદીના કરતાં પણ તંદુરસ્તી બેહતર છે તેમજ ખૂશદિલી પણ અલ્લાહ તઆલાની નેઅમતોમાંથી છે. (જેના પર શુક્ર વાજિબ છે.)

[‘મુસ્નદે અહમદ’, ‘મઆરિફુલ હદીસ’]

હઝરત આયશા (રદિયલ્લાહુ અન્હા)થી રિવાયત છે કે તેમણે ઉર્વહ (રદિયલ્લાહુ અન્હુ)થી ફરમાવ્યું કે,

‘મારા ભાણેજ ! અમે (નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના ઘરવાળાઓ અમારું ગુજરાન એવી રીતે ચલાવતા હતા) કે, કયારેક લગાતાર ત્રણ-ત્રણ ચાંદ જોઈ લેતા હતા (અર્થાત સંપૂર્ણ બે મહિના વિતી જતા હતા) છતાં હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના ઘરોમાં ચૂલો સળગતો ન હતો !’

ઉર્વહ (રદિયલ્લાહુ અન્હુ) કહે છે કે,

'મેં કહ્યું કે તો પછી આપ લોકો કઈ વસ્તુથી જીવતા હતા !'

હઝરત આયશા (રદિ.) એ જવાબ આપ્યો કે,

'માત્ર ખજૂરની પેશીઓ અને પાણી (પર) અલબત્ત રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના કેટલાક અનસારી પડોશીઓને ત્યાં દૂધાળુ જાનવરો હતા. તેઓ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના માટે હદિયા તરીકે દૂધ મોકલ્યા કરતા હતા જેમાંથી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અમને પણ આપતા હતા'

['બુખારી', 'મુસ્લિમ', 'મઆરિફુલ હદીસ']

હઝરત આયશા (રદિયલ્લાહુ અન્હા) ફરમાવે છે કે ,

'રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ એવી હાલતમાં વફાત પામ્યા કે, આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઝિરહ (બખ્તર) ત્રીસ સાઅ (આશરે એકસો કિલોગ્રામ) જવના બદલામાં એક યહૂદીની પાસે ગીરો મૂકેલી હતી !'

['બુખારી', 'મઆરિફુલ હદીસ']

## અલ્લાહનો ખોફ

અબ્દુલ્લાહ બિન શખીર (રદિ.)થી રિવાયત છે કે,

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સતત ગમગીન રહેતા હતા. કદી આપને જંપ ન હતો (આ કેફિયત આખિરતની ચિંતાના કારણે હતી) અને આખા દિવસમાં સિત્તેર કે સો વખત ઈસ્તિગફાર ફરમાવતા હતા.

મારું કહેવું છે કે, આ હાલત યા તો ઉમ્મતની તાલીમના માટે હતી, અથવા ખુદ ઉમ્મતના માટે મગફિરત માંગવાનો મકસદ હતો. યા એ કારણ હતું કે આપ કુર્બ અને ઈર્ફાનના મહાસાગરમાં ડૂબેલા રહેતા હતા અને પ્રત્યેક પળે તરક્કી કરતા રહેતા હતા. તજલ્લિયાતમાં પરિવર્તન થતું રહે છે. તથા તજલ્લી ઉતરાણના સ્થાનની ક્ષમતાના

પ્રમાણમાં હોય છે અને આપની ક્ષમતા (ઈસ્તિઅદાદ) સતત વધતી જતી હતી એટલે તજલ્લિયાત પણ અવિરત અને અનંત ઉતરતી રહેતી હતી, એટલે જયારે બાદના મર્તબાને આ'લા (ઉચ્ચતર) જોતા હતા ત્યારે પોતાને તે પહેલાના (નિમ્ન) મર્તબાના એતબારથી તકસીરની તરફ મનસૂબ ફરમાવતા હતા. (અર્થાત પોતાને કસૂરવાર સમજતા હતા.)

['નશ્રુત્તીબ']

## હૃદયનું રુદન

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિયલ્લાહુ અન્હુ) ફરમાવે છે કે,

હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની એક નવાસી વફાતની નજીક હતી. હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ તેને ગોદમાં ઉઠાવી લીધી અને પોતાની સામે રાખી. હુઝૂર (સલ.)ના સામે જ તેણીનો ઈન્તેકાલ થઈ ગયો. (હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની એક કનીઝ) ઉમ્મે અયમન ચીસો પાડીને રડવા લાગી.

હુઝુરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'શું અલ્લાહના નબીના સામે પણ રડવાનું શરૂ કરી દીધું !'

(આ ફરમાવતી વખતે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની આંખોમાંથી પણ આંસૂઓ ટપકતા હતા એટલા માટે ઉમ્મે અયમને) અરજ કરી કે,

'હુઝૂર પણ તો રડે છે !'

હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'આ રીતે રડવાની મનાઈ નથી. એ અલ્લાહ તઆલાની રહમત છે (કે બંદાઓના દિલોને નરમ બનાવી દે અને તેમાં શફકત તેમજ રહમતની ભાવના અર્પણ કરી દે.)'

તે પછી હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું,

'મોમિન દરેક હાલતમાં ખૈરમાં જ રહે છે, અહીં સુધી કે ખુદ તેની રૂહને કાઢવામાં આવે છે અને તે હક તઆલા શાનહૂની હમ્દ કરે છે.'

['શમાઈલે તિરમિઝી']

હઝરત આયશા (રદિયલ્લાહુ અન્હા) ફરમાવે છે કે,

હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે જ્યારે ઉસ્માન બિન મઝઉન (રદિયલ્લાહુ અન્હુ)ની પેશાનીને તેમની વફાત પછી ચુંબન કર્યું, ત્યારે હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની (આંખોમાંથી) આંસૂઓ ટપકતાં હતાં.'

['શમાઈલે તિરમિઝી]

અબ્દુલ્લાહ બિન શખીર (રદિયલ્લાહુ અન્હુ) ફરમાવે છે કે,

હું હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખિદમતમાં હાજર થયો ત્યારે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ નમાઝ પઢી રહ્યા હતા અને રડવાના કારણે આપના સીનામાંથી એવો અવાજ નીકળી રહ્યો હતો જેવો હાંડીનો જોશ હોય છે.'

['શમાઈલે તિરમિઝી]

અબ્દુલ્લાહ બિન મસઊદ (રદિયલ્લાહુ અન્હુ) ફરમાવે છે કે,

'મને એક વખતે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું,

'કુર્આન મજીદ સંભળાવો !'

મેં અરજ કરી કે,

'હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ! આપના પર જ તો (કુર્આન) નાઝિલ થયું છે અને (હું) આપને જ સંભળાવું !'

હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'મારું દિલ ચાહે છે કે બીજાથી સાંભળું !'

મેં આપના હુકમના પાલન માટે (કુર્આન સંભળાવવાનું) શરૂ કર્યું. મેં સૂરએ 'નિસાઅ' પઢવાની શરૂ કરી. હું જયારે :–

'ફ કય-ફ ઈઝા જિઅના મિન કુલ્લિ ઉમ્મતિમ બિ શહિદિંવ
વ જિઅના બિ-ક અલા હા ઉલાઈ શહીદા.'

[સૂરએ 'નિસાઅ' : ૪૧]

ભાવાર્થ :

તો તે વખતે શું હાલત થશે જયારે કે હરેક ઉમ્મતમાંથી એકે એક ગવાહ (સાક્ષી)ને હાજર કરશે અને આપને તે લોકો પર (જેમનો આપની સાથે વ્યવહાર થયો છે) ગવાહી આપવા માટે હાજર કરવામાં આવશે.

આ આયત પર પહોંચ્યા ત્યારે મેં હુઝૂરે પુરનૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના મુબારક ચહેરાની તરફ જોયું તો બંને આંખોમાંથી આંસૂઓ વહી રહ્યા હતા.

['શમાઈલે તિરમિઝી]

હઝરત અનસ (રદિયલ્લાહુ અન્હુ) ફરમાવે છે કે,

'હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પોતાની સાહબઝાદી (ઉમ્મે કુલસુમ)ની કબર પર ઊભા હતા અને આપની આંખોમાંથી આંસૂઓ વહી રહ્યા હતા.'

['શમાઈલે તિરમિઝી]

## રહમ અને દયા

એક વખતે એક સહાબી (રદિયલ્લાહુ અન્હુ) હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખિદમતમાં હાજર થયા. તેમના હાથમાં કોઈ પક્ષીના બચ્ચાં હતા. બચ્ચાં ચીં ચીં કરતા હતા.

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે પૂછયું કે,
'આ બચ્ચાં કેવાં છે ?!'

સહાબી (રદિયલ્લાહુ અન્હુ)એ અરજ કરી કે,
'યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) !

હું એક ઝાડીની નજીકથી પસાર થયો ત્યારે આ બચ્ચાંઓનો અવાજ આવતો હતો. હું તેમને ત્યાંથી ઉપાડી લાવ્યો. તેમની માતાએ જોયું તો બેચેન થઈને માથા પર ચકકર મારવા લાગી.'

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'અત્યારે જ જાઓ અને આ બચ્ચાંઓને ત્યાં જ મૂકી આવો જયાંથી તમે લાવ્યા છો !'

['મિશ્કાત'માં 'અબૂ દાવૂદ'ના હવાલાથી, 'મઆરિફુલ હદીસ']

એક વખતે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ એક અનસારીની વાડીમાં તશરીફ લઈ ગયા. ત્યાં એક ઊંટ ભૂખથી વલખા મારી રહ્યું હતું. આપે વહાલથી તેની પીઠ પર હાથ ફેરવ્યો અને તેના માલિકને બોલાવીને ફરમાવ્યું કે,

'આ જાનવરની બાબતમાં તમે અલ્લાહથી ડરતા નથી ?!'

['અબૂ દાવૂદ', 'મઆરિફુલ હદીસ']

એક વખતે હઝરત અબૂ મસઊદ અનસારી (રદિયલ્લાહુ અન્હુ) પોતાના ગુલામને મારપીટ કરતા હતા. અચાનક રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ત્યાં તશરીફ લાવ્યા.

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ આ જોઈને દુ:ખી થયા અને ફરમાવ્યું કે,

'અબૂ મસઊદ ! આ ગુલામ પર તમને જેટલો ઈખ્તિયાર (કાબૂ) છે તેના કરતાં વધારે અલ્લાહ તઆલાને તમારા ઉપર ઈખ્તિયાર છે !'

હઝરત અબૂ મસઊદ (રદિ.) હુઝુર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈરશાદે મુબારક સાંભળીને થથરી ગયા અને અરજ કરી કે,

'યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! હું આ ગુલામને અલ્લાહની રાહમાં આઝાદ કરું છું.'

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,
'જો તમે એવું ન કરત તો દોઝખની આગ તમને સ્પર્શી જાત.'

['અબૂ દાવૂદ']

# મકામે અબ્દિયત

હઝરત ફઝલ (રદિયલ્લાહુ અન્હુ) ફરમાવે છે કે :–

હું હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખિદમતમાં હાજર થયો. મેં જોયું કે, હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને બુખાર (તાવ) ચઢી રહયો છે. માથા ઉપર પટ્ટી બાંધેલી છે.

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે,
'મારો હાથ પકડી લે !'

મેં હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો હાથ પકડયો.

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ મસ્જિદમાં તશરીફ લઈ ગયા. મિમ્બર પર બેઠા અને ઈરશાદ ફરમાવ્યો કે,

'લોકોને પોકાર પાડીને ભેગાં કરો !'

મેં લોકોને ભેગાં કર્યા.

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે અલ્લાહ તઆલાની હમ્દ અને સના કર્યા બાદ આ મઝમૂન ઈરશાદ ફરમાવ્યો :–

'મારો તમારી પાસેથી ચાલ્યા જવાનો સમય નજીક આવી ગયો છે !

એટલે :–

- જેની કમર પર મેં માર્યું હોય તેની સામે મારી કમર હાજર છે, (તે) બદલો લઈ લે !
- અને જેની આબરૂ પર મેં હુમ્લો કર્યો હોય તે મારી આબરૂથી બદલો લઈ લે !
- જેનું મારી પાસે કંઈ માલી કરજ બાકી હોય, તે માલથી બદલો લઈ લે !

કોઈ શખ્સ એવી શંકા ન કરે કે, મારી પાસેથી બદલો લેવાના

કારણે મારા દિલમાં બુગ્ઝ (દુશ્મની, વૈરભાવ) પેદા થવાનો ડર છે, કારણ કે બુગ્ઝ રાખવું ન મારો સ્વભાવ છે કે ન મારા માટે યોગ્ય છે. સારી રીતે સમજી લો કે મને તે શખ્સ ઘણો ગમે છે, જે શખ્સ પોતાનો હક મારી પાસેથી વસૂલ કરી લે યા માફ કરી દે. 'જેથી હું અલ્લાહ જલ્લ શાનુહૂની પાસે પ્રસન્ન દિલની સાથે જાઉં.

હું મારા આ એલાનને એક વખત કહી દેવાથી થોભી જવા નથી ચાહતો. ફરી પાછો પણ એનું એલાન કરીશ.'

તે પછી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ મિમ્બર ઉપરથી નીચે ઉતર્યા અને ઝોહરની નમાઝ પઢવા બાદ ફરી પાછાં મિમ્બર પર તશરીફ લઈ ગયા અને તે જ એલાન ફરી પાછું કર્યું. ઉપરાંત બુગ્ઝ વિશેની વાત પણ ફરી પાછી દોહરાવી અને એ પણ ઈરશાદ ફરમાવ્યો કે,

'જેના પર કોઈ હક હોય તે પણ અદા કરી દે અને દુનિયાની રુસ્વાઈનો ખ્યાલ ન કરે કારણ કે દુનિયાની રુસ્વાઈ આખિરતની રુસ્વાઈના કરતાં ઘણી ઓછી છે.'

એક શખ્સ ઊભા થયા અને અરજ કરી કે, મારા ત્રણ દિર્હમ આપની પાસે બાકી છે.

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે,

'હું કોઈ પણ માંગદારની વાતને અસત્ય કહેતો નથી કે તેને કસમ પણ આપતો નથી, પરંતુ હું પૂછવા ચાહું છું કે (આ ત્રણ દિર્હમ) કયા (બાકી) છે ?'

પેલા શખ્સે અરજ કરી કે,

'એક દિવસે એક ફકીર આપની પાસે આવ્યો હતો ત્યારે આપે મને ફરમાવ્યું હતું કે, ત્રણ દિર્હમ એને આપી દો !'

હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે હઝરત ફઝલ (રદિયલ્લાહુ અન્હુ)થી ફરમાવ્યું કે,

'ત્રણ દિર્હમ એને આપી દો !'

તે પછી એક બીજા શખ્સ ઊભા થયા અને અરજ કરી કે,

'મારા ઝિમ્મે ત્રણ દિર્હમ બૈતુલમાલના છે. મેં ખયાનત (અપ્રમાણિકતા)થી લઈ લીધા હતા.'

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે પૂછ્યું કે,
'ખયાનત શા માટે કરી હતી ?'

તેણે અરજ કરી કે,
'હું તે વખતે ઘણો જ મોહતાજ હતો.'

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે હઝરત ફઝલ (રદિયલ્લાહુ અન્હુ)થી ફરમાવ્યું કે,

'એની પાસેથી વસૂલ કરી લો !'

તે પછી ફરી પાછું હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે એલાન ફરમાવ્યું કે,

'જે કોઈને પોતાની કોઈ હાલતનો અંદેશો હોય તે પણ દુઆ કરાવી લે (કારણ કે હવે રવાનગીનો સમય છે.)'

એક શખ્સ ઊભા થયા અને અરજ કરી કે,

'યા રસૂલલ્લાહ ! (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) હું જૂઠો છું, હું મુનાફિક છું. વધારે ઊંઘવાનો મરીઝ છું.'

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે દુઆ ફરમાવી કે,

'યા અલ્લાહ ! એને સચ્ચાઈ આપ ! ઈમાને (કામિલ) આપ ! અને વધારે ઊંઘના મર્ઝથી સિહહત બખ્શી દે !'

તે પછી બીજા એક શખ્સ ઊભા થયા અને અરજ કરી કે,

'યા રસૂલલ્લાહ ! (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) હું જૂઠો છું. હું મુનાફિક છું, કોઈ ગુનાહ એવો નથી જે કર્યો ન હોય !'

હઝરત ઉમર (રદિયલ્લાહુ અન્હુ)એ તેને ધમકાવ્યો કે,
'પોતાના ગુનાહોને ફેલાવો છો ?'

હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો,

'ઉમર ! ચૂપ રહો ! દુનિયાની રુસ્વાઈ આખિરતની રુસ્વાઈના કરતાં હળવી છે.'

તે પછી હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે (પેલા શખ્સના માટે દુઆ માંગતા ફરમાવ્યું કે,

'યા અલ્લાહ ! એને સચ્ચાઈ અને (કામિલ) ઈમાન નસીબ ફરમાવ ! અને એના અહેવાલને બેહતર બનાવી દે !'

એક બીજા શખ્સ ઊભા થયા અને અરજ કરી કે,

'યા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ હું બુઝદિલ (કાયર) છું. ઊંઘવાનો મરીઝ છું.'

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે તેના માટે પણ દુઆ ફરમાવી. હઝરત ફઝલ (રદિયલ્લાહુ અન્હુ) કહે છે કે, તે પછી અમે જોતા હતા કે, તેમના બરાબર કોઈ પણ બહાદુર ન હતો !

તે પછી હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ આયશા સિદ્દીકા (રદિયલ્લાહુ અન્હા)ના મકાન પર તશરીફ લઈ ગયા અને એ જ પ્રમાણે ઔરતોના મજમામાં પણ એલાન ફરમાવ્યું. તેમજ જે જે ઈરશાદાત મર્દોના મજમામાં ફરમાવ્યા હતા તે અહીં પણ ફરી પાછા દોહરાવ્યા.

એક સહાબિયહએ અરજ કરી કે,

'યા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ હું મારી ઝબાનથી લાચાર છું. !'

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે તેણીના માટે પણ દુઆ ફરમાવી. તે પછી હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે એલાન ફરમાવ્યું,

'જે કોઈને પોતાની કોઈ હાલાતનો અંદેશો હોય તે પણ દુઆ કરાવી લે ! (કારણ કે હવે રવાનગીનો સમય છે.)'

લોકોએ પોતપોતાના વિશે વિવિધ દુઆઓ કરાવી.

**સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લ-મ તસ્લીમન કસીરન કસીરા.**

**['મજમઉલ ઝવાઈદ', 'ખસાઈલે નબવી (સલ.)']**

# અલ્લાહનો સંગાથ

હઝરત આયશા સિદીકા (રદિયલ્લાહુ અન્હા) ફરમાવે છે કે,

'રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ હક તઆલાનો ઝિક્ર હર પળે અને નિરંતર કરતા હતા. યાદે ઈલાહીમાં હંમેશા મશગૂલ રહેતા હતા. કોઈ ચીઝ આપને ઝિક્રે ઈલાહીથી અલિપ્ત રાખતી ન હતી. આપની હરેક વાત યાદે હક, હમ્દો-સના, તૌહીદ અને તમજીદ, તસ્બીહ અને તકદીસ, તકબીર અને તહલીલમાં થતી હતી. અલ્લાહ તઆલાના (પવિત્ર) નામો અને સિફતો, (નેક કામોના સવાબના) વચનો, (ગુનાહિત કામોની સઝાની) ચેતવણીઓ, આદેશો અને નિષેધો, શરીઅતના અહકામોની તાલીમ, જન્નત અને જહન્નમની વાતો, (નેક કામોનું) પ્રોત્સાહન, (બૂરા કામોથી) અણગમાનું બયાન એ સર્વ ઝિક્રે હક હતું. ખામોશીના વખતે પણ અલ્લાહ તઆલાની યાદ આપના પાક દિલમાં રહેતી હતી.

'હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો હરેક શ્વાસ, આપના દિલ અને ઝબાન, આપનું ઊઠવું-બેસવું, ઊભા રહેવું, સૂવું, ખાવું-પીવું, સૂંઘવું, આવવું-જવું, સફર કરવું અને થોભવું, ચાલવું અને સવારી કરવું, ગરઝ કે કોઈ પણ હાલતમાં ઝિક્રે હક અલગ ન હતો. જે કંઈ પણ સૂરત (પ્રકાર) યાદ કરવાની હોય, દિલમાં હોય કે ઝબાનથી, હરેક કામમાં કે શાનમાં, ઝિક્રે ઈલાહી હતો.

'દિવસ અને રાતના આમાલ અને અશગાલ, તહજ્જુદથી સૂવાના સમય સુધી, વિવિધ સમયો, ક્ષણો, હાલતો, ચાલ-ચલગતોમાં હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ દુઆઓ વગેરે પઢયા કરતા હતા. એ જ દુઆએ માસૂરહ તમામ મકસદો અને મતલબો તેમજ હાજતોને શામિલ અને હાવી (પ્રભાવી) છે તથા હરેક ખાસ મકસદ અને મતલબના માટે પણ અલગ અલગ દુઆ બયાન ફરમાવવાનું ચૂકયા નથી.'

['મદારિજુન્નુબુવ્વહ']

# નિર્ધનતા

ઈમામ કસ્તલાની (રહ.) 'મવાહિબ' (કિતાબ)માં કહે છે કે :–

નબી અલયહિસ્સલામ અને આપના સાથીઓના વિશે એક તરફ તો રિવાયતોમાં એ આવે છે કે આપ હઝરાત કેટલા કેટલા વખત ભૂખ્યા રહેતા હતા. ખાવાના માટે આપના પાસે અને આપના સાથીઓના પાસે કંઈ હોતું ન હતું. કયારેક ખજૂરો ખાયને ગુઝારો કરી લેતા અને કયારેક એ પણ મળતું ન હતું ત્યારે માત્ર પાણી જ પી લેતા હતા.

બીજી તરફ રિવાયતોમાં એ પણ મળે છે કે, આપે પોતાના ઘરવાળાઓને આખા વરસનું રોઝીનહ (રાંધવા જેટલું કાચું અનાજ વગેરે સામગ્રી) એક જ વખતે આપી દીધું ! આપે પોતાના ચાલીસ સાથીઓમાં ચાલીસ ઊંટ વહેંચી દીધાં. કયાંક એવો ઉલ્લેખ છે કે, આપે હજ્જ અને ઉમરહ વખતે ૧૦૦ (એક સો) ઊંટ ઝબહ કર્યા. કોઈ ગામડિયાને બકરીઓનું રેવડ (ટોળું) આપી દીધું.

આપના સાથીઓમાંથી પણ કેટલાક એવા સાથીઓના બનાવો મળે છે જેઓ ધનવાન હતા. હઝરત અબૂબકર સિદીક, હઝરત ઉસ્માન ગની અને હઝરત અબ્દુર્રહમાન બિન ઔફ (રદિયલ્લાહુ અન્હુમ અજમઈન) વગેરે. તેમણે ઘણાં મોકા પર પોતાના માલ અને દૌલતમાંથી મુસલમાનોની મદદ કરી.

જો આ પ્રમાણે ધન–સંપત્તિની વિશાળતા અને વિપુલતા હતી તો પછી કેટલા કેટલા દિવસો ભૂખ્યા રહેવાનો અને મહિના મહિના સુધી ચૂલો ન સળગાવવાનો શું અર્થ ! અને જો આટલી તંગદસ્તી (નિર્ધનતા) હતી કે ખાવા–પીવાના માટે પણ કંઈ મળતું ન હતું તો પછી આ ભેટ, બક્ષિશ અને દાન કેવા હતાં ?!

આ એક એવી હકીકત છે જે સામાન્ય માણસની બુધ્ધિમાં ઉલ્ઝન (મૂંઝવણ) પેદા કરે છે.

ઈમામ તબરી (રદિયલ્લાહુ અન્હુ)એ એનો જવાબ આપ્યો છે.

'ફત્હુલ બારી' (કિતાબ)માં છે કે :–

હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અને સહાબએ કિરામ (રદિયલ્લાહુ અન્હુમ અજમઈન)ની પોતાની જાન પર આ સખ્તીઓ એટલા માટે ન હતી કે ખરેખર આપ હઝરત રાત્રી ભોજનથી પણ મોહતાજ, લાચાર અને આજિઝ હતા. એવા સહાબાની સંખ્યા ઓછી હતી, જેઓ ખરેખર અત્યંત તંગી અને નિર્ધનતામાં જિંદગી વિતાવતા હતા.

અસલમાં હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અને સહાબએ કિરામ (રદિયલ્લાહુ અન્હુમ અજમઈન)નું ભૂખ્યા-તરસ્યા રહેવું, ઉમદા ભોજનથી દૂર રહેવું ક્યારેક મજબૂરીના કારણે થયું છે. નહિતર સામાન્ય રીતે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) અને આપના સાથી ભૂખ-પ્યાસની સખ્તીઓને સ્વેચ્છાએ એટલા માટે બરદાસ્ત કરતા હતા કે બીજાઓના માટે ત્યાગ, બલિદાન અને જાંનિસારીનો જઝબહ તથા ભાવના પેદા થાય. દુનિયાની માલ-સંપત્તિ અને વૈભવ-વિલાસથી નફરત અને બેઝારી જાહેર કરવામાં આવે. કારણ કે દુનિયાના સાઝો-સામાન અને વૈભવ-વિલાસ ઈન્સાનને ખુદાની યાદ તથા હકની હિમાયતથી ગાફિલ બનાવી દે છે.

['ફત્હુલબારી']

હાફિઝ ઈબ્ને હજર (રહમતુલ્લાહિ અલયહ) કહે છે કે :–

હકીકત એ છે કે, સહાબા (રદિયલ્લાહુ અન્હુમ અજમઈન)માંથી મોટા ભાગના જ્યાં સુધી મક્કામાં રહયા, તંગદસ્ત હતા. મક્કાથી હિજરત કરીને મદીના મુનવ્વરા ચાલ્યા ગયા ત્યારે અનસારે ત્યાં દરેક રીતે તેમનો સાથ સહકાર આપ્યો. તેઓને પોતાના ઘરોમાં રાખ્યા. કારોબારમાં શરીક કર્યા. જિહાદની શરૂઆત થઈ. બીજા પ્રદેશો ફતેહ થયા. માલે ગનીમત આવવો શરૂ થયો ત્યારે લગભગ તમામ સહાબા ધનની વિપુલતા અને ખુશહાલીથી આસૂદા થઈ ગયા, પરંતુ તે છતાં સહાબા (રદિયલ્લાહુ અન્હુમ અજમઈન) પોતાના માલ-દૌલતને પોતાના અંગત આનંદ-પ્રમોદ માટે ખર્ચ કરતા ન હતા. એમની તમામ આવકો અને ઊપજો મુસલમાનોની ફલાહ, બેહબૂદી અને કલ્યાણ માટે ખર્ચ થતી હતી.

અબૂ ઉમામહ (રદિયલ્લાહુ અન્હુ) કહે છે કે,

નબી અલયહિસ્સલામે ફરમાવ્યું કે,

'મારા પરવરદિગારે મને કહયું કે, અય નબી ! જો તમે ચાહો તો તમારા માટે વાદીએ મકકાને સોનાની બનાવી દેવામાં આવે ! મેં અરજ કરી કે, નહીં પરવરદિગાર ! હું તો એ પસંદ કરું છું કે એક દિવસ ભૂખ્યો રહું અને એક દિવસે પેટ ભરીને ખાઉં ! જે દિવસે ભૂખ્યો રહું, તે દિવસે તારી સમક્ષ રુદન અને અશ્રુવહન કરું તેમજ તારી યાદમાં મશગૂલ રહું અને જે દિવસે પેટ ભરીને ખાવાનું ખાઉં તે દિવસે દિલના ઊંડાણમાંથી તારો શુક્ર અને તારી તારીફ કરું.'

['ફત્હુલબારી', 'મદારિજુન્નુબુવ્વહ']

હુઝૂર નબીયે કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'મારા કરતાં અગાઉ થઈ ગયેલા અંબિયા (અલૈહિમુસ્સલામ) પર પણ નિર્ધનતા અને ભૂખમરાની સખ્તીઓ વીતી છે અને મને પણ અલ્લાહ તઆલાની નવાઝિશોમાં આ નવાઝિશ સૌથી વધારે પસંદ છે.'

હઝરત આયશા સિદીકા (રદિયલ્લાહુ અન્હા) કહે છે કે,

નબી અલયહિસ્સલામ કયારેય પણ પેટ ભરીને ખાતા ન હતા અને આપ કયારેય કોઈથી ય આ વાતનો ઉલ્લેખ પણ નથી કર્યો, કારણ કે આપને નિર્ધનતા–ધનાઢયતા કરતાં અને ભૂખ્યા રહેવું પેટ ભરીને ખાવા કરતાં વધારે મહબૂબ અને પસંદપાત્ર હતું. આપ ઘણી વખતે ભૂખના કારણે તમામ રાત બેચેન રહેતા હતા, પરંતુ આપની આ ભૂખ આપને તે પછીના દિવસે રોઝહ રાખવાથી રોકી ન શકતી હતી. રાતના કંઈ ખાવા–પીવા વગર જ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ રોઝહ રાખી લેતા હતા, જો કે આપ અગર ચાહતે તો રબ્બુલ ઈઝઝતથી દુનિયાના તમામ ખઝાનાઓ અને હરેક પ્રકારની નેઅમતો તેમજ સમૃધ્ધિ માંગી શકતા હતા, પરંતુ આપે નિર્ધનતા અને ભૂખ્યા રહેવાને ઐશ આરામ પર હંમેશા અગ્રતા આપી હતી.

હું હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની આ હાલત જોઈને રડવા માંડતી, પરંતુ મારી પોતાની પણ એ હાલત થતી હતી કે ભૂખથી હું વ્યાકુળ થઈ જતી અને પેટ પર હાથ ફેરવવા માંડતી તેમજ

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી કહેવા માંડતી કે,

'કાશ ! આપણને માત્ર જીવનનિર્વાહ પૂરતો જ ખાવા-પીવાનો સામાન મળત ! સમૃધ્ધિ અને ઐશનો સામાન ભલે ન મળે, ઓછામાં ઓછું એટલું તો થાય કે, ઈત્મીનાનથી આપણો ગુઝારો અને જીવનનિર્વાહ થઈ શકે !'

મારી આ વાત સાંભળીને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'અય આયશા ! આપણને દુનિયાની શી ગરજ ? મારાથી પહેલાં મારા ઘણાં ભાઈઓ, જેઓ જલીલુલ કદ્ર પૈગમ્બરો હતા, તેઓ આ દુનિયામાં આવ્યા અને તેઓએ મારા કરતાં વધારે દુઃખો બરદાશ્ત કર્યા, પરંતુ સબર કર્યો અને એ જ હાલતમાં પોતાના ખુદાથી જઈને મળ્યા. ત્યાં તેઓને બુલંદ મકામોથી નવાઝવામાં આવ્યા અને જાત જાતની નેઅમતો તેઓને આપવામાં આવી. હું ડરું છું કે મને આ દુનિયામાં સમૃધ્ધિ આપી દેવામાં આવે અને આખિરતની અમર અને અવિનાશી નેઅમતોમાં કમી થઈ જાય. મારી નઝદીક એના કરતાં વધારે મહબૂબ અને પસંદપાત્ર કોઈ વાત નથી કે હું મારા દોસ્તો અને ભાઈઓથી એવી જ હાલતમાં જઈને મળું.'

હઝરત આયશા સિદ્દીકા (રદિયલ્લાહુ અન્હા) ફરમાવે છે કે, જ્યારે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે આ વાત ફરમાવી ત્યાર પછી ભાગ્યે જ એક મહિનો આપ હમારી વચ્ચે રહ્યા. પછી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈન્તેકાલ થઈ ગયો અને પોતાના માલિકે હકીકીની પાસે જઈને મુલાકાત કરી.

**ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઊન.**

**સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લ-મ તસ્લીમન કસીરન કસીરા.**

**['કિતાબુશ્શિફા', 'મદારિજુન્નુબુવ્વહ', 'શમાઈલુર્રસૂલ']**

# શારીરિક તકલીફોનું રહસ્ય

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને પણ બીજા માનવોની જેમ તકલીફો બરદાશ્ત કરવી પડી છે કે જેથી આપનો સવાબ ઘણો વધારે થાય અને દરજ્જાઓ બુલંદ થાય.

- આપને રોગો પણ લાગુ પડયા અને દર્દ વગેરેની શિકાયત પણ થઈ.
- આપને ગરમી અને શરદીની અસર પણ થઈ.
- આપને ભૂખ અને તરસ પણ લાગી.
- આપને પણ સંજોગવસાત ગુસ્સો આવતો અને રુકાવતો પણ આવતી.
- આપને પણ કમજોરી અને વ્યાકુળતા થતી.
- આપને પણ અશકિત અને બીમારી થઈ.
- સવારી ઉપરથી પડી જવાના કારણે આપને ઉઝરડાં પણ થયાં.
- જંગે ઉહદમાં કાફિરોના હાથે આપના ચહેરા અને સર મુબારકમાં ઝખમ પણ થયાં.
- તાઈફના કાફિરોએ આપના પવિત્ર પગોને લોહી વહેતા પણ કર્યા.
- આપને ઝહેર પણ ખવડાવવામાં આવ્યું.
- આપના ઉપર જાદૂ પણ કરવામાં આવ્યો.
- આપે દવા પણ કરી, પછના❶ પણ લગાવડાવ્યા, ઝાળફૂંકનો પણ ઉપયોગ કર્યો.
- પોતાનો સમય પૂરો કરીને આલમે બાલા (પરલોક) સિધાવી ગયા અને આ કસોટીઓ તથા બલાઓના ઘર (દુનિયા)થી આઝાદ થઈ ગયા.

(જો આ શારીરિક તકલીફો ન થાત તો કદાચ કોઈને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ વિશે અલ્લાહના અવતાર હોવાની શંકા થાત.)

---

❶ પછના : બદનમાંથી ખરાબ લોહી ખેંચી કાઢવા માટે ધારવાળા ઓજારોથી ઝખમ (નસ્તર) કરવું.

આ ઉપરાંત આપના જીવનના તમામ હાલાત અને બનાવો બોધદાયક છે. એનાથી આપની ઉમ્મતને મુસીબતોમાં તસલ્લી (સાંત્વન) મળે છે કે જયારે અંબિયાઓના સરદાર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને પણ તકલીફો પહોંચી છે તો આપણે શું વિસાતમાં છીએ !



ઉપરોકત તકલીફો માત્ર આપના પવિત્ર ભૌતિક (માટીના) શરીર પર, એની સાથે નિસ્બતના કારણે થઈ હતી. નહિતર આપનું મુબારક દિલ તો મખ્લૂક સાથેના સંબંધથી નિર્લેપ, મુકદ્દસ અને મુશાહદએ હકમાં મશગૂલ હતું, કારણ કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ હરેક પળે, હરેક ક્ષણે અલ્લાહ તઆલાની જ સાથે, અલ્લાહ તઆલાના જ વાસ્તે, અલ્લાહ તઆલામાં જ ડૂબેલા અને અલ્લાહ તઆલાના જ સંગાથમાં (રહેતા) હતા, બલકે આપનું ખાવું, પીવું, ચાલવું, થોભવું, બોલવું, ખામોશ રહેવું બધું જ અલ્લાહ તઆલાના જ વાસ્તે અને અલ્લાહ તઆલાના જ હુકમ પ્રમાણે હતું.

એટલા જ માટે અલ્લાહ તઆલાનો ઈરશાદ છે કે,

**'વમા યન્તિકુ અનિલ્હવા ઈન હુવ ઈલ્લા વહ્યુંય્યૂહા.'**

(અને આપ નફસાની ખ્વાહિશથી કંઈ નથી બોલતા એ તો સર્વ વહી જ છે જે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પર નાઝિલ કરવામાં આવે છે.) **[સૂરએ 'નજમ' : 3]**

**['નશ્રુત્તીબ']**

# પવિત્ર આચરણો અને આદતો

○ રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સવારની નમાઝ પઢીને ફારિગ થતા ત્યારે લોકોના તરફ ધ્યાન કેન્દ્રિત કરીને પૂછપરછ કરતા કે,

'શું કોઈ મરીઝ છે જેની બીમારપુર્સી કરું ?'

'શું કોઈ જનાઝો છે કે જેની નમાઝ પઢું ?'

જો જરૂરત પડતી તો તશરીફ લઈ જતા.

- આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ જમીન પર બેસીને ખાવાનું ખાતા અને ઘણું કરીને જમીન પર જ આરામ ફરમાવતા.
- ગરીબ અને બેસહારા લોકોની ખબરઅંતર પૂછવા માટે તશરીફ લઈ જતા અને પોતે તેઓના કામકાજ કરતા. ક્યારેય કોઈને ય તુચ્છ સમજતા ન હતા. હંમેશા ગરીબોના જનાઝામાં શરીક થતા. કમજોર, ફાકહમસ્ત અને મુફલિસ લોકોની પાસે પોતે જતા અને તેઓની મદદ કરતા. ગરીબમાં ગરીબ આદમીની પણ દાવત કબૂલ ફરમાવી લેતા. ગરીબો અને તંગદસ્તોની મદદ કરતા, તેઓનો બોજ ઉઠાવતા. મહેમાનોની સેવા સરભરા કરતા અને ભલાઈના કામોમાં સહાય કરતા.

**સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લ-મ તસ્લીમન કસીરન કસીરા.**

- પોતાના સાથીઓમાંથી કોઈને આપ ક્યાંકના હાકિમ વગેરે બનાવીને મોકલતા ત્યારે તેને એ જ નસીહત ફરમાવતા કે,
  'લોકોને સારી વાતો બતાવજો !
  તેઓના માટે આસાનીઓ પેદા કરજો !
  દીનને એવી રીતે પેશ કરજો કે તેઓને એનું આકર્ષણ થાય.
  તેઓને અહકામથી મુસીબતમાં ન નાંખશો... વગેરે.'
- જે લોકો અહલે ઈલ્મ અને ફઝલ હોય અને સારા અખ્લાકવાળા હોય તેઓની આપ ઈઝ્ઝત અને આદર ફરમાવતા.
- જેઓ ઈઝ્ઝત અને મરતબાવાળા હોય તેઓના પર આપ અહેસાન ફરમાવતા.
- અઝીઝો અકારિબ, સગાં-સ્નેહીઓની ઈઝ્ઝત કરતા અને તેઓની સાથે દયાળુ વર્તન કરતા. પોતાના સગાં-સ્નેહીઓમાં એ ન જોતા કે કોણ અફઝલ છે અને કોણ નથી ? જેને વધારે મુસ્તહિક સમજતા તેની વધારે મદદ ફરમાવતા.
- પોતાના સાથીઓથી મળતા ત્યારે પહેલાં પોતે સલામ કરતાં અને ખૂબ જ ઉમળકાની સાથે મુસાફહ કરતા.

- આપ જયારે જિહાદનો હુકમ ફરમાવતા ત્યારે પોતે બધાંથી પહેલાં જિહાદના માટે તૈયાર થઈ જતા અને જયારે જંગનું મેદાન લડાઈથી ધમધમી ઉઠતું ત્યારે (પોતે) બધાંથી આગળ રહેતા અને દુશ્મનથી બધાં કરતાં વધારે નજીક થતા.

['રસાઈલુલ વુસૂલ અલા શમાઈલિર્રસૂલ' (સલ.)]

# સહનશીલતા અને ક્ષમાશીલતા

- હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને લોકો ઈજા પહોંચાડતા ત્યારે આપ બધાંથી વધારે સબર, સહનશીલતા, ક્ષમાશીલતા દર્શાવતા. બૂરાઈ કરનારથી આપ દરગુઝર ફરમાવતા. બદસુલૂકી અને અસભ્ય વર્તન કરનાર સાથે આપ નેક સુલૂક અને સભ્ય વર્તન કરતા હતા.
- જે શખ્સ આપને ન આપતો તેને આપ આપતા.
- જે શખ્સ આપ પર જુલ્મ કરતો, આપ તેને દરગુઝર ફરમાવતા.
- કાર્યના બે પ્રકારોમાં જે આસાન હોય તેને અપનાવતા, પરંતુ એ શરતે કે તેમાં ગુનાહ થતો ન હોય. (એમાં પોતાના અનુયાયયીઓના માટે આસાની થાય એની કાળજી છે. વળી અનુભવ છે કે આસાની પસંદ સ્વભાવ બીજાઓના માટે પણ આસાની તજવીજ કરે છે.)
- આપે પોતાની ઝાતના માટે કોઈનાથી બદલો નથી લીધો.
- આપે કયારેય કોઈ ચીઝને (અર્થાત આદમી અને જાનવરને) પોતાના હાથ વડે માર્યો નથી. અલ્લાહની રાહમાં જે જિહાદ કર્યો તે એક અલગ બાબત છે.

['શમાઈલે તિરમિઝી', 'નશ્રુત્તીબ']

હઝરત આયશા (રદિયલ્લાહુ અન્હા) ફરમાવે છે કે,

'હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે પોતાના પવિત્ર હાથ વડે અલ્લાહ તઆલાના માટે જિહાદના સિવાય કયારેય કોઈનેય

મારી નથી. કદિ ન કોઈ ખાદિમને કે ન કોઈ સ્ત્રીને (બીવી યા બાંદીને) મારી.'

હઝરત આયશા (રદિયલ્લાહુ અન્હા) (આગળ) ફરમાવે છે કે,

'મેં કયારેય જોયું નથી કે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે પોતાની અંગત બાબતના માટે કદિ કોઈના જુલમનો બદલો લીધો હોય. અલબત્ત અલ્લાહની હરામ કરેલી બાબતોમાંથી કોઈનું અપમાન (આજ્ઞાભંગ) થતું હોય (દાખલા તરીકે કોઈ શખ્સ કોઈ હરામ કામ કરતો હોય) તો હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના કરતાં વધારે ગુસ્સાવાળું બીજું કોઈ હોતું નથી.'

['શમાઈલે તિરમિઝી']

એક વખતે એક ગમાર આવ્યો અને હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ચાદર પકડીને એટલા જોરથી ખેંચી કે પવિત્ર ગર્દન પર નિશાન (સોળ) પડી ગયાં.

પછી તે કહેવા લાગ્યો કે,

'મારા પેલા ઊંટો પર અનાજ લડાવી આપો ! તમે પોતાના માલમાંથી કે પોતાના બાપના માલમાંથી આપતા નથી. (અર્થાત બયતુલ માલનો માલ અમારો જ છે, તમારો નથી.')

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે,

'જયાં સુધી તું આ ચાદર ખેંચવાનો બદલો નહિ ચૂકવશે ત્યાં સુધી હું અનાજ નહિ આપીશ.'

પેલાએ કહયું કે,

'ખુદાની કસમ ! હું બદલો નહિ આપીશ.'

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે સ્મિત કરતાં કરતાં તેના ઊંટો પર અનાજ લડાવી દીધું.

[મસાઈલે નબવી']

# વિનમ્રતા

હઝરત અનસ (રદિ.) કહે છે કે,

હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ

- બીમારોની બીમારપુર્સી કરતા હતા,
- જનાઝાઓમાં શરીક થતા હતા,
- ગધેડા પર સવાર થઈ જતા હતા અને
- ગુલામોની દાવત કબૂલ ફરમાવી લેતા હતા.

['શમાઈલે તિરમિઝી']

- પોતાની બકરીનું દૂધ પોતે દોહી લેતા હતા.
- પોતાના વસ્ત્રોમાં પોતે થીંગડા લગાવી લેતા હતા.
- પોતાના પગરખાંને (જરૂરત પ્રમાણે) સીવી લેતા હતા.
- પોતાના અને પોતાના ઘરવાળાઓના કામો કરી લેતા હતા.

['ઈબ્ને સઅદ']

- ખિદમતગારની સાથે આપ ખાવાનું ખાતા.
- તેની સાથે મળીને આટો ગુંદતા.
- પોતાની વસ્તુઓ બજારથી પોતે લઈ આવતા.
- આપ સૌથી વધારે એહસાન કરનારા હતા.
- આપ સૌથી વધારે ન્યાયી હતા.
- આપ સૌથી વધારે ચારિત્ર્યવાન અને સાચું બોલનારા હતા.

['મદારિજુન્નુબુવ્વહ']

# સહકાર અને સહિષ્ણુતા

આપ અત્યંત સહિષ્ણુ હતા. ન કોઈને અપશબ્દો કહેતા હતા, ન સખત શબ્દો કહેતા હતા, ન લા'નત કરતા હતા, ન બદદુઆ કરતા હતા.

આપ કાફિર અને દુશ્મનની સાથે પણ તેનું મન રાજી રાખવા માટે હસતા મુખે પેશ આવતા હતા અને જાહેરી બદતમીઝી તથા અવિવેકી વાત પર સબર ફરમાવતા હતા.

પોતાના ઘરમાં આવીને ઘરવાળાઓના કામોની વ્યવસ્થા ફરમાવતા હતા. અને ચાદર ઓઢવામાં ખૂબ કાળજી રાખતા હતા કે તેમાં હાથ અને પગ દેખાય નહિ. (ઘણું કરીને બેસવાની હાલતમાં આવું થતું હશે.)

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું પ્રસન્ન વદન અને ઈન્સાફ બધાંના માટે–સાર્વજનિક હતા તેમજ ગુસ્સો આપને બેતાબ–વ્યગ્ર કરી શકતો ન હતો.

પોતાના સાથીઓથી કોઈ વાત (જાહેરના ખિલાફ) દિલમાં રાખતા ન હતા. આંખોની અપ્રમાણિકતા (ચોરી–છુપે જોવાની વૃત્તિ) આપમાં ન હતી તો દિલની અપ્રમાણિકતાનો તો સંભવ જ ક્યાંથી હોય.

['નશ્રુત્તીબ']

હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને (કોઈની) બૂરી આદતોમાં જૂઠાણું ખૂબ જ અસહ્ય હતું.

['બયહકી', 'ઈબ્ને સઅદ']

## આખિરતની ફિકર અને ચિંતા

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પોતે પોતાને દુનિયામાં મુસાફિરની જેમ જ સમજતા હતા. દુન્યવી ઐશ અને આરામથી સંબંધ ન હતો, બલકે :

'કુન ફીદ્દુન્યા કઅન્ન–ક ગરીબુન અવ આબિરુ સબીલ'.

(દુનિયામાં પરદેશી મુસાફર યા વટેમાર્ગુની જેમ રહો.)

નો અમલી નમૂનો હતા.

['નશ્રુત્તીબ']

# દાનશીલતા અને સખાવત

આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની પવિત્ર ખિદમતમાં કયાંકથી કંઈ સદકહ વગેરેની રકમ આવતી ત્યારે જયાં સુધી આપ તેને ગરીબો અને સુયોગ્ય–મુસ્તહિક લોકોમાં વહેંચી ન દેતા ત્યાં સુધી ઘરની અંદર તશરીફ લઈ જતા ન હતા.

['નશ્રુત્તીબ']

જયારે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ કોઈ જરૂરતમંદ મોહતાજને જોતા ત્યારે પોતાનું ખાવા–પીવાનું સુધ્ધાં ઊંચકીને આપી દેતા હતા, ભલેને તેની આપને પોતાને પણ જરૂરત હોય.

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના દાન અને સખાવત અનેક પ્રકારે થતાં હતા :–

- કોઈને કોઈ વસ્તુ ભેટ આપી દેતા.
- કોઈને તેનો હક આપતા.
- કોઈને કોઈ તોહફો આપતા.
- કયારેક કપડું ખરીદતા અને તેની કીંમત ચુકવીને તે કપડું વેચનારને તે જ કપડું બખ્શિશ આપી દેતા.
- કયારેક કરજ લેતા અને તેના કરતા વધારે આપી દેતા.
- કયારેક કપડું ખરીદીને તેની કીંમતના કરતાં વધારે રકમ ચુકવતા.
- કયારેક ભેટ સ્વીકારતા અને તેના કરતાં અનેક ઘણી વધારે તેને ઈનામ આપી દેતા.

['મદારિજુન્નુબુવ્વહ']

હઝરત જાબિર (રદિ.) ફરમાવે છે કે,

હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી કોઈએ કોઈ ચીઝ માંગી હોય તો આપે કયારેય (આપવાથી) ઈન્કાર ફરમાવ્યો નથી. (જો તે સમયે તે વસ્તુ હાજર હોય તો આપી દેતા નહિતર બીજા વખતનો વાયદો ફરમાવી દેતા યા તેના હકમાં દુઆ ફરમાવતા કે હક તઆલા

શાનુહૂ તેને કોઈ બીજા તરીકાથી અતા ફરમાવી દે.)

['શમાઈલે તિરમિઝી']

દરેક પ્રકારે જે રીતે પણ શકય હોય, આપ વિવિધ સ્વરૂપે ખૈરાત અને દાન તથા ભેટ વહેંચતા રહેતા હતા, જો કે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખુદ પોતાની જિંદગી નિર્ધનતામાં ગુઝરતી હતી. એક-એક, બબ્બે મહિનાઓ વીતી જતા હતા છતાં હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના ઘરમાં ચૂલો સળગતો ન હતો. ઘણી વખતે ભૂખની તીવ્રતાના કારણે પોતાના પવિત્ર પેટ પર પથ્થર બાંધી લેતા હતા.

હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની આ દરિદ્રતા અને તંગી, મજબૂરી કે વસ્તુ વિહીનતાના કારણે ન હતી, બલકે એનું કારણ ઝુહદ તથા દાનશીલતા અને સખાવત હતું. કયારેક પોતાની બીવીઓના માટે એક વરસની સામગ્રીની વ્યવસ્થા કરી દેતા હતા, પરંતુ પોતાના માટે કંઈ પણ બચાવીને રાખતા ન હતા.

['મદારિજુન્નુબુવ્વહ']

## સ્વાભાવિક કાર્યો

સરવરે દો આલમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ઘણાં મોટા સખી હતા. કોઈ માંગનારાને 'નથી' એમ કયારેય કહ્યું નથી. હોય તો તરત જ આપી દેતા નહિતર નમ્રતાથી સમજાવી દેતા કે બીજી વખતે આવો ત્યારે લઈ જજો.

['ઈબ્ને સઅદ']

વાતના આપ ખૂબ જ સાચા હતા. બધી બાબતોમાં આસાની અને સહૂલત અપનાવતા. પોતાની સાથે ઊઠવા-બેસવાવાળાઓનો બધો ખ્યાલ રાખતા. તેમના હાલાતની પૂછપરછ કરતા રહેતા.

જયારે રાતના સમયે બહાર જવાનું થતું ત્યારે ધીમેથી ઊઠતા, ધીમેથી પગરખાં પહેરતા, ધીમેથી બારણું ખોલતા અને પછી ધીમેથી

A
9

બહાર ચાલ્યાં જતા. એ જ પ્રમાણે ઘરમાં તશરીફ લાવતા ત્યારે ધીમેથી આવતા અને ધીમેથી સલામ કરતા કે જેથી સૂતેલાંઓને તકલીફ ન થાય અને કોઈની ઊંઘ ખરાબ ન થાય.

['ઝાદુલમઆદ']

જયારે કોઈ આપની પાસે આવતું અને આપ તેને ખુશ અને આનંદિત જોતા ત્યારે તેનો હાથ પોતાના હાથમાં લઈ લેતા કે જેથી મુહબ્બત થઈ જાય.

['ઈબ્ને સઅદ']

જયારે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની પાસે કોઈ એવો શખ્સ આવતો કે જેનું નામ આપને પસંદ ન હોય તો તેનું નામ બદલી નાંખતા હતા.

['ઈબ્ને સઅદ']

જયારે કોઈ (શખ્સ) હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની પાસે ઝકાતનો માલ એ હેતુથી લાવતો કે એના હકદારોમાં વહેંચી દે ત્યારે આપ તે લાવનારાને દુઆ આપતા કે,

'હે અલ્લાહ ! આ ફલાણાં શખ્સ પર રહમ ફરમાવ !'

['મુસ્નદે અહમદ']

હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ જયારે કોઈના ઘરે તશરીફ લઈ જતા ત્યારે દરવાજાની સામે ઊભા ન રહેતા, બલ્કે ડાબી કે જમણી તરફ ઊભા રહેતા અને ઘરવાળાઓને (પોતાના આગમનની) જાણ કરવા માટે ફરમાવતા કે, 'અસ્સલામુ અલયકુમ'.

['અબૂ દાવૂદ', 'ઝાદુલમઆદ']

રાતે કોઈના ઘરે તશરીફ લઈ જતા ત્યારે એવા (ધીમા) અવાજથી સલામ કરતા કે જાગતો હોય તે સાંભળી લે અને સૂતેલો હોય તે જાગે નહિ.

['ઝાદુલમઆદ']

ચાલતા ત્યારે જમીન તરફ નીચી નિગાહ રાખતા.
સમૂહની સાથે ચાલતા ત્યારે બધાંથી પાછળ રહેતા.
જો કોઈ સામે આવતું તો પહેલાં સલામ આપ જ કરતા.
વિનમ્ર પધ્ધતિથી બેસતા.
ગરીબો–મિસ્કીનોની જેમ બેસીને ખાવાનું ખાતા.
ખાસ મહેમાનોની મહેમાની પોતે પોતાની જાતે જ કરતા.

['ઝાદુલમઆદ']

આપ મોટા ભાગનો સમય ખામોશ રહેતા. જરૂરત વગર બોલતા ન હતાં. જયારે બોલતા ત્યારે એટલું સ્પષ્ટ બોલતા કે સાંભળનારો સારી રીતે સમજી લે. ન એટલી લાંબી વાત કરતા કે સાંભળનાર કંટાળી જાય અને ન એટલી ટૂંકી વાત કરતા કે વાત અધૂરી રહી જાય.

કોઈ વાતમાં, કોઈ કામમાં સખતાઈ કરતા ન હતા. નરમીને પસંદ ફરમાવતા. પોતાની પાંસે આવનારાની અવગણના ન કરતા. ન કોઈની વાત કાપતા. જો શરીઅતની ખિલાફ (વાત) હોય તો તેને રોકી દેતા, અથવા ત્યાંથી પોતે ઊઠીને ચાલ્યા જતા. અલ્લાહ તઆલાની દરેક નેઅમતની ઘણી કદર કરતા.

['નશ્રુત્તીબ']

કોઈ વસ્તુના તૂટી જવાથી કે બગડી જવાથી દાખલા તરીકે કોઈ વસ્તુ કોઈએ તોડી નાંખી અથવા કોઈ કામ બગાડી નાખ્યું તો આપને ગુસ્સો ન આવતો. અલબત્ત જો કોઈ વાત દીનના ખિલાફ હોય તો આપને સખત ગુસ્સો આવતો.

['નશ્રુત્તીબ']

કયારે પણ આપે અંગત બાબતમાં ગુસ્સો નથી કર્યો. પોતાની અંગત બાબતનો કોઈથી બદલો નથી લીધો. કોઈનાથી નારાજગી જાહેર ફરમાવતા ત્યારે (પોતાના) ચહેરાને તે તરફથી ફેરવી લેતા હતા, પરંતુ ઝબાનથી સખત કે કટુ વચનો કહેતા ન હતા. જયારે ખૂશ થતા ત્યારે નીચી નિગાહ કરી લેતા. અત્યંત શર્મીલા હતા. હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ

વ સલ્લમ પરદામાં રહેતી કુંવારી કન્યા કરતાંયે શરમ અને હયામાં કેટલાયે વધારે શર્મીલા હતા. હયાની તીવ્રતાના કારણે કોઈ શખ્સના ચહેરા પર નઝર જમાવીને જોતા ન હતા. કયારેય આંખોમાં આંખો નાખીને ન જોતા.

['ઈબ્ને સઅદ']

કોઈ શખ્સને આકસ્મિક રીતે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના હાથથી કોઈ તકલીફ પહોંચતી તો આપ તેને વિના સંકોચે બદલો લેવાનો હક આપતા અને કયારેક એના બદલામાં તેને કોઈ વસ્તુ આપતા હતા.

['ઝાદુલમઆદ']

જો કોઈ ગરીબ આવતો કે કોઈ બાંદી યા વૃધ્ધા આપથી વાત કરવા ચાહતી તો સડકના કિનારા પર સાંભળવાના માટે ઊભા રહી જતા અથવા બેસી જતા. (કોઈ) બીમાર થતું તો તેની બીમારપુર્સી કરતા. કોઈનો જનાઝો હોય તો તેમાં શરીક થઈ જતાં.

['ઈબ્ને સઅદ']

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના સ્વભાવમાં એટલી વિનમ્રતા હતી કે પોતાની ઉમ્મતને એની તાકીદ ફરમાવી છે કે,
'લા ત-વ-રૂની' 'મને મારા દરજા કરતાં વધારે ન વધારો !'

['ઝાદુલમઆદ']

જયારે સહાબએ કિરામ મળતાં ત્યારે આપ તેઓની સાથે મુસાફહ કરતા અને દુઆ ફરમાવતા હતા.

['નસાઈ']

જયારે કોઈનું નામ જાણતા ન હોય અને તેને બોલાવવો હોય ત્યારે, 'યા અબ્દુલ્લાહ !' (અર્થાત હે અલ્લાહના બંદા !) કહીને બોલાવતા.

['ઈબ્નુસ્સિન્ની']

જયારે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ચાલતા ત્યારે જમણી.

ડાબી બાજુ તરફ જોતા ન હતા.

['હાકિમ', 'ઈબ્ને સઅદ']

હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ બધાંનું દિલ રાજી રાખતા હતા. એવો વર્તાવ કરતા ન હતા જેનાથી કોઈ ગભરાઈ જાય. ઝાલિમો અને દુષ્ટ લોકોથી કુનેહપૂર્વક પોતાનો બચાવ પણ કરતા હતા છતાં બધાંની સાથે હસતા મુખે અને સંસ્કારિતાથી પેશ આવતા હતા. દરેક કામ વ્યવસ્થિત રીતે કરતા હતા. બેસતા-ઉઠતાં અલ્લાહ તઆલાની યાદ કરતા હતા. કોઈ મહેફિલમાં તશરીફ લઈ જતા તો જ્યાં પણ જગા મળતી બેસી જતા. જો વાત કરનારા અનેક માણસો હોય તો વારાફરતી દરેકની તરફ મુખ કરીને વાત કરતા હતા.

['નશ્રુત્તીબ']

આપ ત્રણ દિવસથી પહેલાં કુર્આન શરીફ ખત્મ કરતા ન હતા.

['ઈબ્ને સઅદ']

આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ જાઈઝ કામથી મનાઈ ફરમાવતા ન હતા. જો કોઈ આપથી કંઈ માંગતું તો જો આપને તેની માંગણીને પૂરી ફરમાવવાનો ઈરાદો હોય તો 'હા' કહેતા નહિતર ખામોશ થઈ જતા.

['ઈબ્ને સઅદ']

હઝરત આયશા સિદ્દીકહ (રદિયલ્લાહુ અન્હા) કહે છે કે,

'કોઈ શખ્સ પોતાના સંસ્કારમાં આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ જેવો ન હતો. ભલે કોઈ સહાબી બોલાવતા કે ઘરનો કોઈ શખ્સ, નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તેના જવાબમાં 'લબ્બયક' (હાજર છું) ફરમાવ્યા કરતા હતા.'

['ઝાદુલમઆદ']

નફલ ઈબાદતો છુપાઈને અદા ફરમાવતા હતા કે જેથી ઉમ્મત પર

આટલા પ્રમાણમાં ઈબાદત કરવું બોજો ન બને.

['ઝાદુલમઆદ']

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈર્શાદે ગિરામી છે કે,

'અલ્લાહ તઆલાની સાથે મેં કરાર કર્યો છે કે, જે શખ્સને હું અપશબ્દો કહું યા લા'નત કરું તો તે અપશબ્દો તે શખ્સના હકમાં ગુનાહોનો કફ્ફારો, રહમત, બક્ષિશ અને કુર્બ (સામીપ્ય)નો ઝરીયો બનાવી દેવામાં આવે.'

['ઝાદુલમઆદ']

જો કોઈ નેક કામ શરૂ કરતા હતા તો પછી તેને હંમેશાં કરતા રહેતા હતા.

['અબૂ દાવૂદ']

જયારે આપ ઊભા હોય અને ગુસ્સો આવતો ત્યારે બેસી જતા અને બેઠાં બેઠાં ગુસ્સો આવતો ત્યારે સૂઈ જતા હતા (કે જેથી ગુસ્સો ઉતરી જાય.)

['ઝાદુલમઆદ', 'ઈબ્ને અબીદુન્યા']

હઝરત આયશા (રદિયલ્લાહુ અન્હા) બયાન ફરમાવે છે કે,

'રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ જમણા હાથનો વુઝૂ કરવા માટે અને ખાવા-પીવાના માટે ઉપયોગ કરતા હતા તથા ડાબા હાથનો ઈસ્તિન્જા અને એવાં (અન્ય)કામો કરવાના માટે ઉપયોગ કરતા હતા.'

['ઝાદુલમઆદ', 'અબૂ દાવૂદ']

આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની મુબારક આદત હતી કે જયારે આપના સહાબા (રદિ.)માંથી કોઈ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી મળતા અને તેઓ રોકાઈ જતા તો તેમની સાથે આપ પણ રોકાઈ જતા અને જયાં સુધી તેઓ પોતે ન જતા આપ પણ રોકાયેલા જ રહેતા.

અને જયારે કોઈ આપના હાથમાં હાથ આપવા ચાહતો ત્યારે આપ પોતાનો હાથ આપી દેતા અને જયાં સુધી તે પોતે હાથ ન છોડતો ત્યાં સુધી આપ હાથ છોડાવતા ન હતા.

['ઈબ્ને સઅદ']

એક રિવાયતમાં છે કે,

આપ કોઈથી પોતાનું મુખ ફેરવતા ન હતા જયાં સુધી તે પોતે ન ફેરવતો. અને જો કોઈ ખાનગીમાં વાત કહેવા ચાહતો તો આપ કાન તેની તરફ કરી દેતા હતા અને જયાં સુધી તે (વાત) પૂરી કરતો ન હતો ત્યાં સુધી કાન હટાવતા ન હતા.

['ઈબ્ને સઅદ']

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ જયારે બાળકોની પાસેથી પસાર થતાં ત્યારે તેઓને સલામ કરતા હતા.

['ઝાદુલમઆદ']

હઝરત અલી કર્રમલ્લાહુ વજહહુએ ફરમાવ્યું કે,

'રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સામે જે કોઈ શખ્સ એક વખતે પણ આવી જતો તે પ્રભાવિત થઈ જતો અને જે પરિચિત શખ્સ આપથી હળતો–મળતો હતો તે આપથી મુહબ્બત કરતો હતો. મેં આપના જેવા સાહિબે જમાલ (સ્વરૂપવાન) અને સાહિબે કમાલ (ગુણવાન) ન આપથી પહેલાં કોઈને જોયા અને ન આપથી પછી કોઈને જોયા.'

['નશ્રુત્તીબ']

ખુશીના વખતે આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ નઝર નીચી કરી લેતા હતા.

જયારે આપને કોઈના વિશે બૂરી વાતની જાણ થતી ત્યારે એમ ફરમાવતા ન હતા કે,

'ફલાણા શખ્સને શું થયું છે કે તે આવા કૃત્યો કરે છે !'

બલ્કે એમ ફરમાવતા હતા કે,

'લોકોને શું થઈ ગયું છે કે તેઓ આવા કૃત્યો કરે છે !'

['શમાઈલે નબવી', 'અબૂ દાવૂદ']

ઝબાને મુબારકથી તે જ વાત ફરમાવતા જેમાં સવાબ મળે. કોઈ પરદેશી આવતો ત્યારે તેની ખબરગીરી કરતા. દરેક શખ્સની સાથે એવો વર્તાવ કરતા કે દરેક શખ્સને એવું જ લાગતું કે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને મારી સાથે બધાં કરતાં વધારે મુહબ્બત છે.

જો કોઈ શખ્સ વાત કરવા બેસી જતો ત્યારે જ્યાં સુધી તે ન ઉઠતો હતો ત્યાં સુધી આપ પણ ઉઠતા ન હતા.

['નશ્રુત્તીબ']

હઝરત અબૂ હુરયરહ (રદિયલ્લાહુ અન્હુ) ફરમાવે છે કે,

'નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ જયારે ફિકરમંદ, ચિંતાતુર થતા હતા ત્યારે આસમાનની તરફ માથું ઊંચું કરીને ફરમાવતા હતા કે,

'સુબ્હાનલ્લાહિલ્અઝીમ'

અને જયારે રુદન, અશ્રુવહન અને દુઆની તીવ્રતા વધી જતી ત્યારે ફરમાવતા હતા કે,

'યા હય્યૂ યા કય્યૂમ'

['તિરમિઝી']

એક રિવાયતમાં છે કે,

'ગમ, ચિંતાના સમયે અકસર આપ દાઢી મુબારક પર હાથ લઈ જતા હતા, કયારેક આંગળીઓ વડે તેમાં (દાઢીમાં) ખિલાલ ફરમાવતા હતા અને (ઝબાનથી) ફરમાવતા હતા કે,

'હસ્બિયલ્લાહુ વ નિઅમલ વકીલ'

ભાવાર્થ :

મારા માટે અલ્લાહ રબ્બુલ ઈઝઝત કાફી છે અને તે જ બહેતરીન

કારસાઝ (કાર્યને પાર પાડનાર) છે.

['ઝાદુલમઆદ']

## બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ

**યા સાહિબલ જમાલિ વ યા સય્યિદલ બશર,**
**મિંવ વજહિકલ મુનીરિ લકદ નુવ્વિરલ કમર;**
**લા યુમ્કિનુસ્સનાઉ કમા કા-ન હક્કહુ,**
**બઅદ અઝ ખુદા બુઝુર્ગ તૂઈ કિસ્સા મુખ્તસર.**

## ભાવાર્થ

હે રૂપ રૂપના અંબાર અને માનવોના સરદાર !
આપના નૂરાની ચહેરાથી તો ચાંદને રોશની આપવામાં આવી છે !
આપની તારીફનો જેવો હક છે તેવી તારીફ શકય નથી.
ટૂંકમાં માત્ર એટલું જ કહેવું બસ છે કે :
અલ્લાહ તઆલાના પછી સૌથી મહાનતમ આપ જ છો !

**સલ્લલ્લાહુ અલયહિ વ બાર-ક વ સલ્લ-મ**
**તસ્લીમન કસીરન કસીરન કસીરા.**





# વિભાગ ત્રીજો

# જીવન પદ્ધતિની વિશિષ્ટતાઓ



## રુશ્દો હિદાયતની પાઠશાળા

### હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખયર અને બરકતવંતી મજલિસો

આપની મજલિસ હિલ્મ❶ અને ઈલ્મ, હયા અને સબર, તથા મતાનત અને સુકૂનની મજલિસ થયા કરતી હતી. તેમાં મોટા અવાજો કરવામાં આવતા ન હતા અને કોઈના ચારિત્ર્ય પર કોઈ ધબ્બો લગાવવામાં આવતો ન હતો તેમજ કોઈની ભૂલોની ચર્ચા કરવામાં આવતી ન હતી.

આપના મજલિસવાળાઓ તકવાના કારણે એક બીજાની તરફ વિનમ્રતાપૂર્વક ધ્યાનિત થતા હતા. એમાં મોટાંઓનો આદર કરતા હતા અને નાનાંઓ પર મહેરબાની કરતા હતા. જરૂરતવાળાની મદદ કરતા

---

❶ હિલ્મ : મતાનત, ગંભીરતા, શાંતિ, ધીરતા, સહિષ્ણુતા.

હતા અને બેવતન પર રહમ કરતા હતા.

['નશ્રુત્તીબ']

હઝરત ઝયદ બિન હારિસ (રદિ.)થી રિવાયત છે કે,

હું હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો પડોશી હતો. જયારે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પર વહી નાઝિલ થતી ત્યારે આપ મને બોલાવતા. હું હાજર થઈને તેને લખી લેતો હતો.

(હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અમારી સાથે અપાર દિલદારી અને બેતકલ્લુફી ફરમાવતા હતા.) જે વિષયની ચર્ચા અમે કરતા હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પણ તે જ વિષયની ચર્ચા કરતા હતા (એમ નહિ કે બસ આખિરતની જ ચર્ચા કર્યા કરતા હતા અને દુનિયાની વાત સાંભળવી પણ યોગ્ય ગણતા ન હતા.)

જયારે અમે આખિરતની ચર્ચા તરફ વળતાં ત્યારે હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પણ આખિરતની ચર્ચા કરતા હતા. અર્થાત જયારે આખિરતની કોઈ વાત શરૂ થઈ જતી ત્યારે તેના જ હાલાત અને વિગતો હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ બયાન ફરમાવતા અને જયારે ખાવા-પીવાની કંઈ વાતો થતી ત્યારે હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પણ તેવી જ વાતો કરતા હતા. ખાવાના આદાબ અને ફાયદાઓ, સ્વાદિષ્ટ ભોજનની વાતો તેમજ નુકસાનકર્તા ખોરાક વગેરે વગેરે.

['ખસાઈલે નબવી']

આપ મજલિસમાં પોતાના સહાબાની સાથે બેસતા હતા ત્યારે પોતાના પવિત્ર ઘૂંટણને સાથે બેસનારાઓના કરતાં આગળ વધવા દેતા ન હતા કે કયાંક અલગતા પેદા થઈ જાય.

['ઝાદુલમઆદ']

જો કોઈ શખ્સ ઊભો ઊભો કોઈ વાત અંગે પૂછતો ત્યારે આપ તેને નાપસંદ ફરમાવતા અને નવાઈથી તેની તરફ જોતા હતા.

જો કોઈ બાબતના બયાનમાં હુઝૂરે અનવર સલ્લલ્લાહુ અલયહિ

વ સલ્લમ રોકાયેલા હોય અને આપની વાત પૂરી થવા પહેલાં જ કોઈ શખ્સ બીજો પ્રશ્ન પૂછી બેસતો ત્યારે આપ પોતાની વાતને ચાલુ જ રાખતા, જાણે આપે સાંભળ્યું જ નથી. જયારે પોતાની વાત પૂરી કરી લેતા ત્યારે પૂછનારને તેના સવાલ વિશે પૂછતા અને પછી તેનો જવાબ આપતા.

સહાબએ કિરામ (રદિયલ્લાહુ અન્હુમ)ના મજમામાં હોય ત્યારે વચમાં બેસતાં અને સહાબા (રદિ.) હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ફરતે વર્તુળ બનાવીને બેસી જતા. વાતચીત કરતી વખતે આપ કયારેક આ તરફ રૂખ કરીને વાત કરતા તો કયારેક પેલી તરફ રુખ કરીને વાત કરતા હતા, જેથી વર્તુળમાંથી દરેક શખ્સ વાતચીત વખતે આપના મુબારક ચહેરાને જોઈ શકતો હતો.

આપ જયારે મજલિસમાં બેસતા ત્યારે બંને પગો ઊભા રાખીને તેની ફરતે હાથો વડે વર્તુળ બનાવીને બેસતા. આમ પણ આપની બેસવાની રીત આ જ પ્રકારની હતી. આ સાદગી અને વિનમ્રતાની રીત છે. કેટલીક વેળા આપ ચાર ઝાનૂ (પલાંઠી વાળીને) પણ બેસતા હતા. કેટલીક વખતે બગલમાં હાથ રાખીને ઉકડૂ પણ બેસતા હતા.

['નશ્રુત્તીબ']

હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું બેસવું અને ઊઠવું સર્વ અલ્લાહના ઝિક્રની સાથે થતું. પોતાના માટે બેસવાની કોઈ જગ્યા એવી ચોકકસ નકકી ફરમાવતા ન હતા કે વિના કારણે ત્યાં જ બેસે અને કોઈ બેસી જાય તો તેને ઉઠાવી દે. બીજાઓને પણ ચોકકસ જગ્યા નિર્ધારિત કરવાની મનાઈ ફરમાવતા હતા.

જયારે કોઈ મજમામાં તશરીફ લઈ જતા ત્યારે મજલિસના છેડા ઉપર જ બેસી જતા અને બીજાઓને પણ એ જ હુકમ ફરમાવતા. પોતાની મજલિસના હાજરજનોમાંથી દરેકને તેનો હિસ્સો પોતાની વાણી અને ધ્યાનથી આપતા. અર્થાત દરેકને અલગ અલગ લક્ષ આપીને સંબોધન કરતા એટલે સુધી કે આપની મજલિસનો દરેક શખ્સ એમ સમજતો કે આપ મારા કરતાં વધારે કોઈનો આદર કરતા નથી.

કોઈ શખ્સ કોઈ જરૂરતના માટે આપને લઈને બેસી જતો અથવા ઊભા રાખતો ત્યારે જ્યાં સુધી તે શખ્સ પોતે ઊઠી ન જાય આપ તેની સાથે બંધાયેલા રહેતા.

જો કોઈ શખ્સ આપથી કોઈ જરૂરતની માંગણી કરતો ત્યારે સિવાય એના કે તેની હાજત પૂરી ફરમાવતા અથવા નરમાશથી જવાબ આપતા, તેને પાછો ન કાઢતા.

આપનો આનંદિત ચહેરો અને આનંદિત સ્વભાવ તમામ મુસલમાનોના માટે સાર્વજનિક હતા અને કેમ ન હોય જ્યારે કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તેઓના રૂહાની પિતા હતા.

તમામ લોકો આપની નઝદીક હકમાં મૂળભૂત રીતે સમાન હતા. અલબત્ત તકવાના કારણે તફાવત હતો અર્થાત તકવાના વધારાના કારણે તો એકને બીજા ઉપર સરસાઈ આપતા હતા. બાકી બીજા કાર્યોમાં બધાં એક સમાન હતા અને હકમાં સર્વ આપની નઝદીક બરાબર હતા.

['રિવાયત અઝ હસન ઈબ્ને અલી (રદિ.)']

## મજલિસવાળાઓ સાથે વર્તાવ

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ હંમેશા પ્રફુલ્લિત મુખે રહેતા. આપ વિનમ્ર અખ્લાકવાળા હતા. આસાનીથી મુવાફિક થઈ જતા હતા. ન સખત સ્વભાવના હતા કે ન કડવી વાણીવાળા હતા. ન બરાડા પાડીને બોલતા હતા કે ન અયોગ્ય વાતો કરતા હતા. જો કોઈ શખ્સની કોઈ બાબત (અર્થાત ખ્વાહિશ) આપના સ્વભાવની વિરુધ્ધ હોય તો તેને ધ્યાનમાં લેતા ન હતા (અર્થાત તેના માટે પકડ કરતા ન હતા અને સ્પષ્ટ રીતે) તેના વિશે પૂછપરછ પણ કરતા ન હતા, બલ્કે ખામોશ થઈ જતા.

આપે ત્રણ ચીઝોથી પોતાને બચાવીને રાખ્યા હતા :–

૧ રિયા (દંભ અને દેખાડા)થી,

૨ વધારે બોલવાથી,

૩ નકામી વાતો કરવાથી.

અને ત્રણ ચીઝોથી બીજા લોકોને બચાવી રાખ્યા હતા.

૧ કોઈનો તિરસ્કાર, બેઈઝઝતી કે નિંદા કરતા ન હતા.
૨ કોઈને લજ્જિત કરતા ન હતા.
૩ કોઈની ખામીઓ શોધતા ન હતા.

આપ તે જ શબ્દો ઉચ્ચારતા જેમાં સવાબની ઉમ્મીદ હોય. જયારે આપ બોલતા ત્યારે આપના તમામ મજલિસવાળાઓ એવી રીતે માથું ઝુકાવીને બેસી જતા કે જાણે તેઓના માથાંઓ પર પક્ષીઓ આવીને બેસી ગયાં હોય. જયારે આપ ચૂપ થઈ જતા ત્યારે તેઓ બોલતા. આપની સામે કોઈ બાબત વિશે ઝઘડો કરતા ન હતા.

આપની સમક્ષ કોઈ શખ્સ બોલતો ત્યારે તેની વાત પૂરી થાય ત્યાં સુધી બધાં ખામોશ રહેતા. (અર્થાત વાતની વચમાં કોઈ ન બોલતું.)

મજલિસવાળાઓ પૈકી પહેલાથી છેલ્લા સુધી દરેક શખ્સની વાત એક સરખી રગબતની સાથે સાંભળતા હતા (અર્થાત કોઈની વાતની બેકદરી કરવામાં આવતી ન હતી) જે વાતથી બધાં હસતા, આપ પણ હસતા, જેનાથી બધાં નવાઈ દર્શાવતા આપ પણ નવાઈ દર્શાવતા. (અર્થાત જાઈઝ હદ સુધી પોતાના મજલિસવાળાઓની સાથે શરીક રહેતા.)

પરદેશી આદમીની અવિવેકી વાતચીત સહન કરી લેતા અને ફરમાવ્યા કરતા હતા કે જયારે કોઈ હાજતવાળાને–જરૂરતમંદને જુઓ ત્યારે તેની સહાય કરો.

જયારે કોઈ આપના વખાણ કરતો ત્યારે આપ તેને જાઈઝ ન રાખતા. અલબત્ત જો કોઈ એહસાન દર્શાવવાના તૌર પર (વખાણ) કરતો ત્યારે ખૈર (શરીઅત પ્રમાણે) હોવાના કારણે તે વખાણને, મર્યાદા વટાવે નહિ ત્યાં સુધી ગવારા ફરમાવી લેતા. કોઈની વાતને કાપતા નહિ ત્યાં સુધી કે તે હદના કરતાં વધવા માંડે, ત્યારે તેને પૂરી કરાવી દેતા અથવા ઊભા થઈ જઈને વાતને અટકાવી દેતા.

['નશ્રુત્તીબ']

## અલ્તાફે કરીમાનહ

હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પોતાની જબાનને નિરર્થક અને વ્યર્થ વાતોથી સુરક્ષિત રાખતા હતા.

લોકોના દિલ રાજી રાખતા હતા અને તેઓમાં કુસંપ થવા દેતા ન હતા. હરેક કોમના આબરૂદાર આદમીની ઈજ્જત કરતા હતા અને એવા આદમીને તે કોમના સરદાર નિયુક્ત કરતા હતા.

લોકોને નુકસાનકર્તા વાતોથી બચવાની તાકીદ ફરમાવતા રહેતા હતા અને તેની બૂરાઈથી પોતાનો પણ બચાવ કરતા હતા, પરંતુ કોઈ શખ્સથી આનંદિત ચહેરા અને આનંદિત સ્વભાવમાં કમી ફરમાવતા ન હતા. પોતાને મળનારાઓ વિશે પૂછપરછ કરતા હતા. લોકોમાં જે બનાવો બનતા હતા, આપ તેના વિશે પૂછતા રહેતા હતા (જેથી મઝલૂમની, પીડિતની) મદદ અને ફસાદીઓની રોકથામ થઈ શકે.

સારી વાતની તારીફ અને વખાણ તથા બૂરી વાતની ધૃણા અને અણગમો દર્શાવતા હતા.

['નશ્રુત્તીબ']

## સલામમાં અગ્રતા

હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની વિનમ્રતામાં એક એ પણ છે કે જે કોઈ આપના પાસે આવતો, આપ સલામ કરવામાં અગ્રતા અને પહેલ ફરમાવતા હતા તેમજ આવનારાની સલામનો જવાબ પણ આપતા હતા.

અહીં હુઝૂરે અનવર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની કબરે અનવરની ઝિયારત કરનારાઓના માટે ખૂશખબર છે કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ જયારે પોતાની જાહેરી જિંદગીમાં આ ખૂબીઓ

ધરાવતા હતા તો અત્યારે પણ દરેક ઝિયારત કરનારો આપની સલામથી મુશર્રફ થતો હશે. એટલે જ કેટલાક મુકર્રબીન, નિકટના માણસો એવા થયાં છે કે જેઓ કરામત રૂપે પોતાના કાનોથી હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સલામ સાંભળવાથી મુશર્રફ થયા છે ! બેશક હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ઉમ્મતના માટે આ દુનિયાની જિંદગીમાં પણ રહમત છે અને વફાત બાદ પણ રહમત.

**સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તસ્લીમન કસીરન કસીરા.**

**['મદારિજુન્નુબુવ્વહ']**

# વાતચીતની શૈલી

**(હઝરત હસન ઈબ્ને અલી રદિયલ્લાહુ અન્હુની રિવાયતો)**

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ દરેક પળે આખિરતના ગમમાં અને હંમેશા આખિરતના કાર્યોના વિચારમાં મગ્ન રહેતા હતા. ક્યારેય આપને જંપ થતો ન હતો અને જરૂરત વગર વાતચીત કરતા ન હતા. આપની ખામોશી લાંબી રહેતી હતી.

વાતની શરૂઆત અને અંત મુખ ભરીને ફરમાવતા. અર્થાત વાતચીત શરૂઆતથી અંત સુધી અત્યંત સાફ કરતા હતા. વાત જામેઅ (અર્થસભર) કરતા હતા. જેના શબ્દો ઓછાં, પરંતુ અર્થપૂર્ણ હોય. આપની વાત હક અને બાતિલ, સત્ય અને અસત્યમાં ફેંસલો કરનારી હતી, પ્રમાણ કરતાં ન વધારે હોય ન ઓછી હોય.

આપ નરમ મિઝાજના હતા. મિઝાજમાં સખ્તી ન હતી. સાંભળનારનું અપમાન કરતા ન હતા. નેઅમત ઓછી હોય તો પણ તેનો આદર કરતા હતા. કોઈ નેઅમતની નિંદા કરતા ન હતા. ખાવાની ચીઝની નિંદા કે વખાણ બંને ફરમાવતા ન હતા (નિંદા તો એટલા માટે કરતા ન હતા કે તે નેઅમત છે અને વધારે વખાણ એટલા માટે કરતા ન હતા કે અકસર એનો સબબ લાલચ અને લિજ્જતની તલબ હોય છે.)

જયારે અલ્લાહના હુકમની કોઈ શખ્સ જરાક પણ મુખાલફત કરતો ત્યારે આપના ગુસ્સાની કોઈ તાબ લાવી શકતો ન હતો જયાં સુધી એ સત્યને ગાલિબ ન કરી લે. પોતાની વ્યકિતગત બાબત માટે ગુસ્સે થતા ન હતા અને પોતાની વ્યકિતગત બાબતનો બદલો લેતા ન હતા. વાતચીત કરતી વખતે જયારે આપ ઈશારો કરતા ત્યારે પૂરા હાથ વડે ઈશારો કરતા. જયારે કોઈ બાબત પર તા'જજુબ ફરમાવતા ત્યારે હાથને પાછો ફેરવતા. આપ જયારે વાત કરતા ત્યારે પોતાના જમણા હાથના અંગૂઠાને ડાબી હથેળી સાથે મેળવતા અર્થાત તેના પર મારતા અને જયારે આપને ગુસ્સો આવતો ત્યારે આપ તે બાજુથી મુખ ફેરવી લેતા અને કરવટ બદલી લેતા અને જયારે ખૂશ થતા ત્યારે નઝર નીચી કરી લેતા. (આ બંને કાર્યો હયા, લજજાના કારણે છે.) અકસર આપનું હસવું સ્મિત હોતું અને તેમાં મુબારક દાંત જો દેખાતા તો એવા લાગતા કે જાણે વરસાદના ઓલાં (કરાં).

['નશ્રુત્તીબ', 'શમાઈલે તિરમિઝી']

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અરબની બધી ભાષાઓ (બોલીઓ) જાણતા હતા.

ઉમ્મે સઈદ (રદિ.) કહે છે કે,

'આપ મધુરભાષી અને સ્પષ્ટ વકતા હતા. ન ખૂબ ઓછાબોલા હતા કે જરૂરી વાતમાં પણ ચૂપ રહે અને ન વધુ બોલકણાં હતા કે બિનજરૂરી વાતોમાં મશગૂલ થાય. આપની વાતચીત એવી હતી કે જાણે મોતીના દાણાંઓ પરોવી દીધાં હોય.'

['નશ્રુત્તીબ']

હઝરત જાબિર બિન અબ્દુલ્લાહ (રદિ.)થી રિવાયત છે કે,

'આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની વાણીમાં ખૂબ જ સ્પષ્ટતા હતી.'

હઝરત આયશા (રદિયલ્લાહુ અન્હા)થી રિવાયત છે કે,

'આપ એવી રીતે વાત કરતા હતા કે જો કોઈ શબ્દોને ગણનારો શબ્દો ગણવા ચાહે તો ગણી શકે.'

['નશ્રુત્તીબ']

હઝરત આયશા (રદિયલ્લાહુ અન્હા) ફરમાવે છે કે,

'હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની વાતચીત તમારી જેમ લગાતાર જલદી જલદી ન હતી, બલ્કે સાફ સાફ દરેક વિષય બીજા વિષયથી અલગ પડતો હતો. પાસે બેઠેલાં સારી રીતે સમજી લેતાં હતા.'

['શમાઈલે તિરમિઝી']

હઝરત અનસ (રદિયલ્લાહુ અન્હુ) ફરમાવે છે કે,

'હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ (કેટલીક વખતે વાતને (જરૂરત પ્રમાણે ત્રણ-ત્રણ વખત દોહરાવતા (પુનરાવર્તન કરતા) હતા, જેથી આપના શબ્દોને (સાંભળનાર) સારી રીતે સમજી લે.'

['શમાઈલે તિરમિઝી']

જે વાતને વિગતે કહેવું સંસ્કારિતાની વિરુધ્ધ હોય તે વાતને હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ઈશારાથી બયાન ફરમાવતા હતા.

વાત કરતી વખતે આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ મુસ્કુરાતા અને ખૂબ જ હસતા ચહેરે વાતચીત કરતા હતા.

['નશ્રુત્તીબ']

## વાઅઝ ફરમાવવાની રીત

આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ મસ્જિદમાં વઅઝ ફરમાવતા ત્યારે અસાએ મુબારક પર ટેકો લગાવીને ઊભા રહેતા અને જયારે જિહાદના મેદાનમાં નસીહત ફરમાવતા ત્યારે કમાન ઉપર ટેકો લગાવીને ઊભા રહેતા.

વઅઝ અને નસીહતની ખુસૂસી અને મુખ્તસર બેઠકો તો લગભગ

દરેક નમાઝ બાદ અને ખાસ કરીને સવારની નમાઝ બાદ તો થતી જ રહેતી હતી, પરંતુ સાર્વજનિક ફાયદાના માટે પણ એક સભા કયારેક કયારેક બોલાવ્યા કરતા હતા.

વઅઝ દરમિયાન જે વાત ઉપર ખૂબ વધારે ભાર આપવો હોય તેના પર આ શબ્દોથી કસમ ખાતા હતા :

**'વલ્લઝી નફ્સી બિયદિહી'**

**અર્થાત :**

'કસમ છે તે જાતની જેના શકિતશાળી હાથમાં મારો જાન છે.'

## ખામોશીની રીત

આપની ખામોશીમાં ચાર બાબતો સમાયેલી હતી :–

(૧) હિલ્મ (ગંભીરતા, ધીરતા, શાંતિ, સહિષ્ણુતા, સહનશીલતા)
(૨) બેદાર મગઝી (માનસિક જાગૃતિ, સજાગતા, સભાનતા)
(૩) અંદાઝની રિઆયત
(૪) ચિંતન–મનન

અંદાઝની રિઆયત તો એ કે હાજરજનોની તરફ નઝર કરવામાં અને તેઓની અરજ અને વિનંતીઓને સાંભળવામાં બરાબરી ફરમાવતા.

બાકી અને ફાનીમાં ચિંતન–મનન કરતા હતા અર્થાત દુનિયાની ફના તેમજ આખિરતની બકાનું ચિંતન કરતા.

હિલ્મને આપે સબર યાને ઝબ્તની સાથે સંલગ્ન કરી લીધાં હતા, એટલે આપને કોઈ ચીઝ એટલી ગુસ્સે કરતી ન હતી કે આપ સંયમ ગુમાવી દે.

આપની બેદાર મગઝીમાં ચાર ચીઝો ભેગી (સંયુકત) હતી :–

(૧) નેક વાત અપનાવવી કે બીજા લોકો આપનું અનુસરણ કરે.

(૨) બૂરી વાત છોડવી કે જેથી બીજા લોકો પણ એનાથી દૂર રહે.
(૩) તર્ક અને અનુમાનને તે બાબતોમાં વાપરવું જેમાં આપની ઉમ્મતના માટે મસ્લિહત હોય.
(૪) ઉમ્મતના માટે તે બાબતોમાં કાળજી રાખવી જેમાં તેમની દુનિયા અને આખિરત બંનેના કામોની દુરુસ્તી હોય.

['નશ્રુત્તીબ']

## કાર્ય વ્યવસ્થા

આપના દરેક મા'મૂલમાં સમતોલન હતું. તેમાં અવ્યવસ્થા થતી ન હતી (કયારેક કોઈ રીતે કરી લીધું, કયારેક બીજી રીતે કરી લીધું.)

લોકોની તા'લીમમાં મસ્લિહતને નઝર સમક્ષ રાખતા હતા. તેમાં ગફલત કરતા ન હતા. એવા સંભવથી કે જો તેઓને તેઓની હાલત પર છોડી દેવામાં આવે તો કેટલાંક તો ખૂદ દીનથી ગાફિલ થઈ જશે, દીનના કેટલાક કામોમાં સમતોલન કરતાં વધારે મશગૂલ થઈને દીનથી કંટાળી જશે.

દરેક હાલતની આપને ત્યાં એક ખાસ વ્યવસ્થા હતી. હકથી કયારેય કોતાહી કરતા ન હતા અને કયારેય મર્યાદા ઓળંગીને નાહકની તરફ જતા ન હતા.

બધામાં અફઝલ આપની નઝદીક તે શખ્સ હતો જે સામાન્ય રીતે સૌનો શુભેચ્છક હોય અને સૌથી મોટો રુત્બો તે શખ્સનો હતો જે લોકોની સહાનુભૂતિ અને સહાય સારી રીતે કરતો હોય.

['નશ્રુત્તીબ']

## ઘરેલું સમયપત્રક

### સમયની ફાળવણી

હઝરત હસન (રદિ.) પોતાના વાલિદે માજિદ હઝરત અલી

(રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત કરે છે કે,

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું પોતાની અંગત જરૂરતો (ભોજન અને શયન) માટે તશરીફ લઈ જવું જાહેર છે અને આપ એ વાતના માટે અલ્લાહના તરફથી આજ્ઞાંકિત હતા. આપ પોતાના ઘરમાં તશરીફ લાવતા ત્યારે ઘરની અંદર રહેવાના સમયને ત્રણ ભાગમાં ફાળવતા હતા :

(૧) એક ભાગ અલ્લાહ તઆલાની ઈબાદતના માટે.
(૨) એક ભાગ પોતાના ઘરવાળાઓના કૌટુંબિક હકો અદા કરવાના માટે (જેમાં તેઓની સાથે હસવું–બોલવું શામેલ હતું.)
(૩) એક ભાગ પોતાના નફસની રાહતના માટે.

તે પછી પોતાના ભાગને પોતાના બીજા લોકોની વચ્ચે ફાળવી દેતા (અર્થાત એમાંથી પણ ઘણો સમય ઉમ્મતના કામમાં વાપરતા) અને સમયના એ ભાગને ખાસ લોકોની મારફતે આમ લોકોના કામોમાં લગાવી દેતા. (અર્થાત એ ભાગમાં આમ લોકો તો આવી શકતા ન હતા, પરંતુ ખાસ લોકો હાજર રહેતા અને દીનની વાતો સાંભળીને આમ લોકોને પહોંચાડતા. આ રીતે આમ લોકો પણ એ ફાયદામાં શરીક થઈ જતા)

લોકોથી કોઈ ચીઝ છુપાવતા ન હતા, ન તો દીનના અહકામને અને ન જ દુનિયાની સાધન–સામગ્રીને, બલ્કે હરેક પ્રકારનો નફો વિના વિલંબે પહોંચાડતા હતા. સમયના આ ભાગમાં આપની રીત એ હતી કે અહલે ફઝલ (અર્થાત અહલે ઈલ્મ અને અમલ)ને આ બાબતમાં બીજાઓ પર અગ્રતા આપતા કે તેઓને હાજર થવાની પરવાનગી આપતા અને તે વખતને તે લોકો પર તેઓની દીની ફઝીલતના પ્રમાણે ફાળવતા. તેઓમાંથી કોઈને એક જરૂરત હોતી, કોઈને બે જરૂરતો હોતી, કોઈને વધારે જરૂરતો હોતી તો તેઓની હાજતમાં મશગૂલ થતા અને તેઓને એવા કામોમાં લગાવતા જેમાં તેઓની અને બાકીની ઉમ્મતની ઈસ્લાહ (સુધારણા) હોય.

તે કામો એ હતા કે :

લોકો આપથી પૂછતાં અને આપ તેનો યોગ્ય જવાબ આપતા તેમજ

આપ એ ફરમાવ્યા કરતા કે, જેઓ તમારામાંથી હાજર છે તેઓ ગેરહાજર લોકોને પણ જણાવી દે અને એ પણ ફરમાવતા કે, જે શખ્સ પોતાની હાજત મારા સુધી કોઈ કારણે જેવાં કે પરદો, કમજોરી, દૂરત્વ વગેરેના સબબે પહોંચાડી ન શકે તો તમે લોકો તેની હાજત મારા સુધી પહોંચાડયા કરો, કારણ કે જે શખ્સ એવા શખ્સની હાજત કોઈ અધિકારી વ્યક્તિની સમક્ષ પહોંચાડી દે તો અલ્લાહ તઆલા કિયામતના દિવસે તેને પુલ સિરાત પર સાબિતકદમ રાખશે.

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખિદમતમાં એ જ વાતોનો ઝિક્ર (ઉલ્લેખ) થતો હતો અને એનાથી ખિલાફ બીજી વાતને કબૂલ ફરમાવતા ન હતા (મતલબ એ છે કે, લોકોની હાજતો અને ફાયદાઓ સિવાય બીજી નકામી અને વ્યર્થ વાતોને સાંભળતા પણ ન હતા.)

લોકો આપની પાસે તાલિબ થઈને આવતા અને કંઈને કંઈ ખાયને વાપસ જતાં (અર્થાત આપ ઈલ્મી નફો આપવા ઉપરાંત કંઈને કંઈ ખવરાવતા હતા) અને હાદી યાને ફકીહ થઈને આપની પાસેથી બહાર નીકળતા.

['નશ્રુત્તીબ']

# ખાનગી સમય

## ૧

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અચાનક ઘરમાં કયારેય તશરીફ લાવતા ન હતા કે ઘરવાળાઓને પરેશાન કરી દે, બલ્કે એવી રીતે તશરીફ લાવતા કે ઘરવાળાઓને પહેલાંથી આપના આવવાની ખબર હોય. તે પછી આપ સલામ કરતા. જયારે આપ અંદર તશરીફ લાવતા ત્યારે કંઈને કંઈ પૂછપરછ કરતા હતા. ઘણી વખત પૂછતાં કે, 'શું કંઈ ખાવાનું છે ?' અને ઘણી વખત ખામોશ રહેતા અહીં સુધી કે જે કંઈ હાજર હોય તે પેશ કરી દેવામાં આવતું.

નકલ થયેલું છે કે આપ ઘરમાં તશરીફ લાવતા ત્યારે આ દુઆ પઢતા :—

**'અલ્હમ્દુલિલ્લાહિલ્લઝી કફાની વ આવાની વલ્હમ્દુલિલ્લાહિલ્લઝી અત્અમની વ સકાની વલ્હમ્દુલિલ્લાહિલ્લઝી મન્ન અલય્ય અસ્અલુ-ક અન તુજીરની મિનન્નાર.'**

તમામ તા'રીફો અલ્લાહ તઆલાના માટે છે જેણે મારી (તમામ જરૂરતોની) કિફાયત ફરમાવી અને મને ઠેકાણું આપ્યું અને તમામ તા'રીફો અલ્લાહ તઆલાના માટે છે જેણે મને ખવરાવ્યું અને પીવરાવ્યું અને તમામ તારીફો અલ્લાહ તઆલાના માટે છે જેણે મારા પર અહેસાન ફરમાવ્યો. (હે અલ્લાહ !) હું આપથી દરખાસ્ત કરું છું કે આપ મને દોઝખના (અઝાબ)થી બચાવી લો.

ઉપરાંત સાબિત છે કે આપે હઝરત અનસ (રદિ.)થી ફરમાવ્યું, 'જ્યારે તમે ઘરવાળાઓની પાસે જાઓ ત્યારે તેઓને સલામ કરો, એ તમારા અને તમારા ઘરવાળાઓના માટે બરકતનું કારણ બનશે'.

**['ઝાદુલ્મઆદ', 'શમાઈલે તિરમિઝી']**

## ૨

હઝરત અસ્વદ (રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે,

મેં હઝરત આયશા (રદિયલ્લાહુ અન્હા)થી પૂછ્યું કે,

'રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પોતાના ઘરવાળાઓ વચ્ચે આવીને શું શું કરતા હતા ?'

તેમણે ફરમાવ્યું કે,

'પોતાના ઘરવાળાઓની ખિદમત અર્થાત ઘરેલું જીવનમાં ભાગ લેતા હતા. શેઠ અને વિશિષ્ટ વ્યક્તિ બનીને રહેતા ન હતા, બલ્કે ઘરના કામો પણ કરી લેતા હતા, જેવાં કે બકરીનું દૂધ દોહી લેવું, પોતાના મુબારક પગરખાં સીવી લેવા. (એમાં બીજા આમાલ અને અન્ય મા'મૂલાત

તથા મશાગિલ (પ્રવૃત્તિઓ)નો ઈનકાર નથી.)

['મુસ્નદે અહમદ']

### ૩

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પોતાના ઘરવાળાઓ અને ખાદિમોની સાથે ઘણાં જ ખૂશ અખ્લાકીનો વર્તાવ કરતા હતા અને કદી કોઈને શિક્ષા કે સખ્તીથી પેશ આવતા ન હતા.

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ઘરવાળાઓના માટે એની ઘણી કાળજી રાખતા હતા કે કોઈને પણ કોઈ પણ પ્રકારનું મનદુઃખ ન થાય.

### ૪

જયારે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પુનિત પત્નીઓની પાસે હોતા ત્યારે ઘણી નરમી અને આદર–સત્કાર કરતા. તેમજ ખૂબ જ સારી રીતે હસતા–બોલતા.

['ઈબ્ને અસાકિર']

### ૫

આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ જયારે ઘરમાં હોય ત્યારે ખાનગી કામોમાં વ્યસ્ત રહેતા. ખાલી અને બેકાર કદાપિ બેસતા નહી. મામૂલી મામૂલી કામો પણ પોતે કરી લેતા હતા જેવાં કે : ઘરની સફાઈ, પશુઓને ચારો આપવો, ઊંટ અને બકરીની વ્યવસ્થા કરવી અને બકરીનું દૂધ પણ પોતે જ કાઢી લેતા હતા.

ખાદિમની સાથે મળીને કામ કર્યા કરતા. આટો ગુંદાવી લેતા. બજારમાં પોતે સામાન ખરીદવા જતા અને કપડામાં બાંધીને લાવતા. પોતાના જોડા પોતે જ સીવી લેતા. પોતાના કપડામાં પોતે થીંગડાં લગાવી લેતા વગેરે વગેરે.

['ઝાદુલમઆદ', 'મદારિજુન્નુબુવ્વહ']

# સૂવા અને જાગવાની પદ્ધતિ

આપ રાતની શરૂઆતમાં સૂઈ જતા અને અડધી રાતની શરૂઆતમાં જાગી જતા. ઊઠીને મિસ્વાક કરતા અને વુઝૂ કરીને અલ્લાહ તઆલાએ મુકદ્દર કરેલ નમાઝ પઢતા. જાણે બદનના તમામ અંગો અને તમામ શકિતઓને ઊંઘ અને આરામમાંથી હિસ્સો મળી જતો.

આપ જરૂરત કરતાં વધારે સૂતા ન હતા અને જરૂરત કરતાં વધારે જાગતા પણ ન હતા. જયારે જરૂરત જણાતી ત્યારે આપ જમણી તરફ અલ્લાહનો ઝિક્ર કરતાં કરતાં આરામ ફરમાવતા અહીં સુધી કે આપની આંખો ઊંઘથી ઘેરાઈ જતી. ત્યારે આપનું પેટ અર્ધભૂખ્યું રહેતું. ન આપ જમીનની સપાટી પર સૂઈ જતા અને ન જમીનથી બિછાનું ઊંચું હોતું, બલ્કે આપનો બિસ્તરો ચામડાનો હતો. જેમાં ખજૂરની છાલ ભરેલી હતી. આપ તકિયા પર ટેકો લગાવતા અને કયારેક ગાલની નીચે હાથ રાખી લેતા અને સૌથી બેહતર નીંદ (ઊંઘ) જમણી બાજુની છે.

['ઝાદુલમઆદ']

હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઊંઘ સમતોલ હતી. જરૂરતના કરતાં વધારે આપ ઊંઘતા ન હતા અને જરૂરતના કરતાં વધારે જાગતા ન હતા અર્થાત હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ઊંઘતા પણ હતા અને કિયામ પણ ફરમાવતા હતા જેમકે નવાફિલ અને ઈબાદતોમાં હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની આદતે કરીમા હતી. કયારેક રાતે સૂઈ જતા પછી ઊઠીને નમાઝ પઢતા અને ફરી પાછાં સૂઈ જતા. એ પ્રમાણે કેટલીક વખત સૂતા અને ઊઠતા હતા. આ પ્રકારે એ વાત દુરુસ્ત છે કે જે ઊંઘમાં જોવા ચાહતો તે પણ જોઈ લેતો અને જે જાગતાં જોવા ચાહતો તે પણ જોઈ લેતો.

['ઝાદુલમઆદ', 'મદારિજુન્નુબુવ્વહ']

# આરામનો બિસ્તરો

હઝરત ઈમામ બાકિર (રહમતુલ્લાહિ અલયહ) ફરમાવે છે કે,

હઝરત આયશા (રદિયલ્લાહુ અન્હા)થી કોઈએ પૂછ્યું કે,

'આપને ત્યાં હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો બિસ્તરો કેવો હતો ?'

તેમણે ફરમાવ્યું કે,

'ચામડાનો હતો, જેમાં ખજૂરના ઝાડની છાલ ભરેલી હતી.'

હઝરત હફસા (રદિયલ્લાહુ અન્હા)થી કોઈએ પૂછ્યું કે,

'આપના ઘરમાં આપ (સલ.)નો બિસ્તરો કેવો હતો ?'

તેમણે ફરમાવ્યું કે,

'એક ટાટ (કંતાન) હતું જેને બેવડ કરીને અમે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના નીચે પાથરી દેતા હતા. એક દિવસે મને વિચાર આવ્યો કે જો એને ચાર ગડી વાળીને પાથરવામાં આવે તો વધારે નરમ થઈ જશે. મેં એ જ પ્રમાણે પાથરી દીધું. હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે સવારે પૂછ્યું કે, 'મારા નીચે રાતે શી વસ્તુ પાથરી હતી ?'

મેં અરજ કરી કે,

'તે જ દરરોજનો બિસ્તરો હતો. રાતે તેને ચાર ગડી વાળી દીધી હતી કે જેથી વધારે નરમ થઈ જાય.'

હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'એને અગાઉની સ્થિતિમાં જ રહેવા દો. એની નરમાશ મને તહજ્જુદમાં અડચણ બની.'

['શમાઈલે તિરમિઝી']

અકસર હદીસોમાં વારિદ છે કે,

બિસ્તરો ક્યારેક ટાટ (કંતાન)નો હતો, કદિ માત્ર ચટાઈ હતી.

પુષ્કળ હદીસોમાં આ મઝમૂન છે કે સહાબએ કિરામ (રદિ.) જ્યારે નરમ બિસ્તરો બનાવવાની દરખાસ્ત કરતા ત્યારે હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ આ ઈર્શાદ ફરમાવ્યા કરતા હતા કે,

'મને દુન્યવી રાહત અને આરામથી શું કામ? મારી મિસાલ તો તે રાહદારીના જેવી છે જે ચાલતા ચાલતા રસ્તામાં થોડો આરામ કરવાના માટે કોઈ ઝાડની છાયામાં બેસી ગયો હોય અને થોડો સમય બેસીને આગળ ચાલી નીકળ્યો હોય.'

['ખસાઈલે નબવી']

હઝરત આયશા (રદિયલ્લાહુ અન્હા)થી રિવાયત છે કે,

એક વખતે એક અનસારી ઓરતે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો બિસ્તરો જોયો કે અબા (લાંબુ પહેરણ) પાથરી રાખ્યું છે. તે ઓરતે એક બિસ્તરો જેમાં ઊન ભરેલું હતું, તૈયાર કરીને હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના માટે મારી પાસે મોકલી આપ્યો. હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તશરીફ લાવ્યા ત્યારે બિસ્તરો મૂકેલો જોઈને પૂછયું કે, આ શું છે?

મેં અરજ કરી કે,

'ફલાણી અનસારી ઓરતે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના માટે બનાવીને મોકલ્યો છે.'

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈર્શાદ ફરમાવ્યો કે,

'એને પરત કરી દો.'

મને એ (બિસ્તરો) સારો લાગતો હતો એટલે દિલ ચાહતું ન હતું કે પરત કરી દઉં, પરંતુ હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે આગ્રહ કર્યો અને ઈર્શાદ ફરમાવ્યો કે,

'જો હું ચાહું તો હક તઆલા શાનુહૂ મારા માટે સોના અને ચાંદીના પહાડ ચાલતા કરી દે.'

આ ઈર્શાદ પછી મેં તે બિસ્તરો વાપસ કરી દીધો.

હઝરત અબ્દુલ્લાહ બિન મસઊદ (રદિ.) ફરમાવે છે કે,

'હું એક વખતે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખિદમતમાં હાજર થયો. આપ એક ચટાઈ પર આરામ ફરમાવી રહ્યા હતા જેની નિશાનીઓ હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના મુબારક બદન પર સ્પષ્ટ દેખાતી હતી. હું આ જોઈને રડવા લાગ્યો.'

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'શી બાબત છે ? કેમ રડો છો ?'

મેં અરજ કરી કે,

'યા રસૂલલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ !

આ કયસર અને કિસ્રા (રૂમ અને ઈરાનના બાદશાહો) તો રેશમ અને મખમલના ગાદલાં ઉપર સૂએ અને આપ આ ચટાઈ પર !

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'રડવાની વાત નથી. તેમના માટે દુનિયા અને આપણા માટે આખિરત છે.'

['ખસાઈલે નબવી']

હઝરત આયશા (રદિયલ્લાહુ અન્હા)થી રિવાયત છે કે,

'રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ એક નાની સરખી ચટાઈના ઉપર નમાઝ પઢયા કરતા હતા.'

['ઈબ્ને સઅદ']

## આરામની રીત

હઝરત બરાઅ (રદિયલ્લાહુ અન્હુ) ફરમાવે છે કે,

'હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ જયારે આરામ ફરમાવતા ત્યારે પોતાનો જમણો હાથ ગાલની નીચે રાખતા અને આ દુઆ પઢતા :–

'રબ્બિ કિની અઝાબ–ક યવ–મ તબઅસુ ઈબાદ–ક'

**ભાવાર્થ :**

હે પરવરદિગાર ! તું મને પોતાના અઝાબથી બચાવજો, જે દિવસે તું પોતાના બંદાઓને ઉઠાવે.

**['શમાઈલે તિરમિઝી']**

હઝરત હુઝયફહ (રદિયલ્લાહુ અન્હુ) ફરમાવે છે કે,

'રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ જયારે બિસ્તરા પર તશરીફ લઈ જતા ત્યારે આ દુઆ પઢતા :–

**'અલ્લાહુમ્મ બિઈસ્મિ-ક અમૂતુ વ અહ્યા.'**

**ભાવાર્થ :**

હે અલ્લાહ ! હું તારું નામ લઈને મરું છું અને જીવું છું.

**['શમાઈલે તિરમિઝી']**

અને જયારે જાગતા ત્યારે આ દુઆ પઢતા :–

**'અલ્હમ્દુલિલ્લાહિલ્લઝી અહ્યાના બઅદમા અમા–ત–ના વ ઈલયહિન્નુશૂર'**

**ભાવાર્થ :**

બધી તા'રીફ અલ્લાહના જ માટે છે જેણે અમને મરવા પછી જિંદગી આપી અને અમારે તેના જ તરફ ઉઠીને જવાનું છે.

**['ખસાઈલે નબવી']**

હઝરત આયશા સિદ્દીકા (રદિયલ્લાહુ અન્હા) ફરમાવે છે કે,

'હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ દરેક રાતે જયારે બિસ્તરા પર સૂતા ત્યારે બંને હાથોને દુઆ માંગવાની જેમ ભેગા કરીને સૂરએ ઈખ્લાસ❶ તથા મુઅવ્વઝતૈન❷ પઢીને તેના પર દમ ફરમાવતા અને તે પછી તમામ બદન પર માથાથી પગ સુધી જયાં જયાં હાથ જતો ત્યાં ફેરવી લેતા હતા. ત્રણ વખત

---

❶ 'કુલ્હુવલ્લાહ'ની સૂરત

❷ 'કુલ આઊઝુ બિરબ્બિલ ફલક' અને 'કુલ અઊઝુ બિરબ્બિન્નાસ'ની સૂરતો

એ જ પ્રમાણે કરતા હતા. માથાથી શરૂઆત કરતા અને પછી મુખ અને બદનના આગલા હિસ્સા પર અને તે પછી બાકી બદન પર (હાથ ફેરવતા).'

['શમાઈલે તિરમિઝી']

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી સૂતી વખતે વિવિધ દુઆઓ પઢવી પણ સાબિત છે અને કલામુલ્લાહની વિવિધ સૂરતો પઢવી પણ સાબિત છે.

એક હદીસમાં હુઝૂર સલલલ્લાહુ અલયહિ વ સલ્લમનો આ ઈર્શાદ પણ નકલ થયેલો છે કે,

'જે શખ્સ કુર્આન શરીફની કોઈ સૂરહ સૂતી વખતે પઢે, અલ્લાહની તરફથી એક ફરિશ્તો તેની રક્ષા માટે મુકર્રર થઈ જાય છે જે જાગવા સુધી તેની રક્ષા કરે છે.'

ઉપર વર્ણવેલી ત્રણ સૂરતોનું પઢવું ખુદ હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી સાબિત છે.

ઉપરાંત 'મુસબ્બહાત' અર્થાત તે સૂરતોનું પઢવું જેમાં : 'સબ્બહ', 'યુસબ્બિહ', 'સુબ્હાન'થી શરૂઆત થાય છે (તેનું પઢવું પણ) વારિદ થયેલું છે.

ઉપરાંત 'અલિફ લામ મીમ સિજદહ' અને 'તબારકલ્લઝી'નું હમેશાં પઢવું વારિદ છે.

ઉપરાંત 'આયતુલ કુર્સી' અને 'સૂરએ બકરહ'ની છેવટની બે આયતોને પઢવું પણ વારિદ (થયેલું) છે.

['ફત્હુલબારી', 'ખસાઈલે નબવી']

હઝરત અનસ (રદિયલ્લાહુ અન્હુ) ફરમાવે છે કે,

'હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ જયારે પોતાના બિસ્તરા પર તશરીફ લઈ જતા ત્યારે આ દુઆ પઢતા :–

'અલ્હમ્દુલિલ્લાહિલ્લઝી અત્અમના વ સકાના વ કફાના વ આવના ફકમ મિમ્મન લા કાફિ-ય લહૂ વ લા મૂ'વિ-ય.'

['શમાઈલે તિરમિઝી']

ભાવાર્થ :

તમામ તા'રીફો અલ્લાહના માટે છે જેણે અમને ખવરાવ્યું અને અમારી (તમામ જરૂરતોને) પૂરી કરી અને અમને રહેઠાણ આપ્યું. કેટલાયે એવા લોકો છે જેમનો ન કોઈ કફાલત (સહાય) કરનારો છે અને ન કોઈ તેમને રહેઠાણ આપનારો છે.

## બીજા મઅમૂલાત

આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ખજૂરની છાલ ભરેલા ચામડાંના ગાદલાં પર, ચટાઈ પર, ગુણપાટ પર, કયારેક વાનની વણેલી ચારપાઈ (ખાટલા) પર કે ચામડાં પર, જમીન પર આરામ ફરમાવ્યા કરતા હતા. ઘરમાં કયારેક આરામના માટે તકિયો લગાવીને બેસી જતા.

['ઝાદુલમઆદ']

જે ટાટ ઉપર હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ આરામ ફરમાવતા તેને માત્ર બેવડ કરીને બીછાવવાનો હુકમ આપતા. સૂતી વખતે આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના શ્વાસનો અવાજ સંભળાતો હતો.

આપ કયારેક ચત્તા સૂતા હતા અને પગ ઉપર પગ મૂકીને આરામ ફરમાવતા, પરંતુ એવી રીતે કે સતર ખૂલતું નહિ. જો સતર ખૂલવાનો સંભવ લાગે તો એવી રીતે સૂવાની હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે મનાઈ ફરમાવી છે.

['ઝાદુલમઆદ']

ઈશાથી પહેલાં આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ કદી સૂતા ન હતા.

આપ રાત્રે એવા ઘરમાં આરામ ફરમાવતા ન હતા કે જેમાં દીવો સળગાવવામાં આવ્યો ન હોય.

['ઝાદુલમઆદ']

જો હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ જનાબતની હાલતમાં આરામ ફરમાવવાનો ઈરાદો કરતા તો પ્રથમ નાપાક જગાને ધોઈ લેતા અને પછી વુઝૂ કરીને સૂઈ જતા.

['ઝાદુલમઆદ']

આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સામાન્ય રીતે પ્રથમ વુઝૂ કરીને પછી સૂવાની આદત હતી.

જો રાતના કોઈ હિસ્સામાં જાગી જતાં તો હાજતથી પરવારીને માત્ર ચહેરો અને હાથ ધોઈને સૂઈ જતા.

['ઝાદુલમઆદ']

સૂવાથી પહેલાં બીજા કપડાંની તેહબંદ (લૂંગી) બાંધતા અને કુર્તો ઉતારીને ટાંગી દેતા અને પછી આરામ ફરમાવવા પહેલા બિસ્તરાને કપડાથી ઝાટકતા હતા.

['ઝાદુલમઆદ']

રાતે હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ આરામ ફરમાવતા તો ચારપાઈ (ખાટલા)ની નીચે એક લાકડાની હાજતી રાખી મૂકતા.......' (અંત સુધી)

આપના માથા આગળ એક સુરમાદાની મૂકેલી રહેતી. દરેક રાતે સૂતી વખતે સુરમો લગાવતા.

આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ કાળા રંગની સુરમાદાની રાખતા હતા.

આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સુરમો લગાવતા ત્યારે દરેક આંખમાં ત્રણ–ત્રણ વખત સળી લગાવતા અને કયારેક દરેક આંખમાં બે–બે વખત અને છેલ્લી એક સળી બંને આંખોમાં લગાવી લેતા.

['ઈબ્ને સઅદ']

આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સૂતી વખતે પોતાના ઘરવાળાઓથી કંઈક અહીં-તહીંની વાતો કર્યા કરતા. કયારેક ઘરના વિષે અને કયારેક આમ મુસલમાનોના મુઆમલાતના વિષે.

['નશ્રુત્તીબ']

## સરસામાન

આપની પાસે બખ્તર, કમાનો, તીર, ભાલા, ઢાલ પણ હતા. આપની પાસે ત્રણ જુબ્બહ (ઝભ્ભા) હતા જેનો જિહાદના મોકા પર ઉપયોગ કરતા હતા.

આપની પાસે એક અસા (ટેકણ લાકડી) હતી. તેને લઈને આપ ચાલતા હતા. તેના ટેકાથી સવારી ઉપર બેસતા હતા અને તેને પોતાના ઊંટ પર લટકાવી દેતા હતા.

આપની પાસે એક લાકડાનો પ્યાલો હતો જેમાં કુંદા લાગેલા હતા અને એક કાચનો પ્યાલો પણ હતો.

એક એવો પ્યાલો પણ હતો જે રાત્રે આપના ખાટલાની નીચે મૂકી રાખવામાં આવતો હતો.......' (અંત સુધી)

આપની પાસે એક (પાણી ભરવાની નાની) મશક હતી અને એક પથ્થરનું વાસણ હતું જેનાથી આપ વુઝૂ કરતા હતા. ઉપરાંત, કપડાં ધોવાનું વાસણ અને હાથ ધોવાનું એક મોટું વાસણ પણ હતું. તેલની એક શીશી હતી. એક થેલી હતી જેમાં આયનો અને કાંસકી રાખી મૂકવામાં આવતા હતા. આપની કાંસકી સાગૂનના લાકડામાંથી બનેલી હતી. એક સુરમાદાની હતી. રાતે સૂતી વખતે દરેક આંખમાં 'અસ્મદ' નામના સુરમાની ત્રણ સળી આંજતા હતા. ('અસ્મદ' ઉચ્ચ કક્ષાનો સુરમો છે અને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે તેની ઘણી તા'રીફ કરેલી છે તથા તે આંજવાની તાકીદ ફરમાવેલી છે.)

આપની પાસે એક આયનો પણ હતો. ઉપરાંત આપની થેલીમાં બે કાતરો અને મિસ્વાક રહેતાં હતાં. એના ઉપરાંત આપની પાસે એક ઘણો મોટો પ્યાલો હતો જેના ચાર કુંદા હતા અને ચાર આદમી તેને ઉઠાવતા હતા અને મદ હતો. આપના ખાટલાના પાયા સાગૂનના લાકડાના બનેલાં હતા. આપની પાસે એક ડંડો (ડંગોરો) પણ હતો.

આપનો બિસ્તરો ચામડાનો હતો. તેમાં ખજૂરની છાલ ભરેલી હતી.

આ કુલ સામાન રિસાલત મઆબ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો હતો. જે જુદી જુદી હદીસોમાં રિવાયત થયેલો છે.

['ઝાદુલમઆદ']

## વારસો

ઉમ્મુલ મુઅમિનીન હઝરત આયશા સિદ્દીકહ (રદિ.) ફરમાવે છે કે,

'રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના વારસામાં ન દીનાર હતા ન દિર્હમ, ન બકરી હતી ન ઊંટ.'

ઉમર બિન હારિસ (રદિયલ્લાહુ અન્હુ)ની હદીસમાં છે કે,

'આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે) પોતાના વારસામાં હથિયારો, એક ખચ્ચર અને થોડીક જમીન સિવાય કંઈ છોડયું ન હતું. તે પણ સદકો કરી દેવામાં આવ્યું.'

['કિતાબુશ્શિફા']

હઝરત અનસ (રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે,

'રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે એક જૂના કજાવહ (ઊંટના કાઠડા) પર હજ કરી, તેના ઉપર જે ઊનની ચાદર હતી તે ચાર દિર્હમ કરતાં વધારે (કિંમત)ની ન હતી.'

એ હાલતમાં આપે આ દુઆ માંગી :–

'હે અલ્લાહ ! એને ખાલિસ (વિશુધ્ધ) હજ બનાવ, જેમાં દંભ અને દેખાડો ન હોય !'

જો કે આપે એ હજ ત્યારે કરી હતી જયારે આપના માટે ધરતીના ખજાનાઓ ખોલી દેવામાં આવ્યા હતા અને એ હજમાં ૧૦૦ (એક સો) ઊંટ હદી (કુર્બાની)ના માટે સાથે લઈ ગયા હતા.

['કિતાબુશ્શિફા']

## પુનિત પત્નીઓ સાથે સદ્વર્તન

હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના જાહેર જીવન અને ખાનગી જીવનને પરિપૂર્ણ કરવા માટે અલ્લાહ જલ્લ શાનુહૂએ ખાસ ખાસ માધ્યમો અને સબબો પેદા કર્યા હતા. આપની સામે એવી બે જમાઅતો હાજર હતી જેમણે આ જરૂરી ફરજને એવી સુંદરતા અને કાળજીપૂર્વક પરિપૂર્ણ કરી કે સમસ્ત વિશ્વની સામે હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના જાહેરી અને ખાનગી જીવનની એક સંપૂર્ણ તસવીર રુશ્દો હિદાયતના માટે, બોધ અને પ્રબોધના કાજે હાજર છે.

પહેલી જમાઅત સહાબએ કિરામ (રદિ.)ની હતી અને બીજી જમાઅત ઉમ્મહાતુલ મુઅમિનીન (રદિ.)ની હતી. તેમણે આદિથી અંત સુધી હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના ખાનગી જીવનના તમામ હાલાત, મઅમૂલાત અને મુઆમલાત બિલા તકલ્લુફ, બનાવટ કે સંકોચ વગર ઉમ્મતની સામે રજૂ કરી દીધાં છે કે જેથી હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની મુબારક જિંદગીનો આ રોશન વિભાગ પણ માનવીય સંસ્કારિતા પ્રાપ્ત કરવા માટે જાહેર થઈ જાય.

## પતિ-પત્નીના સંબંધો અને મઅમૂલાત

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પુનિત પત્નીઓના અધિકારોમાં સંપૂર્ણ સમાનતા અને ન્યાયની કાળજી રાખતા હતા, તેમાં

કોઈ પ્રકારનો ભેદભાવ કરતા ન હતા. મુહબ્બત વિશે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફરમાવ્યા કરતા હતા કે,

'હે અલ્લાહ ! જેના પર મારો કાબૂ છે તેની વહેંચણી તો મેં સરખા પ્રમાણમાં કરી દીધી, પરંતુ જે વાત મારા બસની નથી તેના પર મારી મલામત કરીશ નહિ.'

(ઈખ્તિયારી ચીઝથી મુરાદ મુઆમલાત અને કૌટુંબિક જીવન છે તથા ગૈર ઈખ્તિયારી વાતથી મુરાદ મુહબ્બત અને પ્રાકૃતિક આકર્ષણ છે.)

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે તલાક પણ આપી, પરંતુ ફરીથી રુજૂઅ ફરમાવી દીધું.

એક મહિના સુધી પુનિત પત્નીથી ઈલા પણ કર્યો હતો. (ઈલાનો અર્થ એ છે કે કેટલીક મુદ્દત સુધી તલાક આપ્યા વગર અલગ રહેવું.)

પુનિત પત્નીઓ સાથેના આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના સંબંધો અને સદ્વર્તનો સંસ્કારિકતાના ઉચ્ચતમ નમૂનાઓ હતા.

હઝરત આયશા (રદિ.)ના ઝાનૂ (ઘૂંટણ)થી ટેકો પણ લગાવી લેતા અને એ જ હાલતમાં કુર્આનની તિલાવત પણ કરતા.

કયારેક એવું પણ બનતું કે તેઓના (માસિકના) દિવસો (હૈઝમાં) હોય છતાં આપ તેમની તરફ ઈલ્તિફાત ફરમાવતા, પ્રેમદૃષ્ટિ કરતા અને એવું પણ બનતું કે રોઝહની હાલતમાં તકબીલ (ચુંબન) કરતા.

આ સર્વ આપનો પોતાની પુનિત પત્નીઓ સાથેના સદ્વર્તન અને લુત્ફો કરમનો, પ્રેમભાવનો નતીજો હતો.

જ્યારે આપ સફરનો ઈરાદો કરતા ત્યારે પુનિત પત્નીઓના નામની ચિઠીઓ (કુર્રા) નાખતા. જેના નામની ચિઠી નીકળતી તે (પત્ની આપ) સાથે (સફરમાં) જતી. એ પછી કોઈના માટે કોઈ (ફરિયાદનું) કારણ ન રહેતું. જમ્હૂરનો પણ આ જ મસ્લક છે.

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફરમાવ્યા કરતા કે, 'તમારામાં સૌથી બેહતર તે છે જે પોતાના ઘરવાળાઓની સાથે સૌથી બહેતર વર્તન કરતો હોય અને હું મારા ઘરવાળાઓની સાથે તમારા

બધાંના કરતાં બેહતર વર્તન કરું છું.'

અસરની નમાઝ બાદ તમામ પુનિત પત્નીઓના ઘરોમાં દરરોજ તશરીફ લઈ જતા. તેઓની પાસે બેસતા, તેઓના હાલાત પૂછતા, રાતે જ્યાં વારી હોય ત્યાં તશરીફ લઈ જતા. રાત ત્યાં જ વિતાવતા.

હઝરત આયશા (રદિયલ્લાહુ અન્હા) ફરમાવે છે કે,

'આપ વારીની એટલી પાબંદી ફરમાવતા કે કયારેય અમારામાંથી કોઈને ય કોઈના ઉપર અગ્રતા આપતા ન હતા. અને એવું ભાગ્યે જ બનતું કે આપ દરરોજ બધી પુનિત પત્નીઓને ત્યાં તશરીફ લઈ ગયા ન હોય.'

એક વખતે હઝરત સફિય્યહ (રદિયલ્લાહુ અન્હા)એ હઝરત આયશા (રદિયલ્લાહુ અન્હા)થી કહ્યું કે,

'જો તમે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને મારાથી રાજી કરી દો તો મારી વારી તમને આપી દઈશ.'

હઝરત આયશા (રદિ.)એ કહયું કે, 'સારી વાત છે.'

હઝરત સફિય્યહ (રદિ.)ની વારીના દિવસે હઝરત આયશા (રદિ.) આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની પાસે હાજર થયાં.

આપે ફરમાવ્યું કે,

'આયશા ! તમે કેવી રીતે આવી ગયાં ? પાછાં જાવ ! આજે તો સફિય્યહની વારી છે.'

તેમણે જવાબ આપ્યો કે,

'અલ્લાહ તઆલાનો ફઝલ છે, જેને ચાહે છે તેને આપે છે.'

અને આખી વાત આપથી કહી દીધી. નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ હઝરત સફિય્યહ (રદિ.)થી ખુશ થઈ ગયા.

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ રાતના પહેલા અને આખરી હિસ્સામાં પુનિત પત્નીઓની પાસે જતા હતા.

આપ કયારેક ગુસલ કરીને સૂતા અને કયારેક વુઝૂ કરીને સૂઈ જતા.

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અનસારની

છોકરીઓને હઝરત આયશા (રદિ.)ની પાસે રમવા માટે બોલાવ્યા કરતા હતા અને જાઈઝ કામોમાં આપ પણ તેમની સાથે થઈ જતા.

જયારે હઝરત આયશા (રદિયલ્લાહુ અન્હા) પાણી પીતાં ત્યારે આપ તેમના હાથમાંથી પ્યાલો લઈને ત્યાં જ પોતાના પવિત્ર હોઠોને લગાવતા જયાંથી તેમણે પાણી પીધું હતું.

અને જયારે હઝરત આયશા (રદિયલ્લાહુ અન્હા) હાડકાં ઉપરથી ગોશ્ત ખાતાં ત્યારે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તે હાડકું જેના ઉપર ગોશ્ત હોય તે લઈને ત્યાં મોઢું લગાવતા જયાંથી હઝરત આયશા (રદિયલ્લાહુ અન્હા)એ ખાધું હતું.

એક વખતની વાત છે. હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે હઝરત આયશા (રદિયલ્લાહુ અન્હા) સાથે દોડવાની હરિફાઈ કરી. બંને એક-બીજા સાથે દોડવા લાગ્યાં. હઝરત આયશા (રદિયલ્લાહુ અન્હા) દોડવામાં આગળ નીકળી ગયાં.

તે પછી કેટલોક સમય વીત્યા બાદ બીજી વખત (બંને વચ્ચે) દોડવાની હરિફાઈ થઈ તો હઝરત આયશા (રદિયલ્લાહુ અન્હા)ના કરતાં હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ આગળ નીકળી ગયાં.

એનું કારણ એ હતું કે પહેલી વખતે હઝરત આયશા (રદિયલ્લાહુ અન્હા)ના શરીરનો બાંધો સામાન્ય હતો. બીજી વખતની હરિફાઈ વખતે શરીર ભારે થઈ ગયું હતું.

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'પહેલી વખતે તમે મારા કરતાં આગળ નીકળી ગયાં હતા તેનો બદલો આજે ચૂકતે થઈ ગયો.'

['મદારિજુન્નુબુવ્વહ']

કેટલીક વખતે પુનિત પત્નીઓ અહીં તહીંની કહાનીઓ કહેતી અથવા ભૂતકાળના બનાવો બયાન કરતી ત્યારે આપ બરાબર સાંભળતા રહેતા અને પોતે પણ કયારેક પોતાના ભૂતકાળના બનાવો સંભળાવતા.

સય્યદહ હઝરત આયશા (રદિયલ્લાહુ અન્હા) ફરમાવે છે કે,

'આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અમારી સાથે એવી રીતે હંસતા, બોલતા અને બેસતા હતા કે માલૂમ જ પડતું ન હતું કે કોઈ મહાન નબી છે, પરંતુ જયારે કોઈ દીની વાત થતી કે નમાઝનો સમય આવી જતો ત્યારે એવું માલૂમ પડતું કે જાણે આપ તે આદમી જ નથી !'

ખાવા–પીવામાં પુનિત પત્નીઓને કોઈ રોક–ટોક ન હતી. જે ચાહે તે ખાતી, જે ચાહે તે પહેરતી. જો કે તંગીના કારણે સારું ખાવાનું મળતું ન હતું. અહલે બૈત (ઘરવાળાઓ)ના માટે સોના–ચાંદીના ઘરેણા પસંદ કરતા ન હતા. તે જમાનામાં હાથીદાંતના ઘરેણાંનો રિવાજ હતો. આપ આ પ્રકારના ઘરેણા પહેરવાનો હુકમ આપતા.

બીવીઓનું પાક–સાફ રહેવું પસંદ ફરમાવતા. બીવીઓને મહેણાં–ટોણાં મારતા ન હતા કે તેમની સાથે સખ્ત અને કડક લહેજામાં વાત–ચીત કરતા ન હતા. જો કોઈ વાત દિલને ન ગમતી તો ઈલ્તિફાત (કૃપાદૃષ્ટિ)માં કમી કરી દેતા.

હઝરત આયશા (રદિયલ્લાહુ અન્હા) ફરમાવે છે કે,

'જયારે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ઘરમાં તશરીફ લાવતા ત્યારે અત્યંત આનંદિત વદને મુસ્કુરાતા દાખલ થતા.'

['ઉસ્વએ હસનહ']

## કેટલાક બનાવો

બની સવાઅના એક શખ્સ રિવાયત કરે છે કે,

મેં હઝરત આયશા સિદ્દીકા (રદિયલ્લાહુ અન્હા)થી રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના અખ્લાક વિષે પૂછપરછ કરી.

તેમણે ફરમાવ્યું કે,

'કુર્આનમાં પઢતા નથી :'

**'ઈન્ન-ક લઅલા ખુલુકિન અઝીમ'**

(અર્થાત કુર્આન સાક્ષી છે કે આપના અખ્લાક આ'લા દરજ્જાના હતા. આપના અખ્લાકનો આ જ નકશો કાફી છે.)

રિવાયત કરનાર શખ્સ કહે છે કે,

'એના વિષે મને કંઈક બયાન કરો.'

(અર્થાત કોઈ ખાસ બનાવ જેનાથી આ આયતની કંઈક તફસીર નમૂના રૂપે થઈ જાય.)

હઝરત આયશા (રદિયલ્લાહુ અન્હા) એ ફરમાવ્યું કે,

મેં એક વખતે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના માટે કંઈક ખાવાનું તૈયાર કર્યું અને કંઈ ખાવાનું આપના માટે હઝરત હફસા (રદિયલ્લાહુ અન્હા) એ તૈયાર કર્યું. મેં મારી લોંડીને કહ્યું કે, 'જા ! (જોતી રહે) જો હઝરત હફસા ખાવાનું લાવે અને મારા ખાણાંથી પહેલાં દસ્તખ્વાન પર મૂકી દે તો ખાવાનું પાડી (ઢોળી) નાંખજો !'

જયારે તેણી (હઝરત હફસા રદિયલ્લાહુ અન્હા) ખાવાનું લાવ્યા ત્યારે લોંડીએ તેને પાડી નાંખ્યું. રકાબી પણ પડી ગઈ અને તૂટી ગઈ, પરંતુ ભોજન ચામડાના દસ્તખ્વાન ઉપર પડયું એટલે બગડયું નહિ.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે તે ભોજન ભેગું કર્યું. અને હઝરત હફસા (રદિયલ્લાહુ અન્હા)થી ફરમાવ્યું કે,

'તમે (હઝરત આયશા રદિયલ્લાહુ અન્હા થી) બદલો લો ! અર્થાત પોતાના વાસણના બદલામાં વાસણ લો !'

**['મુસ્નદે અહમદ']**

**નોંધ :**

બદલો અપાવવો હઝરત હફસા (રદિ.)ના મનને રાજી કરવા માટે હતો કે તેણી એમ ન સમઝે કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે) પણ હઝરત આયશા (રદિ.)ના કાર્યને સ્વીકારી લીધું. આવી મામૂલી

નાની બાબતોમાં આવી સૂક્ષ્મ કાળજી રાખવી એ ઉચ્ચ કક્ષાની કૃપા, બુલંદ નઝર અને વિનમ્રતાની દલીલ છે.

હઝરત આયશા (રદિયલ્લાહુ અન્હા) ફરમાવે છે કે,

'હું નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની પાસે હરીરહ❶ લાવી. એ હરીરહ મેં આપના માટે તૈયાર કર્યો હતો. હઝરત સવદહ (રદિયલ્લાહુ અન્હા) ત્યાં હાજર હતા. મેં તેમને કહ્યું કે, તમે પણ ખાઓ. તેમણે કોઈ કારણે ઈન્કાર કર્યો.'

મેં કહ્યું કે,

'કયાં તો ખાવો, નહીં તો તમારું મોઢું હું હરીરહ થી ખરડી નાંખીશ'.

તે છતાં તેમણે ઈન્કાર કર્યો. મેં હાથમાં હરીરહ ભરીને તેમનું મોઢું ખરડી નાંખ્યું.

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ આ જોઈને હસ્યા. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે મને પકડીને દબાવી રાખી (જેથી સામનો કરી ના શકું.) અને હઝરત સવદહ (રદિયલ્લાહુ અન્હા)ને ફરમાવ્યું કે, તમે એનું મોઢું ખરડી નાંખો. તેમણે મારું મોઢું ખરડી નાંખ્યું. આપ ફરી પાછાં હસ્યા.

**['જમ્ઉલ ફવાઈદ અનિલ મૂસલી']**

**નોંધ :**

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું સદવર્તન તેમજ પુનિત પત્નીઓમાં આપસમાં બેતકલ્લુફી તથા મુહબ્બત જાણીતા છે.

હઝરત આયશા (રદિયલ્લાહુ અન્હા)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ એક રાતે તેમની (હઝરત આયશા રદિ.)ની પાસેથી બહાર તશરીફ લઈ ગયા.

---

❶ લોટ, ખાંડ, મેવો અને ઘી વડે બનાવવામાં આવતી એક સ્વાદિષ્ટ પ્રવાહી વાનગી, રાબ અથવા રાબડી.

હઝરત આયશા (રદિયલ્લાહુ અન્હા) ફરમાવે છે કે,

'મને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પર શક થયો.'

હઝરત આયશા (રદિયલ્લાહુ અન્હા)એ એવું અનુમાન કર્યું કે કદાચ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ કોઈ બીજી બીબી-પત્નીની પાસે તશરિફ લઈ ગયા હશે. જો કે આ અનુમાન સાચું ન હતું. વળી આપના ચુસ્ત નિયમ પ્રમાણે એ અનુમાન સાચું હોઈ શકતું ન હતું. ન્યાયી રીતે પણ આપના માટે એવું અનુમાન કરવું વાજબી ન હતું તેમજ અકકલના આધારે પણ હઝરત આયશા (રદિયલ્લાહુ અન્હા) એવું અનુમાન કરી શકતા ન હતા છતાં (સ્ત્રી સહજ) સ્વભાવના કારણે મઅઝૂર હતા. એટલા જ માટે એને ગયરતથી દર્શાવ્યું છે જે સ્વાભાવિક કાર્ય છે.

['નશ્રુત્તીબ']

(કેટલોક સમય વીત્યા પછી) આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પાછા તશરીફ લાવ્યા. હું વ્યાકુળતામાં જે વર્તન કરી રહી હતી તેને જોઈને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'હે આયશા ! તમને શું થયું છે ?! શું તમને શક થયો છે ?'

મેં અરજ કરી કે,

'મારા જેવી (મુહિબ્બ-પ્રિયતમાં) આપ જેવા મેહબૂબ (પ્રિયતમ) પર શા માટે શક ન કરે ?'

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'તને મારા શયતાને પકડી લીધી.'

મેં અરજ કરી કે,

'યા રસૂલલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ! શું મારી સાથે કોઈ શયતાન છે ?'

આપે ફરમાવ્યું કે,

'હાં, દરેક આદમીની સાથે એક શયતાન છે.'

મેં કહ્યું કે,

'યા રસૂલલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ! શું આપની સાથે પણ (શયતાન છે) ?!'

આપે ફરમાવ્યું કે,

'હાં, પરંતુ મારા પરવરદિગારે તેના મુકાબલામાં મારી મદદ ફરમાવી, અહીં સુધી કે હું તેનાથી (સુરક્ષિત) રહું છું.'

(એક રિવાયત પ્રમાણે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે) ફરમાવ્યું કે,

'તે ઈસ્લામ લઈ આવ્યો.'

હઝરત આયશા સિદ્દીકા (રદિયલ્લાહુ અન્હા) ફરમાવે છે કે,

'રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ જયારે હઝરત ખદિજા (રદિયલ્લાહુ અન્હા)ની વાત કરતા ત્યારે તેમના વખાણ કરતા અને ખૂબ વધારે પ્રસંશા કરતા, એટલે એક દિવસે મને (ઘણો) રશ્ક થયો અને મેં કહ્યું કે,

'આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ એવી ઓરતની વાત (વખાણ) શું વારંવાર કરો છો જેની બાંછો લાલલાલ હતી (અર્થાત દાંત તૂટી જવાના કારણે ચામડી લાલ દેખાતી હતી.) અલ્લાહ તઆલાએ તેની જગાએ તેના કરતાં સારી (પત્ની) આપી દીધી. (અર્થાત હઝરત આયશા રદિયલ્લાહુ અન્હા)!'

આપે ફરમાવ્યું કે,

'તેના કરતાં સારી અલ્લાહ તઆલાએ મને આપી નથી. (અર્થાત તમે તેના કરતા સારા નથી, કારણ કે) તે મારા પર એવા વખતે ઈમાન લાવ્યાં જયારે બીજા લોકોએ મારો ઈન્કાર કર્યો. તેમણે એવા વખતે મારી તસ્દીક કરી (મારી વાતને સાચી માની લીધી) જયારે બીજા લોકોએ મારી તકઝીબ કરી (મારી વાતને જૂઠી ગણીને તેનો અસ્વીકાર કર્યો.) તેમણે મને માલી મદદ કરી જયારે બીજા લોકોએ મને મહરૂમ (વંચિત) રાખ્યો. (અર્થાત કોઈએ મારી સાથે હમદર્દી–સહાનુભૂતિ ન કરી, કારણ કે નુબુવ્વતની દાવત પછી સામાન્ય રીતે લોકોને બુગ્ઝ–દુશ્મની થઈ ગઈ હતી.) અને અલ્લાહ તઆલાએ મને તેમનાથી ઔલાદ પણ આપી, જયારે બીજી બીબીઓથી મને ઔલાદ નથી આપી.'

['મુસ્નદે અહમદ']

[આ બનાવથી સાફ જાહેર થાય છે કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો સંબંધ હઝરત ખદિજા (રદિયલ્લાહુ અન્હા)ની સાથે હઝરત આયશા (રદિયલ્લાહુ અન્હા)ના કરતાં વધારે પ્રબળ હતો. જો કે પ્રાકૃતિક આકર્ષણના અસ્બાબ હઝરત આયશા (રદિયલ્લાહુ અન્હા)માં વધારે હતા.]

## પોતાના હકોને સમર્પિત કરવા

હઝરત આયશા (રદિયલ્લાહુ અન્હા) ફરમાવે છે કે,

'જયારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ હઝરત મયમૂનહ (રદિયલ્લાહુ અન્હા)ના ઘરમાં બીમાર થઈ ગયા ત્યારે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે પોતાની બીબીઓથી એની મંજૂરી માંગી કે મારા (હઝરત આયશા રદિયલ્લાહુ અન્હાના) ઘરમાં તીમારદારી–બીમારીનો ઉપચાર કરવામાં આવે તો બધી બીબીઓએ મંજૂરી આપી દીધી.'

નોંધ :

આમાંથી ત્રણ બાબતો જાણવા મળે છે :–

૧ હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ બીબીઓની પાસે રહેવામાં ન્યાય ફરમાવતા હતા જો કે એક કોલમાં આપના ઉપર અદલ (ન્યાય) (અર્થાત બીબીઓની વારી બાંધવી) વાજીબ ન હતી.

૨ જો પતિ એકની વારીમાં બીજી પત્નીનાં ઘરમાં રહેવા ચાહે તો જેની વારી હોય તેની પાસે મંજૂરી મેળવે.

૩ બીબીના માટે પણ મુનાસિબ છે કે આવા કામોમાં પતિની રાહતની કાળજી રાખે.

## રફિકે આ'લા

હઝરત આયશા (રદિયલ્લાહુ અન્હા) ફરમાવે છે કે,

'હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઉગ્ર બીમારીની હાલતમાં (મારા ભાઈ) અબ્દુર્રહમાન ઈબ્ને અબૂબક્ર સિદ્દીક (રદિ.) આવ્યા. તેમણી પાસે તાજું મિસ્વાક હતું. હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે તેમની તરફ જોયું. મેં ખ્યાલ કર્યો કે, આપને એની (મિસ્વાકની) ખ્વાહિશ છે. મેં અબ્દુર્રહમાન (રદિ.) પાસેથી (મિસ્વાક) લઈને (તેના છેડાને) ચાવ્યો અને પછી સાફ કરીને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને આપ્યો.'

'આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ખૂબ સારી રીતે મિસ્વાક કર્યું (જેવી મિસ્વાક કરવાની આદત હતી). તે પછી મિસ્વાક આપવા મારી તરફ હાથ લંબાવ્યો. મિસ્વાક આપના હાથમાંથી પડી ગયું.'

(એ જ હદીસમાં એમ પણ છે કે :–)

'તે પછી આપે આસમાનની તરફ નઝર ઉઠાવી અને દુઆ કરી :–

''હે અલ્લાહ ! રફિકે આ'લામાં મેળવી દો !''

અને તે પછી આપ પોતાના માલિકે હકીકીને જઈ મળ્યા.'

['મિશ્કાત']

હઝરત આયશા (રદિયલ્લાહુ અન્હા)થી રિવાયત છે કે,

'મેં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને આપની વફાત પહેલા પોતાના સીનાથી સહારો લગાવીને બેસાડેલા હતા. એ જ હાલતમાં મેં આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને આ પ્રમાણે કહેતા. સાંભળ્યા :–

''હે અલ્લાહ ! મારી મગફિરત ફરમાવ અને મારા પર રહમ ફરમાવ અને મને રફિકે આ'લામાં શામિલ ફરમાવ !''

(અર્થાત અર્વાહે તય્યિબહ તેમજ ફરિશ્તાઓની જમાઅતમાં)

**નોંધ :**

કેટલાક અતિશયોક્તિ કરનારાઓ કુર્બે હક (અલ્લાહની નિકટતા મેળવવા માટે) પત્નીઓ અને બાળકોથી દૂર રહેવાને શરત (જરૂરી)

સમજે છે. આ (બનાવમાં) એ વાતનો રદિયો છે. જુઓ ! કુર્બે હકનો એના કરતા (વફાતના કરતા) વધારે કયો સમય હશે, છતા એમાં બીબીથી એટલી નિકટતા છે કે તેમના સહારે, તેમને અડીને બેઠા છે !

અતિશયોક્તિ કરનારાઓ કુર્બની-ભિકટતાની હકીકત જ સમજયા નથી. એની હકીકત ઝીક્ર અને ઈતાઅત છે. જો પત્ની એમાં મદદરૂપ બને તો એ સંબંધ પેલા કુર્બને (કુર્બે ઈલાહીને) વધારનારો છે.

**(કિતાબ : 'કસરતુલ અઝવાજ લિ સાહિબિલ મિઅરાજ.'**

લેખક : હઝરત હકિમુલ ઉમ્મત મુજદ્દિદે મિલ્લત મૌલાના શાહ મુહમ્મદ અશરફઅલી સાહબ થાનવી કુદ્દિસ સિર્રુહુલ અઝીઝ)

## ખાવા-પીવાની રીતભાત

હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ટેકો લગાવીને ખાવાનું ખાતા ન હતા.

આપ ફરમાવતા હતા કે,

'હું બંદો છું અને બંદાઓની જેમ બેસું છું તથા તેવી જ રીતે ખાઉં છું જેવી રીતે બંદાઓ ખાય છે.'

(હુઝૂરની બેસવાની રીત એવી હતી કે જાણે હમણાં ઘુંટણોના સહારે ઊભા થઈ જશે. અર્થાત ઊકડૂં બેસીને.)

**['ઝાદુલ મઆદ']**

ટેકો લગાવવાનો ભાવાર્થ એ છે કે ઠરીને બેસવું. ખાતી વખતે ચોકડી (પલાંઠી) મારીને નિતંબ પર બેસવું તે બેસવા જેવું જ છે જેમાં કોઈ વસ્તુને પોતાની નીચે રાખીને ટેકો લગાડીને બેસે.

**['કાઝી અયાઝ']**

'મવાહિબ ના લેખક કહે છે કે,

ખાવા માટે એવી રીતે બેસવું મુસ્તહબ છે કે, બંને સાથળ (જાંઘ)ને

ઊભી કરે અને બંને કદમો (પંજાઓ)ની પાછળ બેસે અથવા એવી રીતે કે જમણા પગને (સાથળને) ઊભો કરે અને ડાબા પગ ઉપર બેસે.

ઈબ્ને કચ્યિમે બયાન કર્યું છે કે,

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ નમ્રતા અને અદબના માટે ડાબા પંજાની અંદરની બાજુને જમણા પંજાની પીઠ ઉપર મૂકતા હતા.

['મદારિજુન્નુબુવ્વહ']

હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની વિનમ્રતામાંથી એક એ પણ છે કે, આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ખાવામાં કદી ઐબ બતાવતા ન હતા. જો (મન) ચાહે તો ખાય લીધું નહિતર છોડી દીધું. કદી એમ ફરમાવ્યું નહિ કે આ ખાવાનું ખરાબ છે, કડવું છે, નમક વધારે છે કે ઓછું છે, સોરબો (રસો) જાડો છે કે પાતળો છે.

['મદારિજુન્નુબુવ્વહ']

**નોંધ :**

અહીં એ જાણવા મળે છે કે ખાવામાં ઐબ કાઢવું ગલતી અને ઈત્તિબાએ સુન્નતના ખિલાફ છે.

કેટલાક ઉલમા ફરમાવે છે કે, ખાવામાં કોઈ બૂરાઈનો ઉલ્લેખ કરવામાં આવે અને કહે છે કે ખાવાનું સારું પાકયું નથી અને ખોટો ખર્ચ કર્યો છે તો એ જાઈઝ છે, પરંતુ એમાં પણ પકાવનારના મનમાં ખોટું લાગશે. જો એવું ન કરે તો બેહતર છે.

['મદારિજુન્નુબુવ્વહ']

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ખાવાની શરૂઆતમાં 'બિસ્મિલ્લાહ' પઢતા અને અંતમાં 'હમ્દ' કરતા :–

**'અલહમ્દુલિલ્લાહિ હમ્દન કસીરન તય્યિબમ મુબારકન ફીહી.'**

આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ખાવાથી પહેલાં હાથ ધોતા અને જમણા હાથ વડે ખાવાનું શરૂ કરતા.

['ઝાદુલ મઆદ']

ખાવાનું જો વાસણની ટોચ સુધી હોય તો આપ ટોચ પરથી ખાવાનું શરૂ કરતા ન હતા, બલ્કે પોતાની સામે નીચે તરફથી શરૂ કરતા અને ફરમાવતા કે, ખાવામાં બરકત ટોચમાં જ થાય છે.

['ખસાઈલે નબવી', 'નશ્રુત્તીબ', 'તિરમિઝી', 'ઈબ્ને માજહ', 'મિશ્કાત']

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ જ્યારે કોઈ ખાવામાં હાથ નાખતા ત્યારે આંગળીઓને તેના મૂળ સુધી ખાવામાં ભરતા ન હતા.

['નશ્રુત્તીબ']

કઅબ બિન માલિક (રદિયલ્લાહુ અન્હુ) ફરમાવે છે કે,

'હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની પવિત્ર આદત ત્રણ આંગળીઓ વડે ખાવાની હતી અને તેને ચાટી પણ લેતા હતા.'

['શમાઈલે તિરમિઝી', 'મુસ્લિમ']

કેટલીક રિવાયતોમાં છે કે,

પ્રથમ વચમાંની આંગળી ચાટતા હતા, તે પછી શહાદતની આંગળી અને તે પછી અંગૂઠો.

['ખસાઈલે નબવી']

જો કોઈ ચીઝ પાતળી હોય તો કોઈ વખતે વચમાંની આંગળીની પાસેની આંગળીનો પણ ઉપયોગ કરતા હતા.

['તબરાની', 'ખસાઈલે નબવી']

ખાવા કે પીવાની ચીઝમાં હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફૂંક મારતા નહિ અને તેને (ફૂંક મારવાને) બૂરું સમજતા.

['ઈબ્ને સઅદ']

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ખાવાને કદિ સૂંઘતા ન હતા અને તેને (સૂંઘવાને) બૂરું સમજતા હતા.

['નશ્રુત્તીબ']

જો ખાવાનું એક પ્રકારનું હોય તો આપ માત્ર પોતાની સામેથી જ

ખાતા અને જો વિવિધ પ્રકારનું ખાવાનું હોય તો ભલે વાસણ એક જ હોય તો પણ સંકોચ વિના બીજી તરફ પણ હાથ લંબાવતા.

['ઝાદુલ મઆદ']

જયારે ખાવાનું પાસે આવતું ત્યારે ફરમાવતા,

**'અલ્લાહુમ્મ બારિક લના ફીમા રઝક-ત-ના વ કિના**
**અઝાબન્નારિ બિસ્મિલ્લાહિ.'**

**ભાવાર્થ :**

હે અલ્લાહ ! આપે અમને જે રોજી આપી તેમાં અમને બરકત આપ અને અમને દોઝખના અઝાબથી બચાવ ! અલ્લાહના નામથી શરૂ કરું છું.

જયારે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ખાવામાંથી પ્રથમ લુકમો લેતા ત્યારે ફરમાવતા :–

**'યા વાસિઅલ મગ્ફિરતિ'**

(હે પુષ્કળ માફી આપનાર !)

જયારે આપ ખાવાનું પૂરું કરતા, ત્યારે ફરમાવતા :–

**'અલ્હમ્દુલિલ્લાહિલ્લઝી અત-અ-મ-ના વ**
**સકાના વ-જ-અ-લ-ના મિનલ મુસ્લિમીન.'**

(તમામ તા'રીફો અલ્લાહના માટે છે જેણે અમને ખવડાવ્યું, પીવડાવ્યું અને મુસલમાન બનાવ્યા.)

જયારે દસ્તરખ્વાન ઉઠાવવામાં આવતું ત્યારે આપ ઈર્શાદ ફરમાવતા :–

**'અલ્હમ્દુલિલ્લાહિ હમ્દન કસીરન તય્યિબમ મુબારકન ફીહિ ગય-ર મકફિય્યિન વલા મુવદ્દઈન વલા મુસ્તગ્નન અન્હુ રબ્બના.'**

**ભાવાર્થ :**

તમામ તા'રીફો અલ્લાહના માટે યોગ્ય છે જે ખૂબ જ ઉમદા ખૂબ

A
12

જ બાબરકત અંદાઝમાં હોય. અમે આ દસ્તરખ્વાનને એ સમજીને નથી ઉઠાવી રહ્યા કે આ ખાવાનું અમારા માટે પૂરતું નથી અને એ કે અમે એનાથી મુસ્તગ્ની (નિર્લેપ) થઈ ગયા છીએ.

['બુખારી', 'ઝાદુલ મઆદ', 'શમાઈલે તિરમિઝી']

જયારે હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની કોઈને ત્યાં દાવત હોય ત્યારે દાવત આપનારના હકમાં આ શબ્દોમાં જરૂર દુઆ ફરમાવતા :–

**'અલ્લાહુમ્મ બારિક લહુમ ફી મા રઝક્તહુમ વગ્ફિર લહુમ વર્હમ્હુમ.'**

**ભાવાર્થ :**

હે અલ્લાહ ! એમના રિઝકમાં બરકત આપ અને એમને બક્ષી દે અને એમના પર રહમ ફરમાવ !

['ઝાદુલ મઆદ', 'મદારિજુન્નુબુવ્વહ']

ખાધા પછી હાથ ધોતા અને હાથો ઉપર જે તરી (ભીનાશ) હોય તેને હાથો, ચહેરા અને શિર મુબારક પર લૂછીને સૂકવી દેતા.

એક રિવાયતમાં વુઝૂના અંગો પર હાથ લૂછવાનો પણ ઉલ્લેખ થયો છે.

['ઈબ્ને માજહ']

## ખાવા માટે વુઝૂ

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિયલ્લાહુ અન્હુ) ફરમાવે છે કે,

એક વખતે હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ જયારે કુદરતી હાજતથી ફારિગ થઈને બહાર તશરીફ લાવ્યા ત્યારે આપની ખિદમતમાં ખાવાનું હાજર કરવામાં આવ્યું અને વુઝૂનું પાણી લાવવા માટે પૂછવામાં આવ્યું તો આપે ફરમાવ્યું કે,

'મને વુઝૂનો તે જ વખતે હુકમ છે જયારે નમાઝનો ઈરાદો કરું.'

['શમાઈલે તિરમિઝી']

હઝરત સલમાન ફારસી (રદિયલ્લાહુ અન્હુ) ફરમાવે છે કે,

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈર્શાદ ફરમાવ્યો કે,

'ખાવા પહેલા અને ખાવા પછી વુઝૂ (હાથ-મોં ધોવું) બરકતનો સબબ છે.'

['શમાઈલે તિરમિઝી']

# ખાવા પહેલા બિસ્મિલ્લાહ

અમ્ર ઈબ્ને અબી સલમા (રદિયલ્લાહુ અન્હુ) હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખિદમતમાં હાજર થયા. હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની પાસે ખાવાનું મૂકેલું હતું.

આપે ફરમાવ્યું કે,

''બેટા! નજીક આવો! અને 'બિસ્મિલ્લાહ' કહીને જમણા હાથ વડે પોતાની સામેથી ખાવાનું શરૂ કરો!''

['શમાઈલે તિરમિઝી']

'બિસ્મિલ્લાહ' કહેવું સર્વાનુમતે સુન્નત છે અને જમણા હાથ વડે ખાવું જમ્હૂર (બહુમતિ) નઝદીક સુન્નત છે અને કેટલાકની નઝદીક વાજિબ છે.

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો હુકમ છે કે,

'જમણા હાથ વડે ખાઓ અને જમણાં હાથ વડે પીઓ, કારણ કે ડાબા હાથ વડે શયતાન ખાય છે અને પીએ છે.'

['ખસાઈલે નબવી (સલ.)']

હઝરત અનસ (રદિયલ્લાહુ અન્હુ)એ હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી રિવાયત કરી છે કે,

'હક તઆલા જલ્લ જલાલુહૂ વ શાનુહૂ બંદાની આ વાત પર ખૂબ જ રઝામંદી જાહેર ફરમાવે છે કે, જ્યારે એક લુકમો (કોળિયો) ખાવાનું ખાય લે અથવા એક ઘૂંટ પાણી પીએ તો હક તઆલા શાનુહૂનો એના માટે શુક્ર અદા કરે :–'

**'અલ્લાહુમ્મ લકલ્હમ્દુ વ લકશ્શુક્રુ લા ઉહસી સનાઅન અલય–ક.'**

**['શમાઈલે તિરમિઝી']**

જો કોઈ શખ્સ **'બિસ્મિલ્લાહ'** પઢવા વગર ખાવાનું શરૂ કરી દેતો તો આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તેનો હાથ પકડી લેતા હતા અને તેને **'બિસ્મિલ્લાહ'** પઢવા માટે તાકીદ ફરમાવતા.

**['ઝાદુલ મઆદ']**

આલિમોએ લખ્યું છે કે,

**'બિસ્મિલ્લાહ'** ને અવાજથી પઢવું અવલા (ઘણું બેહતર) છે, કે જેથી બીજા સાથીને જો ખ્યાલ ન રહે તો યાદ આવી જાય.

**['ખસાઈલે નબવી']**

જે નેઅમતની શરૂઆતમાં **'બિસ્મિલ્લાહ'** અને અંતમાં **'અલ્હમ્દુલિલ્લાહ'** હોય તે નેઅમત વિશે કયામતમાં સવાલ પૂછવામાં ન આવશે.

**['ઈબ્ને હિબ્બાન']**

હઝરત આયશા (રદિયલ્લાહુ અન્હા) ફરમાવે છે કે,

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

જ્યારે કોઈ ખાવાની શરૂઆતમાં **'બિસ્મિલ્લાહ'** પઢવાનું ભૂલી જાય ત્યારે દરમિયાનમાં અથવા બાદમાં યાદ આવે ત્યારે આ પ્રમાણે પઢે :–

**'બિસ્મિલ્લાહિ અવ્વ–લ–હૂ વ આખિ–ર–હૂ'**

**['ઝાદુલ મઆદ', 'શમાઈલે તિરમિઝી']**

# ખોરાક

હઝરત આયશા (રદિયલ્લાહુ અન્હા) ફરમાવે છે કે,

'હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની વફાત સુધી આપના ઘરવાળાંઓએ સતત બે દિવસ કદી જવની રોટીથી પેટ ભરીને ખાવાનું નથી ખાધું.'

['શમાઈલે તિરમિઝી']

(અર્થાત ખજૂરોથી જો કે ભૂખ ભાંગી હશે, પરંતુ રોટીથી કદી એ નોબત નથી આવી કે સતત બે દિવસ (ખાવા) મળી હોય.)

'કોઈ કોઈ વખત ઘઉંની રોટી પણ ખાધી છે.'

['ખસાઈલે નબવી']

સુહેલ બિન સઅદ (રદિયલ્લાહુ અન્હુ)થી કોઈએ પૂછયું કે,

'હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે કયારેક સફેદ મેંદાની રોટી પણ ખાધી છે?'

તેમણે જવાબ આપ્યો કે,

'આપની સામે જિંદગીના અંત સુધી મેંદો આવ્યો પણ ન હશે!'

['બુખારી', 'શમાઈલે તિરમિઝી']

હઝરત અનસ (રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે,

'હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે કદિ ટેબલ ઉપર ખાવાનું ખાધું નથી. નાની રકાબીઓ (પ્લેટો)માં પણ ખાધું નથી અને આપના માટે કદી ચપાટી પણ પકાવવામાં આવી નથી.'

'આપ ખાવાનું ચામડાના દસ્તરખ્વાન ઉપર ખાતા હતા.'

['શમાઈલે તિરમિઝી']

# પ્રિય વાનગીઓ

હઝરત આયશા (રદિયલ્લાહુ અન્હા) ફરમાવે છે કે,

હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે એક વખતે ફરમાવ્યું કે,

'સરકો પણ કેવું સરસ સાલન (શાક) છે !'

['શમાઈલે તિરમિઝી']

એક હદીસમાં છે કે,

આપે સરકામાં બરકતની દુઆ ફરમાવી છે અને ઈર્શાદ ફરમાવ્યો છે કે,

'અગાઉના અંબિયા (અલૈહિ મુસ્સલામ)નું પણ એજ સાલન (શાક) રહ્યું છે.'

એક હદીસમાં છે કે,

'જે ઘરમાં સરકો હોય તે મોહતાજ નથી'

અર્થાત સાલન (ભોજન અથવા શાક)ની જરૂરત બાકી નથી રહેતી.

['ઈબ્ને માજહ']

અબૂ ઉસૈદ (રદિયલ્લાહુ અન્હુ) કહે છે કે,

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈર્શાદ ફરમાવ્યો છે કે,

'ઝયતૂનનું તેલ ખાવામાં પણ વાપરો અને માલિશમાં પણ ઉપયોગ કરો કારણકે આ એક બરકતવંતા ઝાડનું તેલ છે.'

['શમાઈલે તિરમિઝી']

હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને બૂંગ[1]નું ગોશ્ત પસંદ હતું. આપે તેને દાંતો વડે કાપીને (કરડીને) ખાધું. (અર્થાત છરી

---

[1] બૂંગ : દસ્ત અર્થાત ચોપાયા (પ્રાણી)ની આગલી બે ટાંગો.

વગેરેથી કાપ્યું નહિ.)

દાંતો વડે કાપીને [કરડીને ખાવાની તરગીબ (પ્રોત્સાહન)] પણ હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવી છે.

હદીસમાં આવ્યું છે કે,

ગોશ્તને દાંતો વડે કાપીને (કરડીને) ખાતા રહો, કારણકે એનાથી પાચન પણ સારું થાય છે અને શરીરને અનુકૂળ વધારે થાય છે.

**['ખસાઈલે નબવી' સલ.]**

એક હદીસ શરીફમાં છે કે,

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું,

'પૂંઠનું ગોશ્ત બેહતરીન ગોશ્ત છે.'

**['શમાઈલે તિરમિઝી']**

હઝરત અનસ (રદિયલ્લાહુ અન્હુ) ફરમાવે છે કે,

'હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને ભૂનેલું ગોશ્ત અને સાલન (શાક)માં દૂધી ઘણી પસંદ હતી.'

**['ઈબ્ને સઅદ', 'શમાઈલે તિરમિઝી']**

હઝરત આયશા (રદિયલ્લાહુ અન્હા)થી રિવાયત છે કે,

'હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સરકાને તથા ઝયતૂનના તેલને તેમજ મીઠી ચીઝને અને મધને પસંદ ફરમાવતા હતા.'

**['ઝાદુલમઆદ']**

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે

○ મુર્ગનું❶ સુર્ખાબનું❷ બકરીનું, ઊંટનું અને ગાયનું ગોશ્ત ખાધું હતું.

---

❶ મુર્ગ : પક્ષી અર્થાત મરઘી.

❷ સુર્ખાબ : એક જલ પક્ષી, ચકવો, જેના માટે એવું પ્રસિધ્ધ છે કે, તેઓનું જોડું આખો દિવસ સાથે રહે છે અને રાત્રે જુદા થઈ જાય છે !

- સરીદની (અર્થાત શોરબામાં ટુકડા કરીને ચુરેલી રોટીને) પસંદ ફરમાવતા હતા.
- આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફળ–ફૂલ અને મસાલા પણ ખાતા હતા.
- આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે તાજી, અર્ધ પાકેલી ખજૂરો તેમજ સૂકી ખજૂરો અને ચુકન્દર તથા રહીસ (અર્થાત ખજૂર, ઘી અને પનીરનો મલીદો) ખાધો છે.

હઝરત અનસ (રદિયલ્લાહુ અન્હુ) ફરમાવે છે કે,

'હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને હાંડી અને પ્યાલાનું બચેલું ભોજન ભાવતું હતું'.

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ કાકડીને ખજૂર સાથે ખાતા હતા.

અબ્દુલ્લાહ ઈબ્ને જઅફર (રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે,

હઝરત આયશા (રદિયલ્લાહુ અન્હા)એ રિવાયત કરી છે કે,

'આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તડબૂચને ખજૂરની સાથે ખાતા હતા અને ફરમાવતા કે,

''આની ગરમીનું તેની શરદીથી સમતોલન થઈ જાય છે.''

આપને મીઠું અને ઠંડૂ પાણી પસંદ હતું.

આપ ખજૂરને તર કરીને (પાણીમાં પલાળીને) તેનું ઝુલાલ (અર્ક) અને દૂધ તેમજ પાણી સર્વ એક જ પ્યાલામાં પીતા હતા. એ પ્યાલો લાકડાનો જાડો બનેલો હતો અને તેમાં લોઢાનું પતરું ચઢાવેલું હતું.

['ઈબ્ને સઅદ']

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે એ પણ ફરમાવ્યું છે કે,

'દૂધ સિવાય બીજી કોઈ એવી વસ્તુ નથી જે ખાવામાં અને પીવામાં બંને કામમાં આવી શકે.'

['નશ્રુત્તીબ']

# મહેમાનની સરભરા

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પોતાના મહેમાનોને ખાવા માટે આગ્રહ કરતા અને વારંવાર કહેતા.

એક વખતે એક શખ્સને દૂધ પીવાડયા પછી તેનાથી વારંવાર ફરમાવ્યું કે,

'અશરિબ ! અશરિબ !'

('હજુ પીઓ ! હજુ પીઓ !')

અહીં સુધી કે પેલા શખ્સે કસમ ખાયને અરજ કરી,

'કસમ છે તે ખુદાએ બરતરની જેણે આપને હકની સાથે મોકલ્યા છે, હવે વધારે ગુંજાઈશ નથી.'

['બુખારી', 'મદારિજુન્નુબુવ્વહ']

કેટલાક લોકો સાથે સમૂહમાં ખાવાનો સંજોગ આવતો ત્યારે બધાં કરતાં છેલ્લા આપ જ ઊઠતા, કારણકે કેટલાક લોકો ને મોડે સુધી ખાતા રહેવાની આદત હોય છે અને એવા લોકો જયારે બીજાને ખાયને ઊઠતાં જુએ છે ત્યારે શરમના કારણે પોતે પણ ઊઠી જાય છે. એટલે એવા લોકોને ખ્યાલમાં રાખીને હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પણ બેતકલ્લુફ થોડું થોડું ખાતા જ રહેતા.

['ઝાદુલમઆદ', 'ઈબ્ને માજહ', 'બયહકી', 'મિશ્કાત']

જો કોઈ મજલિસમાં બેઠેલા હોય અને સાથે બેઠેલાઓમાંથી કોઈને ખાવા–પીવાની કોઈ ચીઝ આપતા ત્યારે (પોતાની) જમણી તરફ બેઠેલાને એના વધારે હકદાર સમઝતા અને તેને આપતા. જો ડાબી તરફ બેઠેલાને આપવા ચાહતા તો જમણી તરફ બેઠેલા પાસે ઈજાઝત લઈ લેતા.

આ ક્રમ અને આ અમલની હંમેશા કાળજી રાખતા, ભલેને ડાબી તરફનો આદમી કેટલીયે ઊંચી કક્ષાનો હોય.

['બુખારી', 'મુસ્લિમ', 'ઝાદુલમઆદ']

આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની જયારે કોઈ જગાએ જમવાની દાવત હોય અને કોઈ શખ્સ વગર બોલાવ્યે સાથે થઈ જતો ત્યારે આપ તેને સાથે લઈ લેતા, પરંતુ જયારે દાવત આપનારના ઘરે પહોંચતા ત્યારે તેની પાસે (પેલા અણઆમંત્રીત શખ્સ માટે) ઈજાઝત મેળવ્યા બાદ પોતાની સાથે રાખતા.

['મદારિજુન્નુબુવ્વહ']

## ખાવા વિશે કેટલીક પવિત્ર સુન્નતો

હઝરત અસ્મા (રદિયલ્લાહુ અન્હા)થી રિવાયત છે કે,

જયારે હુઝૂર નબીએ અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની પાસે ગરમ ભોજન લાવવામાં આવતું તો આપ તેને ત્યાં સુધી ઢાંકીને રાખતા જયાં સુધી તેનો જોશ ખતમ ન થઈ જાય.

અને ફરમાવ્યું કે,

મેં હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી સાંભળ્યું છે કે,

'ઠંડું ખાવામાં મહાન બરકત છે.'

['દારમી', 'મદારિજુન્નુબુવ્વહ']

હઝરત અનસ (રદિયલ્લાહુ અન્હુ) ફરમાવે છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું છે કે,

'જયારે ખાવાનું સામે મૂકી દેવામાં આવે ત્યારે જોડાં કાઢી નાખો કારણકે જોડા કાઢી નાંખવાથી પગોને ઘણો આરામ મળે છે.'

['ઈબ્ને માજહ', 'મિશ્કાત']

હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ખાવા પછી પાણી પીતા ન હતા, કારણકે પાચનક્રિયા માટે નુકસાનકર્તા છે. જયાં સુધી ખાધેલું પચી જવા ન આવે ત્યાં સુધી પાણી પીવું ન જોઈએ.

['મદારિજુન્નુબુવ્વહ']

આપ રાતે પણ ખાવાનું ખાતા હતા, ભલેને ખજૂરની થોડી પેશીઓ જ કેમ ન હોય.

ફરમાવ્યા કરતા હતા કે,

'ઈશાનું ભોજન છોડી દેવું બુઢાપાને લાવે છે.'

['જામિઅ તિરમિઝી', 'સુનને ઈબ્ને માજહ', 'ઝાદુલમઆદ']

ખજૂર અથવા રોટીનો કોઈ ટુકડો કોઈ પાક જગાએ પડેલો હોય તો તેને સાફ કરીને ખાઈ લેતા.

['મુસ્લિમ']

ખાઈને તરત જ સૂઈ જવાની આપ મનાઈ ફરમાવતા હતા.
(એ દિલમાં બોજ પેદા કરે છે.)

['ઝાદુલમઆદ']

બપોરનું ભોજન કર્યા પછી થોડો સમય સૂઈ જવું પણ મસનૂન છે.

['ઝાદુલમઆદ']

જેટલું ખાવાનું મળે તેના પર સંતોષ માનવો અર્થાત જેવું અને જેટલું ખાવાનું મળી જાય તેના પર રાજી રહેવું અને તેને અલ્લાહ તઆલાનો ફઝલ સમજીને ખાવું જોઈએ.

['માલિક']

અને એ નિય્યત રાખવી કે અલ્લાહ તઆલાના હુકમના પાલન માટે તેની ઈબાદત માટે શક્તિ મેળવવા માટે ખાઉં છું.

['અત્તરગીબ વત્તરહીબ']

હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ઓછું ખાવા માટે પ્રોત્સાહન આપતા રહેતા હતા અને ફરમાવતા હતા કે,

'જઠરનો ત્રીજો ભાગ ખાવાના માટે, ત્રીજો ભાગ પાણીના માટે અને ત્રીજો ભાગ ખુદ જઠરના માટે છોડી દેવો જોઈએ.'

['ઝાદુલમઆદ']

ફળો અને શાક–ભાજીઓનો ઉપયોગ તેના નુકસાનથી બચાવનારી ચીઝોના સાથે કરતા હતા.

['ઝાદુલમઆદ']

કોઈ બીજાને ખાવાનું આપવું હોય કે તેના પાસેથી લેવું હોય ત્યારે જમણા હાથનો ઉપયોગ કરવો જોઈએ.

['ઈબ્ને માજહ']

(એકલા ખાવા કરતાં) કેટલાંક માણસોની જોડે ભેગાં ખાવું બરકતનું કારણ બને છે.

['અબૂ દાવૂદ']

ખાવામાં જેટલાં હાથ ભેગાં થશે તેટલી જ બરકત વધારે હશે.

['મિશ્કાત']

ખાતી વખતે જે ચીઝ દસ્તરખ્વાન કે પ્યાલામાંથી પડી જાય તેને ઉઠાવીને ખાઈ લેવું પણ સવાબ છે.

કેટલીક રિવાયતોમાં આવ્યું છે કે,

એમાં મોહતાજી, સફેદ દાગ અને કોઢથી હિફાજત છે. અને જે ખાય છે તેની ઔલાદ મુર્ખતાથી મહફૂઝ (સુરક્ષિત) રહે છે અને તેઓને આફિયત (સુખ–શાંતિ) આપવામાં આવે છે.

['મદારિજુન્નુબુવ્વહ']

હઝરત અબ્બાસ (રદિ.)થી રિવાયત કરવામાં આવે છે કે, ફરમાવ્યું કે,

જે કોઈ દસ્તરખ્વાન પર પડેલી ચીઝ ઉઠાવીને ખાય છે તેની ઔલાદ હસીન અને જમીલ (રૂપાળી અને સૌંદર્યવાન) પેદા થાય છે અને તેનાથી મોહતાજી દૂર કરવામાં આવે છે.

['મદારિજુન્નુબુવ્વહ']

હઝરત અલી (રદિયલ્લાહુ અન્હુ) ફરમાવે છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે કાચું લસણ ખાવાની

મનાઈ ફરમાવી છે, પરંતુ જ્યારે તેને પકાવી લેવામાં આવે તો તેને ખાવું દુરુસ્ત છે.

['તિરમિઝી', 'અબૂ દાવૂદ', 'મિશ્કાત']

ખાવાની મજલિસમાં જે શખ્સ બુઝુર્ગ અને મોટો હોય તેનાથી ખાવાનું પ્રથમ શરૂ કરાવવું જોઈએ.

['મુસ્લિમ']

ખાવાનું ખાતાં ખાતાં ખાવાની વસ્તુ કે લુકમો નીચે પડી જાય તો તેને ઉઠાવીને, સાફ કરીને ખાય લેવો જોઈએ. શયતાનના માટે ન છોડે.

['ઈબ્ને માજહ', 'મુસ્લિમ']

ખાતી વખતે કોઈ શખ્સ આવી જાય તો તેને ખાવા માટે પૂછી લેવું જોઈએ.

['ઈબ્ને માજહ']

દસ્તરખ્વાન પ્રથમ ઉઠાવી લેવામાં આવે તે પછી ખાનારાઓ ઊઠે.

['ઈબ્ને માજહ']

## નવા ફળનો ઉપયોગ

જ્યારે આપની ખિદમતમાં મોસમનું ફળ રજૂ થતું ત્યારે આપ તેને આંખો પર અને હોઠો પર મુકતા તથા આ શબ્દોમાં દુઆ ફરમાવતા,

**'અલ્લાહુમ્મ કમા અ-રય-તના અવ્વ-લહૂ અરિના આખિ-રહૂ.'**

**ભાવાર્થ :**

'હે અલ્લાહ ! જેવી રીતે આપે અમને આ ફળનો આરંભ દેખાડયો (એજ રીતે) એનો અંત પણ અમને દેખાડ !'

તે પછી આપની ખિદમતમાં જે સૌથી ઓછી ઉંમરનું બાળક હોય તેને (તે ફળ) આપતા.

['ઝાદુલમઆદ']

# પીણાંઓ વિશે પવિત્ર આદતો

હઝરત અનસ (રદિયલ્લાહુ અન્હુ) ફરમાવે છે કે,

હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પાણી પીવામાં ત્રણ વખત શ્વાસ લેતા હતા અને ફરમાવતા હતા કે,

'આ પ્રમાણે પીવું વધારે ખૂશગવાર (આહલાદક) તથા ખૂબ તૃપ્ત કરનારું છે. તેમજ શિફા મેળવવા માટે સારું છે.'

['શમાઈલે તિરમિઝી']

બીજી હદીસમાં સ્પષ્ટ રીતે ફરમાવેલું છે કે,

'જયારે તમારામાંથી કોઈ પાણી પીએ તો પ્યાલામાં શ્વાસ ન લે, બલકે પ્યાલામાંથી મોઢું હટાવી લે.'

['ઝાદુલમઆદ', 'શમાઈલે તિરમિઝી'

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને ઠંડુ અને મીઠું પાણી વધારે પસંદ હતું.

['ઝાદુલમઆદ']

ખાધા પછી પાણી પીવું હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સુન્નત નથી. ખાસ કરીને પાણી જો ગરમ હોય કે વધારે ઠંડુ હોય (ત્યારે), કારણકે બંને પરિસ્થિતિમાં ઘણું વધારે નુકસાનકર્તા હોય છે.

['ઝાદુલમઆદ']

- કસરત કરીને થાકયા પછી,
- ખોરાક કે ફળ ખાધા પછી,
- સંભોગ કે ગુસલ કર્યા પછી

પાણી પીવાને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સારું સમજતા ન હતા.

['ઝાદુલમઆદ']

હદીસોમાં છે કે,

હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું છે કે,

'પાણી ચૂસી ચૂસીને પીઓ, ગટગટ કરતા ન પીઓ.'

['મદારિજુન્નુબુવ્વહ']

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ જયારે કોઈ મજલિસમાં પીવાની ચીઝ વહેંચાવતા ત્યારે હુકમ આપતા કે, ઉંમરમાં મોટા લોકોથી દૌર શરૂ કરવામાં આવે !

આપની પવિત્ર આદત હતી કે, જો કોઈ મજલિસમાં પીવાની ચીઝનો દૌર ચાલુ હોય અને વારંવાર પ્યાલો આવતો હોય તો બીજો પ્યાલો આવવા પર તેને તેજ જગાથી શરૂ કરાવતા જયાં પહેલો દૌર પૂરો થયો હતો.

જયારે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પોતાના અહબાબ (મિત્રો)ને કોઈ ચીઝ પીવાડતા ત્યારે પોતે સૌથી છેલ્લે પીતા હતા અને ફરમાવતા કે,

'સાકી (પીવાડનાર) સૌથી છેલ્લે પીએ છે.'

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની મુબારક આદત બેસીને પાણી પીવાની હતી.

સહીહ રિવાયતોમાં નકલ થયેલું છે કે,

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઊભા રહીને પીવાની મનાઈ ફરમાવી છે, વળી એક હાથથી પણ પીવાની મનાઈ ફરમાવી છે.

['ઝાદુલમઆદ']

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિયલ્લાહુ અન્હુ) ફરમાવે છે કે,

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈર્શાદ ફરમાવ્યો કે,

'જયારે કોઈ શખ્સને હક તઆલા શાનુહૂ કોઈ ચીઝ ખવડાવે તો આ દુઆ પઢવી જોઈએ.'

**'અલ્લાહુમ્મ બારિક લના ફીહિ વ અત્ઈમ્ના ખયરમ મિન્હૂ'**

**ભાવાર્થ :**

હે અલ્લાહ ! તું અમને એમાં બરકત આપ અને અમને એના કરતા બેહતર નસીબ ફરમાવ.

અને જયારે (હક તઆલા શાનુહૂ) દૂધ અતા ફરમાવે ત્યારે આ દુઆ પઢવી જોઈએ.

**'અલ્લાહુમ્મ બારિક લના ફીહિ વ ઝિદના મિન્હૂ'**

**ભાવાર્થ :**

હે અલ્લાહ ! તું અમને એમાં બરકત આપ અને અમને એના કરતા સારી ચીઝ નસીબ ફરમાવ.

**['શમાઈલે તિરમિઝી']**

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ નિઃશંક, મીઠું અને ઠંડું પાણી પસંદ ફરમાવતા હતા. આપના માટે દૂરથી એવું પાણી લાવવામાં આવતું હતું.

**['ખસાઈલે નબવી (સલ.)', 'મદારિજુન્નુબુવ્વહ']**

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ દૂધને પસંદ ફરમાવતા હતા.

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'દૂધ સિવાય બીજી કોઈ એવી ચીઝ નથી કે જે ખાવા અને પીવા બંનેમાં કામ આવે.'

ખાધા પછી દુઆ ફરમાવતા :–

**'અલ્લાહુમ્મ ઝિદના ખયરમ મિન્હૂ'**

**ભાવાર્થ :**

હે અલ્લાહ ! તું અમને એમાં વધારો આપ અને અમને એના કરતા સારી ચીઝ આપ.

**['શમાઈલે તિરમિઝી']**

આપ કયારેક શુધ્ધ દૂધ પીતાં હતા અને કયારેક ઠંડા પાણી સાથે મેળવીને પીતાં હતા. અર્થાત લસ્સી.

['મદારિજુન્નુબુવ્વહ']

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે,

'હું હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખિદમતમાં આબે ઝમઝમનું (પાણી ભરેલી) ડોલ લાવ્યો તો હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ તે (પાણી)ને ઊભા થઈને પીધું.'

(તે વખતે ત્યાં બેસવાનો મોકો ન હતો.)

['શમાઈલે તિરમિઝી']

કેટલાકનું કહેવું છે કે ઊભા થઈને પાણી પીવું એ વુઝૂના પાણી અને ઝમઝમના પાણી માટે ખાસ છે.

['મદારિજુન્નુબુવ્વહ']

## લિબાસ અને શણગાર

હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની આદતે કરીમહ લિબાસ શરીફમાં મર્યાદાવાળી અને દંભ વગરની હતી. મતલબ એ છે કે જે કંઈ મળતું તે પહેરી લેતા. પસંદગીમાં કોઈ સંકુચિતતા રાખતા ન હતા અને કોઈ ખાસ પ્રકારનો આગ્રહ રાખતા ન હતા અને કોઈ સંજોગમાં ઉમદા–ઉત્તમની ખ્વાહિશ ધરાવતા ન હતા કે ન અદના અને તુચ્છનો તકલ્લુફ ફરમાવતા હતા. જે કંઈ હાજર અને પ્રાપ્ય હોય તે પહેરી લેતા. જે લિબાસ જરૂરતને પૂરી કરે તેના પરજ સંતોષ માનતા.

મોટા ભાગે આપનો લિબાસ ચાદર અને ઈઝાર (અર્થાત તેહબંદ–લુંગી) હતો. તે સખ્ત અને જાડા કાપડનો હતો. કયારેક ઊન (નો) લિબાસ પણ પહેર્યો છે.

રિવાયત છે કે, આપની પવિત્ર ચાદરમાં અનેક થીંગડાંઓ લાગેલા

હતા અને તેને આપ ઓઢયાં કરતા હતા.

આપ ફરમાવતા કે,

'હું બંદો જ છું અને બંદાઓના જ જેવો લિબાસ પહેરું છું.'

['બુખારી', 'મુસ્લિમ']

હઝરત ઈબ્ને ઉમર (રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું,

'અલ્લાહ તઆલાની નઝદીક મોમિનની તમામ ખૂબીઓમાં લિબાસને સુઘડ રાખવું અને ઓછાં પર રાજી થવું પસંદ છે.'

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ મેલા અને ગંદાં વસ્ત્રોને મકરૂહ અને નાપસંદ કરતા હતા.

['મદારિજુન્નુબુવ્વહ']

હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પોતાની તહબંદ (લુંગી)ને આગળની તરફ લટકાવતા હતા અને પાછળ ઊંચી રાખતા હતા.

['મદારિજુન્નુબુવ્વહ']

જ્યારે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તકબ્બુર અને ગુરૂરની બૂરાઈઓ વર્ણવતા ત્યારે સહાબા (રદિ.) અરજ કરતા કે,

'યા રસૂલલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ! માણસ પસંદ કરે છે કે તેના વસ્ત્રો સુંદર હોય અને તેના જોડા ઉમદા હોય.'

'એના અનુસંધાનમાં હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

**'ઈન્નલ્લા-હ જમીલુન યુહિબ્બુલ જમાલ'**

**ભાવાર્થ :**

બેશક, અલ્લાહ તઆલા સુંદર છે અને સુંદરતાને પસંદ કરે છે.

એક બીજી હદીસ શરીફમાં છે કે,

'ઈન્નલ્લા–હ લતીફુન યુહિબ્બુલ લતાફત'

**ભાવાર્થ :**

બેશક, અલ્લાહ તઆલા લતીફ❶ છે અને લતાફતને પસંદ કરે છે.

જયારે પ્રતિનીધિ મંડળો આવતા ત્યારે ખુદ હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પણ શણગાર કરતા હતા અને જુમ્આ તેમજ બંને ઈદોના માટે પણ શણગાર કરતા તથા ખાસ અલગ લિબાસ સાચવી રાખતા હતા.

['મદારિજુન્નુબુવ્વહ']

હઝરત ઉમ્મે સલ્મહ (રદિ.)થી નકલ થયેલું છે કે, હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો મેહબૂબતરીન (પ્રિયતમ) લિબાસ કમીસ (કુર્તા) હતો. જો કે તહબંદ (લુંગી) અને ચાદર શરીફ પણ ઘણી વખતે પહેરતા હતા, પરંતુ કમીસ (કુર્તા) પહેરવું વધારે ગમતું હતું.

['શમાઈલે તિરમિઝી']

હઝરત અનસ (રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે,

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું પવિત્ર પહેરણ (વસ્ત્ર) સુતરાઉ, તંગ દામન અને બાંયવાળું હતું. આપના પવિત્ર કમીસ (કુર્તા)માં બટન લાગેલા હતા અને પવિત્ર કમીસ (કુર્તા)માં મુબારક સીનાના મુકામ પર ગરીબાન❷ હતું અને એજ કમીસ (કુર્તા)ની સુન્નત છે.

['મદારિજુન્નુબુવ્વહ']

એક સહાબી (રદિયલ્લાહુ અન્હુ) ફરમાવે છે કે,

'હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે મને એવી હાલતમાં જોયો કે, મારા શરીર પર કમ કિંમતના કપડાં હતા.'

આપે ફરમાવ્યું કે,

'શું તારી પાસે વિવિધ પ્રકારનો માલ છે ?'

---

❶ **લતીફ** : લલિત, મનોહર, સુંદર, ગમે એવું.

❷ **ગરીબાન** : બટન માટેનો કાપ.

મેં અરજ કરી કે,

'હાં, અલ્લાહ તઆલાએ મને દરેક પ્રકારના માલ અને દૌલતથી નવાઝેલો છે.'

આપે ફરમાવ્યું કે,

'અલ્લાહની નેઅમત અને તેની બક્ષિશ તમારા જિસ્મથી જાહેર થવી જોઈએ.'

મતલબ એ છે કે, તવંગરીની હાલતના પ્રમાણે કપડાં પહેરો અને અલ્લાહની નેઅમતનો શુક્ર અદા કરો.

એક ગુંચળીયાળા વાળવાળા પરેશાન હાલથી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'શું આ શખ્સ કોઈ એવી વસ્તુ મેળવી શકતો નથી કે જેના વડે પોતાના માથાને તસ્કીન (રાહત) આપી શકે ?!'

(અર્થાત કાંસકા વડે વાળોને ઓળે).

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે એક એવા શખ્સને જોયો જેના શરીર પર મેલા અને ગંદા કપડાં હતા.

આપે ફરમાવ્યું કે,

'શું આ શખ્સને કોઈ એવી વસ્તુ મળતી નથી જેના વડે પોતાના કપડાને ધૂએ !' (અર્થાત સાબૂ વગેરે.)

['મદારિજુન્નુબુવ્વહ']

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સફેદ લિબાસ પહેરવાનું પસંદ ફરમાવતા હતા.

આપ ફરમાવતા કે,

'સૌથી સુંદર લિબાસ સફેદ કાપડનો છે. તમારામાંથી જીવંત લોકોએ પણ પહેરવો જોઈએ અને મુર્દાઓને પણ સફેદ કફન આપવું જોઈએ.'

['મદારિજુન્નુબુવ્વહ', 'શમાઈલે તિરમિઝી']

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ કાલી કમલી ઓઢતા હતા.

હઝરત આયશા (રદિયલ્લાહુ અન્હા) ફરમાવે છે કે,

'હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ એક વેળા સવારે બહાર તશરીફ લઈ ગયા ત્યારે આપના બદન પર એક કાળા વાળો (ઊન)ની ચાદર હતી.'

['શમાઈલે તિરમિઝી']

જયારે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ મકકાના વિજયના દિવસે દાખલ થયા ત્યારે આપના મુબારક માથાં પર કાળો અમ્મામહ હતો.

['મદારિજુન્નુબુવ્વહ']

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઊની કપડાં પણ પહેર્યા છે. હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અકસર ચાદર લપેટતા હતા.

['મદારિજુન્નુબુવ્વહ']

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તમામ લોકોમાં તય્યિબ અને અલ્તફ હતા, એટલા માટે એની નિશાનીઓ આપના બદને મુબારકથી પણ જાહેર થતી હતી.

- આપના પવિત્ર શરીરને સ્પર્શવાના કારણે,
- આપના કપડાં મેલાં થતાં ન હતા.
- આપના પવિત્ર લિબાસમાં જૂ પડતી ન હતી.
- આપના કપડાં પર કે પવિત્ર શરીર પર માંખી બેસતી ન હતી.

['મદારિજુન્નુબુવ્વહ']

સહીહ હદીસથી સાબિત છે કે,

હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ચામડાંના મોજા પહેર્યા છે અને તેના ઉપર મસહ ફરમાવ્યો છે.

['મદારિજુન્નુબુવ્વહ']

લિબાસમાં સૌથી બેહતરીન તરીકો નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો છે જે મસનૂન છે જેનો આપે હુકમ આપ્યો છે કે તરગીબ (પ્રોત્સાહન) આપી છે અને પોતે તેના પર સતત અમલ ફરમાવ્યો છે.

આપના (સુન્નત) લિબાસનો તરીકો છે કે,

લિબાસ કપાસનો (સુતરાઉ), ઊનનો, કે કંતાન (શણ)નો કોઈ પણ પ્રકારનો બનેલો હોય જે પણ લિબાસ મળે તે પહેરી લેવામાં આવે.

આપે યમની ચાદર, જુબ્બહ, કબા❶, કમીસ, પાજામહ, તહબંદ (લુંગી), ચાદર (સાદી), મોજાં, પગરખાં દરેક ચીઝ વાપરી છે.

આપે કાળી છાંટવાળા (ધારીદાર) કપડાં અને સંપૂર્ણ કાળા કપડાં પણ પહેર્યા છે, અને સાદા કપડાં પણ પહેર્યા છે. કાળો લિબાસ અને લીલા રંગનો રેશમની બાયવાળો લબાદહ❷ પણ પહેર્યો છે.

['ઝાદુલમઆદ']

## પાજામહ

આપે એક પાજામહ પણ ખરીદયો છે અને જાહેર છે કે, પહેરવા માટે જ ખરીદ્યો હશે. વળી, અસ્હાબે કિરામ આપની ઈજાઝતથી પહેરતા પણ હતા.

['ઝાદુલમઆદ']

સહીહ રિવાયતોમાં છે કે,

હઝરત આયશા (રદિ.)એ એક જૂની કમ્બલ અને જાડા સૂતરની એક ચાદર કાઢી અને ફરમાવ્યું કે, નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે આ બંને કપડામાં ઈન્તિકાલ ફરમાવ્યો.

['ઝાદુલમઆદ']

---

❶ કબા : એક વિશેષ પ્રકારનો લાંબો ઝભ્ભો.

❷ લબાદહ : શિયાળામાં પહેરવાનો રૂઈદાર સુત્રા કે અંગરખો

# કમીસે[1] મુબારક

મુલ્લા અલી કારી (રહ.)એ દમ્યાતીથી નકલ કર્યું છે કે,

'હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો કુર્તા (કમીસ) કપાસમાંથી બનેલો (સુતરાઉ) હતો જે વધારે લાંબો પણ ન હતો અને તેની આસ્તીન (બાંય) પણ વધારે લાંબી ન હતી'.

બીજોરી (રહમતુલ્લાહિ અલયહ)એ લખ્યું છે કે,

'આપની પાસે માત્ર એક જ કુર્તો હતો.'

હઝરત આયશા (રદિયલ્લાહુ અન્હા)થી રિવાયત છે કે,

'આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો નિયમ સવારના ખાવામાંથી રાતના માટે બચાવી રાખવાનો ન હતો અને ન રાતના ખાવામાંથી સવારના માટે બચાવવાનો હતો.'

વળી કુર્તા, ચાદર કે લુંગી વગેરે કોઈ કપડાં તથા જોડાં (પગરખાં) બે નંગ ન હતા.

મનાવીએ હઝરત અબ્બાસ (રદિ.)થી નકલ કર્યું છે કે,

'આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો કુર્તા વધારે લાંબો હોતો ન હતો. ન તેની આસ્તીન (બાંય) લાંબી હોતી હતી.'

બીજી હદીસમાં હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી નકલ થયેલું છે કે,

'આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો કુર્તા (પગની) ઘૂંટીના કરતાં ઊંચો રહેતો હતો.'

(અલ્લામા શામીએ લખ્યું છે કે, અર્ધ પિંડલી સુધી હોવું જોઈએ.)

**['શમાઈલે તિરમિઝી', 'ખસાઈલે નબવી']**

હઝરત અસ્મા (રદિયલ્લાહુ અન્હા) ફરમાવે છે કે,

'હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના કુર્તાની બાંય

---

[1] **કમીસ :** કમીસનું ગુજરાતી અપભ્રંશ રૂપ 'ખમીસ' છે.

પહોંચા સુધી હોતી હતી.'

['શમાઈલે તિરમિઝી']

હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ કમીસ (કુર્તા)ની બાંય ન એટલી તંગ રાખતા હતા, નં એટલી પહોળી, બલકે મધ્યમ સરની રાખતા, વળી બાંય હાથની ઘૂંટી (કાંડા) સુધી રાખતા અને ચૂગહ (અંગરખો) વગેરે નીચે સુધી પરંતુ આંગળીઓ કરતાં વધારે લાંબો રહેતો ન હતો.

આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો સફરનો કુર્તા (કમીસ) વતનના કુર્તા કરતા દામન અને આસ્તીન (બાંય)માં થોડોક નાનો રહેતો હતો.

['ઝાદુલમઆદ']

આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના કમીસ (કુર્તા)નું ગરીબાન સીના પર રહેતું હતું.

ક્યારેક આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પોતાના કુર્તાનું ગરીબાન ખોલી દેતા હતા અને પવિત્ર સીનો સાફ નજર આવતો. અને એજ હાલતમાં નમાઝ પઢી લેતા.

['શમાઈલે તિરમિઝી']

જ્યારે આપ કમીસ પહેરતાં ત્યારે પ્રથમ જમણો હાથ જમણી બાંયમાં નાંખતા અને તે પછી ડાબો હાથ ડાબી બાંયમાં નાંખતા.

['ઝાદુલમઆદ']

અયાસ ઈબ્ને જઅફર અન્નખઈથી રિવાયત છે કે,

'રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો એક રૂમાલ હતો. જ્યારે આપ વુઝૂ કરતા ત્યારે તેનાથી જ લૂંછી લેતા.'

['ઈબ્ને સઅદ']

અમામહ❶ બાંધવું સુન્નત-મુસ્તહબ છે. નબીએ કરીમ સલ્લલ્લાહુ

---

❶ અમામહ : પાઘડી, સાફો.

અલયહિ વ સલ્લમથી અમામહ બાંધવાનો હુકમ પણ નકલ કરવામાં આવ્યો છે.

ઈર્શાદ છે કે,

'અમામહ બાંધ્યા કરો, એનાથી હિલ્મમાં❶ વધી જશો.'

['ફત્હુલ બારી']

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)થી કોઈએ પૂછ્યું,

'શું અમામહ બાંધવો સુન્નત છે?'

તેમણે ફરમાવ્યું કે,

'હાં, સુન્નત છે.' ['અયની']

મુસ્લિમ શરીફ અને નસાઈ શરીફમાં છે કે,

અમ્ર ઈબ્ને હરસ (રદિયલ્લાહુ અન્હુ) કહે છે કે,

'તે દૃશ્ય જાણે અત્યારે પણ મારી સામે છે કે,

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ મિમ્બર પર ખુત્બો પઢી રહ્યા છે, કાળો અમામહ આપના મુબારક માથા પર છે અને તેનો છેડો બંને ખભાઓની વચ્ચે છે.'

['ખસાઈલે નબવી']

આપ જયારે અમામહ બાંધતા હતા ત્યારે છેડો બંને ખભાની વચ્ચે છોડતા હતા અને કયારેક છેડા વગર અમામહ બાંધતા હતા.

['નશ્રુત્તીબ', 'શમાઈલે તિરમિઝી']

આપ અમામહનો છેડો એક બાલિશ્તની❷ નજીક છોડતા હતા. છેડાની લંબાઈ એક હાથ કરતા વધારે પણ સાબિત છે. અમામહ લગભગ સાત ગજ❸ રહેતો હતો. ['ખસાઈલે નબવી']

સાફાની નીચે ટોપી રાખવી (પહેરવી) સુન્નત છે.

---

❶ **હિલ્મ** : સહનશીલતા, નરમદિલ, સહિષ્ણુતા

❷ **બાલિશ્ત** : ૧૨ આંગળાનું માપ, ૨૩ સે.મી. (લગભગ)

❸ **એક ગજ** : ગુજરાતીમાં બે ફૂટનું માપ, પરંતુ ઉર્દૂમાં ૩ ફૂટ (વાર)નું માપ ગણાય છે.

# ટોપી

આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સફેદ ટોપી ઓઢતા (પહેરતા) હતા.

વતનમાં આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સફેદ કાપડની (માથા સાથે) વળગેલી ટોપી ઓઢતા (પહેરતા) હતા.

['અસ્સિરાજુલ મુનીર']

# લુંગી અને પાયજામો

હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની પવિત્ર આદત લુંગી બાંધવાની હતી. પાયજામો પહેરવા વિશે મતભેદ છે.

કેટલીક હદીસોથી એનું પહેરવું સાબિત છે અને પોતાના અસહાબને પહેરતા જોયા છે.

એક હદીસમાં છે કે,

આપથી પૂછવામાં આવ્યું કે,

'આપ પાયજામો પહેરો છો ?'

આપે ફરમાવ્યું કે,

'પહેરું છું. મને બદનને ઢાંકવાનો હુકમ છે. એના કરતા વધારે પડદો બીજી ચીઝોમાં નથી.'

['ખસાઈલે નબવી', 'ઝાદુલમઆદ']

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની તહબંદ-લુંગી ચાર હાથ❶

---

❶ હાથ : કોણીથી વચલી આંગળીના છેડા સુધીની લંબાઈનું માપ (લગભગ) અર્ધો વાર, દોઢ ફૂટ કે છેતાલીસ (૪૬) સે.મી.

અને એક બાલિશ્ત (૨૩ સે.મિ.) લાંબી હતી તથા ત્રણ હાથ અને એક બાલિશ્ત પહોળી હતી.

['શમાઈલે તિરમિઝી']

કેટલીક હદીસોમાં છે કે,

- ચાદર ચાર હાથ લાંબી અને અઢી હાથ પહોળી હતી.
- લુંગી ચાર હાથ અને એક બાલિશ્ત લાંબી તથા દોઢ હાથ પહોળી હતી.
- લુંગી હંમેશાં અરધી પિંડલી કરતાં ઊંચી રાખતા હતા.
- લુંગીનો આગળનો હિસ્સો પાછળના હિસ્સા કરતા થોડો નીચો રહેતો હતો.

['ખસાઈલે નબવી']

હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'મુસલમાનની લુંગી અરધી પિંડલી સુધી હોવી જોઈએ. એના નીચે તખ્ના (ઘૂંટી) સુધી હોય તો પણ કંઈ વાંધો નથી, પરંતુ ઘૂંટીના કરતા નીચે જેટલા હિસ્સા પર લુંગી લટકશે તે આગમાં સળગશે. અને જે શખ્સ ઘમંડથી કપડાંને લટકાવશે, કિયામતમાં હક તઆલા શાનુહૂ તેની તરફ નજર નહિ કરશે.'

['અબૂ દાઉદ', 'ઈબ્ને માજહ', 'ઝાદુલમઆદ']

હઝરત અનસ (રદિયલ્લાહુ અન્હુ) ફરમાવે છે કે,

'હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને કપડાંમાં યમની મુનકકશ–નકશીદાર ચાદર વધારે ગમતી હતી.'

['શમાઈલે તિરમિઝી']

કયારેક આપ ચાદરને એવી રીતે ઓઢતા હતા કે, ચાદરને જમણી બગલમાંથી કાંઢીને ડાબા ખભા ઉપર નાંખતા હતા.

હઝરત અબૂ સઈદ ખુદરી (રદિયલ્લાહુ અન્હુ) ફરમાવે છે કે,

'આં, હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ જયારે નવો લિબાસ પહેરતા તો જુમ્આના દિવસે પહેરતા.'

સફેદ લિબાસ તો હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને ગમતો હતો જ, પરંતુ રંગીન લિબાસમાં લીલા રંગનો લિબાસ આપને ઘણો વધારે પસંદ હતો.

['ઝાદુલ્મઆદ']

શુધ્ધ ઘેરો લાલ રંગ આપને ઘણો જ નાપસંદ હતો.

જયારે આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ નવો લિબાસ પહેરતા ત્યારે કપડાંનું નામ લઈને અલ્લાહ તઆલાનો શુક્ર આ શબ્દોમાં અદા ફરમાવતા હતા.

**'અલ્લાહુમ્મ લકલહમ્દુ કમા કસવ તનીહિ અસ્અલુ-ક ખયરહૂ વ ખય-ર મા સુનિ-અ લહૂ વ અઊઝૂબિ-ક મિન શર્રિહી વ શર્રિ મા સુનિ-અ લહૂ.'**

**ભાવાર્થ :**

હે અલ્લાહ ! તારા જ માટે તમામ વખાણો છે. જેવી રીતે તેં આ કપડું મને પહેરાવ્યું છે તેજ રીતે તારાથી એની ભલાઈ અને તે ચીઝની ભલાઈ માંગું છું, જેના માટે એ બનાવવામાં આવ્યું છે. વળી, હું એની બુરાઈ અને તે ચીઝની બુરાઈથી પનાહ ચાહું છું જેના માટે એ બનાવવામાં આવ્યું છે.

વળી આ દુઆ (પણ) ફરમાવતા હતા :–

**'અલ્હમ્દુલિલ્લાહિલ્લઝી કસાની મા ઉવારી બિહી અવરતી**
**વ–અ–ત–જમ્મલુ બિહી ફી હયાતી.'**

**ભાવાર્થ :**

તમામ વખાણો અલ્લાહના જ માટે છે જેણે મને કપડું પહેરાવ્યું કે જેના વડે હું મારી શરમની ચીઝ (ગુપ્ત ભાગ) છુપાવું છું અને પોતાની જિંદગીમાં એના મારફતે ખૂબસૂરતી પ્રાપ્ત કરું છું.

['ઝાદુલ્મઆદ']

જે કપડું જૂનું થઈ જતું તેને ખયરાત કરી દેતા હતા.

['ઝાદુલ્મઆદ']

આપ ઘણી વખત સૂતરાઉ લિબાસ પહેરતા હતા. કોઈ કોઈ વખત ઊન અને કંતાન (શણ)નો લિબાસ પણ પહેર્યો છે.

['ઝાદુલમઆદ']

આપ ચાદર ઓઢવામાં ઘણી કાળજી રાખતા હતા કે બદન જાહેર ન થાય. કદાચ સૂવાની હાલતમાં આ નિયમ હતો.

અબૂ રમ્શહ (રદિયલ્લાહુ અન્હુ) કહે છે કે,

'મેં હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને લીલા રંગની બે ચાદરો ઓઢેલા જોયા છે.'

['શમાઈલે તિરમિઝી']

## પવિત્ર પગરખાં

આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ચંપલ જેવા યા ખડાઊ જેવા દેખાતા પગરખાં પહેર્યા કરતા હતા.

આપે કાળા ચામડાંના મોજાં પણ પહેર્યા છે અને વુઝૂમાં તેના પર મસહ ફરમાવ્યો છે.

આપના પવિત્ર પગરખાંમાં આંગળીઓમાં પહેરવાની બબ્બે પટ્ટીઓ હતી.

(એક અંગૂઠા અને તેની પાસેની આંગળીની વચ્ચે તેમજ એક વચલી આંગળી અને તેની પાસેની આંગળીની વચ્ચે) વળી પંજાના પાછળ પણ એક બેવડો પટો હતો.

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના પવિત્ર પગરખાં એક બાલિશ્ત અને બે આંગળ લાંબા હતા. તથા સાત આંગળ પહોળા હતા અને બંને પટીઓની વચ્ચે નીચેથી બે આંગળનું અંતર હતું.

બાલોને સાફ કરેલાં ચામડાંનાં પગરખાં પહેરતા હતા અને વુઝૂ કરીને તેમાં પગ પણ મૂકી દેતા હતા.

હઝરત ઈબ્ને ઉમર (રદિ.)એ એક રિવાયત કરી છે કે,
'આપ પગરખાંમાં નમાઝ પણ પઢી લેતા હતા.'

કારણકે તે પાક રહેતા હતા અને એવી બનાવટના રહેતા હતા કે જેમાંથી આંગળીઓ જમીન સાથે લાગી જતી હતી.

આપે બાલ વગરના ચામડાંના પગરખાં પણ પહેર્યા છે.

['મિશ્કાત શરીફ']

હઝરત અબૂ હુરયરહ (રદિયલ્લાહુ અન્હુ) ફરમાવે છે કે,

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈર્શાદ ફરમાવ્યો કે,
'જયારે તમારામાંથી કોઈ શખ્સ પગરખાં પહેરે ત્યારે જમણી તરફથી શરૂઆત કરવી જોઈએ અને જયારે કાઢે ત્યારે ડાબા પગમાંથી પ્રથમ કાઢે. જમણો પગ પગરખાં પહેરવામાં અગ્ર હોવો જોઈએ અને કાઢવામાં પાછળ.'

['શમાઈલે તિરમિઝી']

પગરખાં કયારેક ઊભા થઈને પહેરતા હતા અને કયારેક બેસીને પહેરતા હતા.

આપ પોતાના પગરખાં ઉઠાવતા તો ડાબા હાથના અંગૂઠાની પાસેની આંગળીથી ઉઠાવતા હતા.

['શમાઈલે તિરમિઝી']

## ખૂશ્બૂ

આપ ખૂશ્બૂની ચીઝને અને ખૂશ્બૂને ઘણી પસંદ ફરમાવતા હતા અને એનો ખૂબ વધારે ઉપયોગ ફરમાવતા હતા તથા બીજાઓને પણ એનું પ્રોત્સાહન આપતા હતા.

['નશ્રુત્તીબ']

આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ રાત્રીના આખરી ભાગમાં પણ ખૂશ્બૂ લગાવ્યા કરતા હતા.

સૂઈને જાગતા ત્યારે હાજતથી પરવારીને પછી વુઝૂ કરતા અને તે પછી લિબાસ પર ખૂશ્બૂ લગાવતા.

આપની પવિત્ર ખિદમતમાં જો ખૂશ્બૂ ભેટ સ્વરૂપે પેશ કરવામાં આવતી તો આપ તેને જરૂર કબૂલ ફરમાવતા. ખૂશ્બૂની ચીઝને વાપસ કરવાને નાપસંદ ફરમાવતા હતા.

['શમાઈલે તિરમિઝી']

રયહાન❶ની ખૂશ્બૂને ઘણી પસંદ ફરમાવતા હતા અને તેને રદ કરવાની મનાઈ ફરમાવતા હતા.

['શમાઈલે તિરમિઝી']

મેંદીના ફૂલને હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ખૂબ પસંદ કરતા હતા.

આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ મુશ્ક❷ અને ઊદ❸ની ખૂશ્બૂને તમામ ખૂશ્બૂઓના કરતા વધારે પસંદ કરતા હતા.

['ઝાદુલમઆદ']

આપ ખૂશ્બૂ પવિત્ર માથામાં પણ લગાવ્યા કરતા હતા.

હઝરત ઈબ્ને ઉમર (રદિયલ્લાહુ અન્હુ) કહે છે કે,

હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'ત્રણ વસ્તુઓ પાછી ફેરવવી ન જોઈએ. તકિયહ, ખૂશ્બૂ અને દૂધ.'

હઝરત અબૂ હુરયરહ (રદિ.) કહે છે કે,

---

❶ રયહાન : એક ખૂશ્બૂદાર ઘાસ.

❷ મુશ્ક : કસ્તુરી

❸ ઊદ : એક સુંગધિત લાકડું.

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'મર્દોની ખૂશ્બૂ તે છે જે ફેલાતી હોય અને રંગ મેહસૂસ થતો ન હોય, જેમ કે : ગુલાબ અને કેવડો.

અને ઝનાના (સ્ત્રીઓની) ખૂશ્બૂ તે છે જેનો રંગ ગાલિબ (પ્રબળ) હોય અને ખૂશ્બૂ મગ્લૂબ (નિર્બળ) હોય, જેમ કે : હિના (મેંદી) અને ઝઅફરાન (કેસર).'

['શમાઈલે તિરમિઝી']

હઝરત અનસ (રદિયલ્લાહુ અન્હુ) ફરમાવે છે કે,

'હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની પાસે સિકકહ (અત્તર દાની કે અત્તરનો અર્ક) હતો તેમાંથી ખૂશ્બૂનો ઉપયોગ કરતા હતા.'

['શમાઈલે તિરમિઝી']

## સુરમો

ઈબ્ને અબ્બાસ (રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે,

'રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની એક સુરમાદાની હતી જેમાંથી આપ સૂતી વખતે દરેક આંખમાં ત્રણ વખત સુરમો લગાવતા હતા.'

['ઈબ્ને સઅદ', 'શમાઈલે તિરમિઝી']

ઈમરાન ઈબ્ને અબી અનસ (રદિ.)થી રિવાયત છે કે,

'રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પોતાની જમણી આંખમાં ત્રણ વખત સુરમો લગાવતા હતા અને ડાબી આંખમાં બે વખત.'

['ઈબ્ને સઅદ']

ઈબ્ને અબ્બાસ (રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'તમારે અસ્મદ[1]નો ઉપયોગ કરવો જોઈએ, કારણકે તે નઝરને તેઝ કરે છે, બાલ ઉગાડે છે અને આંખ રોશન કરનારી ચીઝોમાં બેહતરીન સર્વોત્તમ છે.'

['શમાઈલે તિરમિઝી', 'ઈબ્ને સઅદ']

## માથાંનાં પવિત્ર વાળ

હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના મુબારક માથાનાં વાળોની લંબાઈ :–

- એક રિવાયત પ્રમાણે કાનોના દરમ્યાન સુધી હતી.
- બીજી રિવાયત પ્રમાણે કાનો સુધી હતી અને
- ત્રીજી રિવાયત પ્રમાણે કાનોની લવ (બૂટ) સુધી હતી.
- ઉપરાંત ખભા સુધી યા ખભાની નજીક સુધીની રિવાયતો પણ છે.

['શમાઈલે તિરમિઝી']

આ બધી રિવાયતોમાં પરસ્પર વિરોધાભાસ હોવાનું કારણ એ છે કે, આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ક્યારેક તેલ લગાવતા યા કંગી કરતા (વાળ ઓળતા) ત્યારે બાલ લાંબા થઈ જતા નહિતર એનાથી વિરુધ્ધ રહેતા. યા વાળ કપાવવાથી પહેલાંના વાળ અને પછીનાં વાળ લાંબા–ટૂંકા થતા રહેતાં હતા.

'મવાહિબે લદુન્નિય્યહ' માં અને એના મુવાફિક 'મજમઉલ બહાર'માં એ લખ્યું છે કે,

'જ્યારે બાલોને કપાવવામાં લાંબો સમયગાળો થઈ જતો ત્યારે બાલ લાંબા થઈ જતા અને જ્યારે કપાવતા ત્યારે નાના થઈ જતા હતા.'

---

[1] અસ્મદ : એક ખાસ પ્રકારનો સુરમો.

A
14

આ ઈબારતથી એ પણ જાણવા મળ્યું કે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ બાલોને કપાવતા હતા, મૂંડાવતા ન હતા, પરંતુ હલક (મૂંડાવવા) વિશે ખુદ ફરમાવે છે કે, આપ હજ અને ઉમરહના બે પ્રસંગો સિવાય બાલ મૂંડાવતા ન હતા. વલ્લાહુ અઅલમ (અલ્લાહ જાણકાર છે.)

['મદારિજુન્નુબુવ્વહ']

હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ બાલોને કાંસકી વડે ઘણી વખત ઓળતા રહેતા હતા. આપ જો કોઈના ગૂંચવાયેલા અને વેરવિખેર બાલ જોતાં તો કરાહત (અણગમા)થી ફરમાવતા કે,

'તમારામાંથી કોઈને તે દેખાયો છે ?'

આ ઈશારો શેતાનની તરફ છે.

એ જ પ્રમાણે આપ ગણી વધારે ટીપ ટાપ અને શણગાર કરનારાઓ, લાંબા વાળ વાળાઓથી પણ કરાહત (અણગમો) ફરમાવતા. સમતોલન અને મધ્યમમાર્ગી આચરણ આપને ઘણું પસંદ હતું.

['મદારિજુન્નુબુવ્વહ']

## વાળ ઓળવું અને તેલ લગાડવું

આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સૂતી વખતે મિસ્વાક કરતા, વુઝૂ કરતા અને માથાંના વાળો તેમજ મુબારક દાઢીમાં કંગી કરતા (ઓળતા) હતા.

આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સફરમાં હોય કે સ્થાયી હોય, હંમેશાં સૂતી વખતે આપના શિરાણે સાત ચીઝો મૂકેલી રહેતી :– તેલની શીશી, કાંસકો, સુરમાદાની, કાતર, મિસ્વાક, આયનો અને લાંકડાંની એક સળી જે માથું ખંજવાળવામાં કામ આવતી.

['ઝાદુલમઆદ']

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પ્રથમ દાઢી મુબારકમાં અને શિર મુબારકમાં તેલ લગાવતા અને પછી ઓળતા.

ઈબ્ને જરીહ (રદિયલ્લાહુ અન્હુ)ની રિવાયત છે કે,

'રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો હાથીદાંતનો કાંસકો હતો જેના વડે આપ વાળ ઓળતા હતા.'

['ઈબ્ને સઅદ']

ખાલિદ ઈબ્ને મઅદાન (રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે,

'રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સફરમાં (આ) વસ્તુઓ લઈ જતા હતા :–

આયનો, તેલ, મિસ્વાક અને સુરમો.'

['ઈબ્ને સઅદ']

અનસ ઈબ્ને માલિક (રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે,

'રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અધિકતર, માથાંમાં તેલ નાંખતા અને દાઢી પાણીથી સાફ કરતા હતા.'

['ઈબ્ને સઅદ']

## શણગારમાં સમતોલન

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ શરૂઆતમાં પોતાના માથાંના વાળોને સેંથો કાઢવા વગર ઓઢી લેતા હતા. બાદમાં આપ સેંથો કાઢવા લાગ્યા હતા.

['શમાઈલે તિરમિઝી']

એક રિવાયતમાં છે કે,

'આપ એક દિવસ વચમાં જવા દઈને (ત્રીજા દિવસે) કાંસકી કરતા હતા. (અર્થાત વાળ ઓળતા હતા.)'

['નશ્રુત્તીબ']

બીજી એક હદીસમાં હઝરત હુમૈદ ઈબ્ને અબ્દુર્રહમાન (રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે,

'કોઈ કોઈ વખત કાંસકી કરતા હતા.'

['શમાઈલે તિરમિઝી']

હઝરત અનસ (રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે,

'હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના બાલ ન બિલકુલ વાંકડિયા અને ન બિલકુલ સીધા હતા, પરંતુ કંઈક ઘુંઘરિયાલાપન ધરાવતા હતા જે કાનોની લવ (બૂટ) સુધી પહોંચતા હતા.'

['શમાઈલે તિરમિઝી']

હઝરત આયશા (રદિયલ્લાહુ અન્હુ) ફરમાવે છે કે,

'હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પોતાનું વુઝૂ કરવામાં, કાંસકી કરવામાં, પગરખાં પહેરવામાં જમણી તરફને અગ્રતા આપતા હતા.'

['શમાઈલે તિરમિઝી']

રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પાણી લગાડીને પણ દાઢી મુબારકમાં કાંસકી કરતા હતા.

આપ જ્યારે આયનામાં પોતાનો નૂરાની ચહેરો જોતા હતા ત્યારે આ શબ્દો ઝબાને મુબારક પર રહેતા :–

**'અલ્લાહુમ્મ હસ્સન્ત ખલ્કી ફ હસ્સિન ખુલુકી વ અવ**
**સિઅ અલય્ય ફી રિઝ્કી.'**

**ભાવાર્થ :**

હે મારા અલ્લાહ ! તેં જેવી રીતે મારા સર્જનને બેહતર બનાવ્યું તેવી જ રીતે મારા સંસ્કાર યાને આદતોને (પણ) બેહતર બનાવ અને મારા રિઝકમાં બરકત આપ !

['નશ્રુત્તીબ', 'શમાઈલે તિરમિઝી']

# માથાંમાં તેલનો ઉપયોગ

આપ જયારે માથાંમાં તેલ લગાડવાનો ઈરાદો કરતા ત્યારે :–

પ્રથમ ડાબા હાથની હથેળીમાં તેલ રાખતા, અને પ્રથમ અબરૂ (ભવાં કે ભમ્મર)માં તેલ લગાવતા.

તે પછી આંખો પર (લગાવતા) અને તે પછી માથાંમાં તેલ લગાવતા.

એજ પ્રમાણે જયારે દાઢીમાં તેલ લગાવતા ત્યારે પ્રથમ આંખો પર લગાવતા અને પછી દાઢીમાં લગાવતા.

['ઝાદુલમઆદ']

હઝરત અનસ (રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે,

'રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પોતાના શિર મુબારકમાં ઘણું કરીને તેલનો ઉપયોગ કરતા હતા અને પોતાની દાઢીમાં બહુધા કાંસકી કર્યા કરતા હતા. અને પોતાના શિર મુબારક પર એક કપડું મૂકી રાખતા હતા.......' (છેવટ સુધી)'

['શમાઈલે તિરમિઝી', 'ઝાદુલમઆદ']

દાઢી મુબારકમાં તેલ લગાવતા ત્યારે દાઢીના તે ભાગથી શરૂ કરતાં જે ગર્દનની સાથે મળેલો છે.

માથાંમાં તેલ લગાવતા ત્યારે પ્રથમ પેશાની તરફથી શરૂ ફરમાવતા.

['ઝાદુલમઆદ']

# દાઢી મુબારક

સરદારે અંબિયા સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની દાઢી મુબારક એટલી ગાઢ અને ભરાવદાર હતી કે આપના મુબારક સીનાને ભરી દેતી હતી.

['શમાઈલે તિરમિઝી']

'મદારિજુન્નુબુવ્વહ'માં લખ્યું છે કે,

કાઝી અયાઝ લિખિત 'અશિફા'માં કહેવામાં આવ્યું છે કે, આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની મુબારક દાઢીના બાલ એટલા વધારે પ્રમાણમાં હતા કે જેનાથી આપનો મુબારક સીનો ભરાઈ ગયો હતો.

હનફી મઝહબમાં દાઢીની હદ એક મૂઠઠી છે અર્થાત એના કરતાં ઓછી ન હોય.

['મદારિજુન્નુબુવ્વહ']

## બગલના બાલ

કેટલીક હદીસોમાં 'નિત્ફુલ ઈબ્ત' પણ આવ્યું છે અર્થાત હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ બગલના બાલ ઉખેડી નાંખ્યા કરતા હતા. વલ્લાહુ અઅલમ (અલ્લાહ જાણકાર છે.)

['મદારિજુન્નુબુવ્વહ']

## દૂંટી નીચેના બાલ

દૂંટી નીચેના બાલ સાફ કરવા વિશે કેટલીક હદીસોમાં આવ્યું છે કે, હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તેને મૂંડતા હતા અને કેટલીક હદીસોમાં આવ્યું છે કે, નૂરહ[1]નો ઉપયોગ કરતા હતા.

વલ્લાહુ અઅલમ (અલ્લાહ જાણકાર છે.)

['મદારિજુન્નુબુવ્વહ']

---

[1] નૂરહ : ચુનાને હરતાલ સાથે મેળવીને બનાવવામાં આવતું એક રસાયન જે લગાડવાથી બાલ ઉખડી જાય છે.

# નખ કપાવવા

હઝરત રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો નિયમ કેટલીક રિવાયતો પ્રમાણે જુમ્આના દિવસે અને કેટલીક રિવાયતોમાં જુમેરાતના દિવસે મુબારક નખો કપાવવાનો હતો.

હાથના નખો કપાવવામાં આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ નીચેનાં ક્રમ જાળવતા હતા.

**જમણો હાથ :-**

શહાદતની આંગળી, વચલી આંગળી, તેની પાસેની આંગળી અને પછી ટચલી (નાની) આંગળી.

**ડાબો હાથ :-**

નાની (ટચલી) આંગળી, તેની પાસેની આંગળી, વચલી આંગળી, તેની પાસેની આંગળી, અંગૂઠો અને છેવટે જમણા હાથનો અંગૂઠો.

પગના નખો કાપવામાં હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ નીચે પ્રમાણે ક્રમ જાળવતા હતા.

**જમણો પગ :-**

ટચલી (નાની) આંગળીથી શરૂ કરતા અને ક્રમ પ્રમાણે અંગૂઠા પર પૂર્ણ કરતા.

**ડાબો પગ :-**

અંગૂઠાથી શરૂ કરતા અને ક્રમાનુસાર ટચલી (નાની) આંગળી પર પૂર્ણ કરતાં.

આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પંદરમાં દિવસે નખોને કાપતા હતા.

**['શમાઈલે તિરમિઝી']**

# માથાના વાળ વિશે

માથું મુંડાવવામાં આપની સુન્નત એ છે કે, યા તો આખુ માથું મુંડાવતા યા બધાં જ વાળો રહેવા દેતા. એવું ન કરતા કે થોડો ભાગ મૂંડાવે અને થોડો ભાગ રહેવા દે.

['ઝાદુલમઆદ']

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે,

'હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ મૂંછોને કપાવતા હતા.'

['ઝાદુલમઆદ']

વિવિધ હદીસોમાં નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈર્શાદે ગિરામી, વિવિધ શબ્દોમાં વારીદ થયો છે, જેમાં દાઢી વધારવાનો હુકમ છે. અને મૂંછોને કાપવામાં અતિશયતા કરવાની તાકીદ છે.

અકસર (અધિકતર) ઉલ્માની તહકીક એ છે કે, મૂંછોને કતરાવવું સુન્નત છે. પરંતુ કતરાવવામાં એટલી અતિશયતા હોય કે મૂંડવા જેવી થઈ જાય.

['ખસાઈલે નબવી (સલ.)']

સહીહ મુસ્લિમમાં હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે કે,

'હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું, ૪૦ દિવસ-રાત વીતવા ન પામે કે તમે મૂંછો કપાવો, નખો કપાવો.'

સહીહયન❶માં હઝરત ઈબ્ને ઉમર (રદિ.)થી રિવાયત છે કે,

હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'મુશ્રિકોની મુખાલિફત કરો, દાઢી વધારો અને મૂંછો કતરાવો.'

['ઝાદુલમઆદ']

---

❶ સહીહયન : બુખારી અને મુસ્લિમ

જે શખ્સ વાળ રાખે તેણે તેને ધોતા રહેવું જોઈએ અને સાફ રાખવા જોઈએ. દરરોજ માથામાં અને દાઢીમાં કાંસકી કરવા (હોળવા) કરતાં બેહતર એ છે કે, વચમાં એકાદ દિવસ નાગહ (ખાંડો) કરી લેતા રહે.

['અબૂ દાઉદ', 'ઝાદુલમઆદ', 'મિશ્કાત']

દાઢીના સફેદ બાલોને મેંદીથી ખિઝાબ કરવાની ઈજાઝત છે. અલબત્ત કાળા ખિઝાબની મનાઈ છે, મકરૂહ છે.

['બિહિશ્તી ઝેવર', 'ખસાઈલે નબવી (સલ.)']

## બાલ, દાઢી અને મૂંછો વિશે સુન્નતો

(એક મુઠઠી જેટલી થઈ જવા પછી) દાઢીને જમણે–ડાબેથી, વધેલા બાલોને કાપવા કે જેથી ખૂબસૂરત થઈ જાય. દાઢી હડપચીના[1] નીચે એક મુઠઠી કરતાં હરગિઝ ઓછી હોવી ન જોઈએ.

દાઢી મૂંડાવવી કે કપાવવી (એક મુઠઠી કરતાં ઓછી કરવી) નાજાઈઝ છે.

['ખસાઈલે નબવી (સલ.)']

મૂંછોને કતરાવવું અને કતરાવવામાં અતિશયતા કરવું જોઈએ.

['તિરમિઝી']

શરીઅતની હદમાં રહીતે ખત બનાવવું (હજામત કરાવવું) જોઈએ તથા માથા અને દાઢીના બાલોને ઠીક કરીને તેલ નાંખવું જોઈએ.

['મૂઅત્તા ઈમામ માલિક']

---

[1] હડપચી : જયાં દાઢી ઊગે છે તે નીચલા જડબાંનો ભાગ.

ક્યાંતો આખા માથાંના વાળ રાખે યા બિલકુલ મૂંડાવી દે. માત્ર એક ભાગ પર બાલ રાખવા હરામ છે.

માથા પર સુન્નતના મુતાબિક પઠઠા❶ રાખવા જોઈએ.

['મિશ્કાત શરીફ']

નાભી (દૂંટી નીચેના), બગલના, નાકના વાળ લેવા (સાફ કરવા) જોઈએ.

['બુખારી', 'મુસ્લિમ']

નોંધ :–

- ચાલીસ દિવસ વીતી જાય છતાં સફાઈ ન કરે તો ગુનેહગાર થાય છે.
- દાઢીને મેંદીનો ખિઝાબ કરવો અથવા સફેદ રહેવા દેવું બંને વાતો જાઈઝ છે.
- ઓરતોએ નખો પર મેંદી લગાવવી જોઈએ.

['અબૂ દાઉદ']

- (ઓરત) જો નેલ પોલિશ❷ (નખ ઉપર) લગાવે નો વુઝૂ અને ગુસલ કરતી વખતે તેને સાફ કરી લે, નહિતર વુઝૂ અને ગુસલ ન થશે.

['બિહિશ્તી ઝેવર']

## બેસવાની રીત

હઝરત જાબિર ઈબ્ને સમરહ (રદિ.)થી રિવાયત છે કે,

'આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ચારઝાનૂ (પલાંઠી

---

❶ પઠઠા : પટીયાં, ઓળીને પાડેલાં સફાઈદાર વાળના પટા.

❷ નેલ પોલિશ : નખ રંગવા માટે વપરાતો વિવિધ રંગનો કૃત્રિમ પદાર્થ

વાળીને) પણ બેસતા હતા. કેટલીક વખતે બગલમાં હાથ રાખીને ઉકડૂ બેસી જતા.'

વળી તેઓ કહે છે કે,

'મેં આપને ડાબી કરવટ (પડખા) પર એક તકિયાનો સહારો લઈને બેઠેલા જોયા છે.'

['શમાઈલે તિરમિઝી']

હઝરત હન્ઝલહ ઈબ્ને હઝીમ (રદિયલ્લાહુ અન્હુ) કહે છે કે,

'હું નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખિદમતમાં હાજર થયો તો આપને ચારઝાનૂ (પલાંઠી વાળીને) બેઠેલા જોયા, એક પગ બીજા પગ ઉપર મૂકીને (જમણો પગ ડાબા ઉપર)'.

['અલ અદબુલ મુફરદ']

## ચાલવાની રીત

હઝરત હસન ઈબ્ને અલી (રદિયલ્લાહુ અન્હુ)ની રિવાયતો :–

- આપ ચાલવા માટે કદમ ઉઠાવતા તો કુવ્વતથી પગ ઉપાડતા હતા.
- આપ કદમ એવી રીતે મૂકતા હતા કે આગળ ઝૂકી પડતા.
- આપ તવાઝુઅ (વિનમ્રતા)ની સાથે કદમ આગળ વધારીને ચાલતા.
- ચાલવામાં એવું જણાતું કે જાણે કોઈ બુલંદી (ઊંચાણવાળી જગાએ)થી નીચાણ તરફ ઊતરી રહ્યા છે.
- જયારે આસ–પાસની વસ્તુને જોવા ચાહતા ત્યારે સંપૂર્ણ ફરીને જોતા (અર્થાત ત્રાંસી આંખોથી જોવાની આદત ન હતી.)
- (ચાલતી વખતે) નિગાહ નીચી રાખતા.
- આસમાનની તરફ નિગાહ કરવા કરતાં ધરતીની તરફ આપની નિગાહ વધારે રહેતી.
- સામાન્ય રીતે આંખના ખૂણાથી જોવાની આપની આદત હતી. (મતલબ એ છે કે ખૂબ જ શરમાળ સ્વભાવના કારણે સંપૂર્ણ મસ્તક

ઉઠાવીને નિગાહ ભરીને જોતા ન હતા.)
- પોતાના અસ્હાબને ચાલવામાં આગળ કરી દેતા.
- કોઈથી મળતા તો પહેલાં સલામ કરતા.

['નશ્રુત્તીબ']

હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અને સહાબએ કિરામ (રદિ.) જ્યારે બુલંદી પર ચઢતા ત્યારે તકબીર❶ કહેતા અને જ્યારે નીચે વાદીઓમાં ઊતરતા ત્યારે તસ્બીહ❷ કહેતા.

['ઝાદુલ્મઆદ']

## મુસ્કુરાહટ

હઝરત જાબિર (રદિયલ્લાહુ અન્હુ) ફરમાવે છે કે,

'હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું હસવું માત્ર મુસ્કુરાહટ હતું.'

['શમાઈલે તિરમિઝી']

'બલ્કે આપ માત્ર તબસ્સુમ જ ફરમાવતા. કોઈ હસવાની વાત પર આપ માત્ર મુસ્કુરાતા હતા.'

['ઝાદુલ્મઆદ']

અબ્દુલ્લાહ ઈબ્ને હારિસ (રદિયલ્લાહુ અન્હુ) કહે છે કે,

'મેં હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના કરતાં વધારે મુસ્કુરાનારા જોયા નથી.'

['શમાઈલે તિરમિઝી']

હઝરત જરીર (રદિયલ્લાહુ અન્હુ) ફરમાવે છે કે,

---

❶ તકબીર : અલ્લાહુ અકબર
❷ તસ્બીહ : સુબ્હાનલ્લા

'જયારે પણ હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ મને જોતા ત્યારે મુસ્કુરાતા (અર્થાત હસતા વદને મુસ્કુરાતા–મુસ્કુરાતા મળતા હતા.)'

['શમાઈલે નબવી (સલ.)']

## રુદન

હસવાની જેમ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું રુદન પણ એવું જ હતું કે જેમાં અવાજ પેદા ન થાય. રુદન વખતે એટલું જરૂર થતું કે આપની આંખોમાં પાણી આવી જતાં અને આંસૂઓ વહેવા માંડતાં તથા સીનામાંથી રડવાનો હળવો હળવો અવાજ સંભળાતો.

- કયારેક મય્યિત પર રહમતના કારતે રડી પડતા.
- કયારેક ઉમ્મત પર નરમી અને ખતરાઓના કારણે રડી પડતા.
- કયારેક અલ્લાહ તઆલાના ખૌફના કારણે રડી પડતા.
- કયારેક કલામુલ્લાહ સાંભળતા સાંભળતા રડી પડતા.

આ છેલ્લું રુદન મુહબ્બત, ઈશ્તિયાક અને અલ્લાહ તઆલાના જલાલ તથા ખૌફના કારણે થતું હતું.

['ઝાદુલ્મઆદ']

## ગમ્મત–વિનોદ

આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની મજલિસોમાં જો કે પ્રભાવ, અદબ, માનમર્યાદા અને ગંભીરતાનું વાતાવરણ હંમેશા જળવાયેલું રહેતું હતું.

ખૂદ સહાબએ કિરામ (રદિયલ્લાહુ અન્હુમ) ફરમાવે છે કે,

'અમે લોકો હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની

બરકતવંતી સુહબતમાં એવા અદબપૂર્વક અને ગંભીર થઈને બેસતા હતા કે જાણે અમારા માથાંઓ ઉપર પંખીઓ બેઠેલા છે અને તેઓ જરાક હાલવાથી ઊડી જશે.'

આમ છતાં આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના ખૂશમિઝાજની ઝલક આ બરકતવંતી સુહબતોને ખૂશગવાર બનાવતી રહેતી હતી.

આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ જો એક તરફ નબીએ મુરસલની હેસિયતથી રિસાલતના મોભાને જાળવીને વઅઝ અને ઉપદેશમાં વ્યસ્ત રહેતા હતા તો આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ બીજી તરફ સહાબા (રદિયલ્લાહુ અન્હુમ અજમઈન)ની સાથે એક બેતકલ્લુફ દોસ્ત અને ખૂશમિઝાજ સાથીની હેસિયતથી પણ હળતા-મળતા હતા.

જો કે અધિક સમય આપની મજલિસ એક દીની દર્સગાહ અને તા'લીમી સંસ્થા બનેલી રહેતી હતી, છતાં થોડાક સમય માટે ખૂશ મિઝાજ, સુસંસ્કૃત અને સંસ્કારી દોસ્તોની બેઠક પણ બની જતી. જેમાં ગમ્મત-વિનોદની વાતો પણ થતી. ઘરબારના દરરોજના બનાવો પણ રજૂ થતા.

મતલબ કે બેતકલ્લુફીથી આપ સહાબાથી અને સહાબા આપથી આપસમાં વાતચીત કરતા. હવે જોવાનું એ છે કે આપનો ગમ્મત-વિનોદ કેવા પ્રકારનો હતો. એની ચોખવટ એટલા માટે જરૂરી છે કે, ઘણાં કામોમાં આપણાં ગલત અમલથી આપણાં દષ્ટિકોણ બદલાઈ ગયાં છે, ખ્યાલો અને વિચારો કયાંથી કયાં ચાલ્યા ગયાં છે.

દરેક મામલામાં સમતોલન ખોઈ બેઠા છીએ.

જો આપણે ધીર અને ગંભીર બનીએ છીએ તો એવા કે ખૂશ મિઝાજી અને ગમ્મત-વિનોદ આપણાથી કોસો દૂર રહે છે અને જો ખૂશ મિઝાજી બનીએ છીએ તો એવા કે શિષ્ટ અને સંસ્કાર આપણાથી કોસો દૂર રહે છે !

એટલા માટે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના અમલથી અમારે એક ખાસ ધોરણ અને કક્ષા આપની સામે મૂકવી છે. આપ

સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના ગમ્મત-વિનોદની વ્યાખ્યા આપની જ ઝબાને મુબારકથી સાંભળી લો.

સહાબએ કિરામ (રદિ.)એ આપથી નવાઈ પામી પૂછયું કે,
'આપ પણ ગમ્મત-વિનોદ કરો છો ?!'

તો આપે ઈર્શાદ ફરમાવ્યો કે,
'હાં, બેશક, પરંતુ મારો ગમ્મત-વિનોદ સચ્ચાઈ અને હક છે.'

['શમાઈલે નબવી (સલ.)']

એની સરખામણીમાં આપણો આજકાલનો ગમ્મત-વિનોદ એવો છે કે જેમા જૂઠ, ગીબત, ખોટા આરોપ, કટાક્ષ, મહેણા-ટોણાં અને નિરર્થક-નકામી વાતોનો પૂરેપૂરો ઉપયોગ કરવામાં આવે છે !

હવે હું આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના વિનોદના કેટલાક બનાવો લખું છું કે જેનાથી આપણે ગમ્મત અને વિનોદનો સાચો ખ્યાલ બાંધી શકીએ. એ જ પ્રમાણે એના પછી હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની બાળકો સાથેની મુહબ્બતના પણ મારે માત્ર બનાવો જ બયાન કરવા છે, જેનાથી આપણને એ અંદાજો થઈ શકશે કે આપનો બાળકો સાથે મુહબ્બતનો શું તરીકો હતો.

એક શખ્સે પવિત્ર સેવામાં હાજર થઈને સવારીના માટે જાનવર માંગ્યું.

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,
'તમને સવારીના માટે ઊંટણીનું બચ્ચું આપીશ.'

પેલો શખ્સ અચંબામાં પડયો, કારણકે ઊંટણીનું બચ્ચું સવારીના કામમાં કેવી રીતે આવી શકે !

તેણે અરજ કરી કે,
'યા રસૂલલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ! હું ઊંટણીના બચ્ચાને શું કરીશ ?'

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈર્શાદ ફરમાવ્યો કે,

'કોઈ ઊંટ એવું પણ હોય છે જે ઊંટણીનું બચ્ચું ન હોય ?'

['શમાઈલે નબવી (સલ.)']

એક વખતે એક ડોસીએ ખિદમતે અકદસમાં હાજર થઈ અરજ કરી કે,

'યા રસુલલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ મારા માટે દુઆ ફરમાવો કે, અલ્લાહ તઆલા મને જન્નત નસીબ કરે.'

આપે ઈર્શાદ ફરમાવ્યો કે,

'વૃધ્ધ સ્ત્રીઓ જન્નતમાં નહીં જશે.'

આટલું ફરમાવીને આપ નમાઝના માટે તશરીફ લઈ ગયા. આ તરફ પેલી ડોસીએ હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના શબ્દો સાંભળીને ચોધાર આંસુએ રડવાનું શરૂ કર્યું.

આપ નમાઝથી ફારિગ થઈને તશરીફ લાવ્યા ત્યારે હઝરત આયશા (રદિયલ્લાહુ અન્હા)એ અરજ કરી કે,

'યા રસૂલલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ! જયારથી આપે ફરમાવ્યું છે કે, વૃધ્ધ સ્ત્રીઓ જન્નતમાં નહીં જશે, ત્યારથી આ ડોસી રડે છે !'

આપે ફરમાવ્યું કે,

'એને કહી દો કે વૃધ્ધ સ્ત્રીઓ જન્નતમાં જશે, પરંતુ જુવાન થઈને.'

['શમાઈલે નબવી (સલ.)']

આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના ઝાહિર નામના એક દોસ્ત હતા. તે ગામડામાં રહેતા હતા અને ઘણી વખત આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને ભેટ મોકલતા રહેતા હતા.

એક દિવસે બજારમાં તેઓ પોતાની કોઈ ચીઝ વેચી રહ્યા હતા. સંજોગવશાત હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ત્યાંથી પસાર થયા. મિત્રને જોઈને સ્વાભાવિક આનંદના કારણે, ચૂપકીદીથી તેની પાછળ જઈને તેને ગોદમાં ઊંચકી લીધા અને ગમ્મતમાં કહેવા લાગ્યા કે,

'આ ગુલામને કોણ ખરીદે છે ?'

ઝાહિરે કહ્યું કે,

'મને છોડી દો ! કોણ છે ?'

પાછળ ફરીને જોયું તો સરવરે આલમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ હતા.

હઝરત ઝાહિરે કહ્યું કે,

'યા રસૂલલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ! મારા જેવા ગુલામ ને જે ખરીદશે તે ખોટમાં જશે.'

['શમાઈલે નબવી (સલ.)']

## બાળકો સાથે આનંદી સ્વભાવ

હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ

- બાળકો પર ખૂબ હેત અને માયા મમતા રાખતા હતા.
- તેઓના માથાં પર હાથ પસારતા હતા.
- તેઓને લાડ–પ્યાર કરતા હતા.
- તેઓના હકમાં ભલાઈની દુઆ કરતા હતા.
- બાળકો નજીક આવતા તો તેઓને ગોદમાં લઈ લેતા હતા.
- ખૂબ મુહબ્બતથી બાળકોને ખવરાવતા હતા.
- કયારેક બાળકોની સામે પોતાની પવિત્ર જીભ કાઢતા હતા.
- એનાથી બાળકો ખૂશ અને રાજી થઈ જતા હતા.
- કયારેક સૂતેલા હોય, તો પોતાના પગની પાની પર બાળકોને બેસાડી દેતા હતા.
- કયારેક બાળકોને પોતાના મુબારક સીના પર બેસાડી દેતા હતા.

જો ઘણાં બાળકો એક જગાએ ભેગાં થયેલાં હોય, તો આપ તેઓને, એક કતારમાં ખડા કરી દેતા. તે પછી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પોતાના બંને બાઝૂઓને ફેલાવીને બેસી જતા.

તે પછી આપ ફરમાવતા કે,

'ચાલો ! તમે બધાં દોડીને મારી પાસે આવો ! જે બાળક સૌથી પ્રથમ મને અડકશે તેને આ (ઈનામ) આપવામાં આવશે.'

બાળકો દોડીને આપની પાસે આવતા. કોઈ આપના પેટ ઉપર પડતું, કોઈ મુબારક સીના પર પડતું. આપ તેઓને પોતાના મુબારક સીનાથી લગાવી લેતા અને પ્યાર કરતા.

['ખસાઈલે નબવી (સલ.)']

હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ જયારે બાળકોની નજીકથી પસાર થતા ત્યારે તેઓને પોતે **'અસ્સલામુ અલયકુમ'** ફરમાવતા. તેઓના માથા પર હાથ મૂકતા અને નાના બાળકોને ગોદમાં ઉઠાવી લેતા.

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ જયારે કોઈની માતાને જોતા કે, પોતાના બાળકને પ્યાર કરી રહી છે, ત્યારે ઘણાં પ્રભાવિત થતા.

કદી માતાઓની બાળકો સાથેની મુહબ્બતની વાત નીકળતી તો ફરમાવતા કે,

'અલ્લાહ તઆલા જે શખ્સને અવલાદ આપે અને તે તેમનાથી મુહબ્બત કરે અને તેઓના હકો પૂરા કરે, તો તે દોઝખની આગથી સુરક્ષિત રહેશે.'

જયારે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સફરથી તશરીફ લાવતા ત્યારે રસ્તામાં જે બાળકો મળતાં તેઓને ખૂબ જ પ્રેમ પૂર્વક પોતાની આગળ કે પાછળ સવારી પર બેસાડી લેતા હતા.

બાળકો પણ આપથી ખૂબ મુહબ્બત કરતા હતા. જેવા આપને જોતાં કે દોડીને આપની પાસે પહોંચી જતા. આપ એક–એકને ગોદમાં ઊઠાવતા, પ્યાર કરતા અને કોઈ ખાવાની ચીઝ આપતા. કયારેક ખજૂર, કયારેક તાજાં ફળ અને કયારેક કોઈ બીજી ચીઝ.

નમાઝના વખતે મુકતદી ઓરતોમાંથી કોઈનું બાળક રડતું તો આપ નમાઝને ટૂંકાવી દેતા હતા કે જેથી બાળકની માતા બેચેન ન થાય.

# અશઆરથી દિલચસ્પી

હઝરત જાબિર ઈબ્ને સમુરહ (રદિયલ્લાહુ અન્હુ) કહે છે કે,

'હું હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખિદમતમાં સો (૧૦૦) મજલિસો કરતાં વધારેમાં બેઠો છું, જેમાં સહાબા (રદિયલ્લાહુ અન્હુમ અજમઈન) અશઆર (કાવ્ય પંક્તિઓ) પઢતા હતા અને જાહિલિયતના જમાનાના કિસ્સા નકલ કરતા હતા. હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તેઓને રોકતા ન હતા. ખામોશીથી સાંભળતા હતા, બલકે કદી કદી તેઓની સાથે હસવામાં શરીક થતા હતા.

['શમાઈલે તિરમિઝી']

હઝરત શરીદ (રદિયલ્લાહુ અન્હુ) કહે છે કે,

'એક વખતે હું હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સાથે સવારી પર આપની પાછળ બેઠો હતો ત્યારે મેં આપને (શાઈર) ઉમય્યહના સો (૧૦૦) શે'ર સંભળાવ્યા, દરેક શે'ર પર હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ઈર્શાદ ફરમાવતા હતા, વધારે સંભળાવો !'

છેવટે આપે ફરમાવ્યું કે,

'એનું ઈસ્લામ લાવવું ઘણું નજીક હતું.'

['શમાઈલે તિરમિઝી']

હઝરત આયશા (રદિયલ્લાહુ અન્હા) ફરમાવે છે કે,

'હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ હિસાન ઈબ્ને સાબિત (રદિયલ્લાહુ અન્હુ)ના માટે મસ્જિદમાં મિમ્બર રાખ્યા કરતા હતા કે જેથી તેના ઉપર ઊભા રહીને હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની તરફથી મુફાખરહ કરે અર્થાત આપની તા'રીફમાં ફખરિયહ અશઆર પઢે યા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ

સલ્લમના તરફથી મુદાફઅત કરે અર્થાત કાફિરોના (જૂઠા) આરોપોના જવાબો આપે.'

વળી આપ એ પણ દુઆ ફરમાવતા હતા કે,

'હક તઆલા જલ્લ શાનુહૂ રૂહુલ કુદ્દસથી હિસાન (રદિ.)ની મદદ ફરમાવે જયાં સુધી તેઓ દીનની મદદ કરતા રહે.'

['શમાઈલે તિરમિઝી']

## ખ્વાબ પૂછવાનો નિયમ

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની પવિત્ર આદત હતી કે સવારની નમાઝ પછી ચારઝાનૂ (પલાંઠી વાળીને) બેસી જતા અતે લોકોથી તેઓના ખ્વાબો પૂછતાં જેણે ખ્વાબ જોયો હોય તે કહે તો.

ખ્વાબ સાંભળવા પહેલાં આ શબ્દો ઈર્શાદ ફરમાવતા :—

**'ખયરુન તલક્કાહુ વ શર્રુન તવક્કાહુ ખયરુન લના વ શર્રુલ લિ અઅદાઈના વલ્હમ્દુલિલ્લાહિ રબ્બિલ આલમીન.'**

**ભાવાર્થ :**

ખૈર (ભલાઈ)ને અપનાવો અને શરથી (બુરાઈથી) બચો ! અને (આ ખ્વાબ) આપણાં માટે બેહતર બનો અને આપણાં દુશ્મનોના માટે શર (બૂરો) બનો અને તમામ તા'રીફો અલ્લાહ તઆલાના માટે છે.

બાદમાં આપે આ નિયમ છોડી દીધો હતો.

['ઝાદુલમઆદ', 'શમાઈલે તિરમિઝી']

## જમણા અને ડાબા હાથનો ઉપયોગ

જે કામોમાં ગંદકીની સફાઈ કરવાની હોય અને હાથમાં ગંદકી

લાગવાનો સંભવ હોય દાખલા તરીકે નાક સાફ કરવું, હાથપાણી લેવું પગરખાં ઉઠાવવા...વગેરે (કામોમાં ડાબા હાથનો ઉપયોગ કરતા અને) તે સિવાયના બાકીના તમામ કામોમાં જમણા હાથનો ઉપયોગ કરવાનું પસંદ ફરમાવતા.

એ જ પ્રમાણે જયારે આપ કોઈને કોઈ વસ્તુ આપતા તો જમણા હાથથી આપતા અને જો કોઈ વસ્તુ લેતા તો જમણા હાથથી લેતા.

['ઝાદુલ્મઆદ', 'શમાઈલે તિરમિઝી']

## પયગામ પર સલામનો જવાબ

જયારે કોઈના સલામ આપને પહોંચતા ત્યારે સલામ પહોંચાડનારની સાથે સલામ લાવનારને પણ સલામનો જવાબ આપતા અને આ રીતે ફરમાવતા :–

**'અલય–ક વ અલા ફુલાનિન સલામ'**

**ભાવાર્થ :**

તને પણ અને ફલાણાને (સલામ મોકલનારને) પણ સલામ.

['શમાઈલે તિરમિઝી']

## પત્ર લખાવવાની રીત

હુઝૂર નબીએ અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની પવિત્ર આદત પત્ર લખાવવાની બાબતમાં એ હતી કે :–

પ્રથમ 'બિસ્મિલ્લાહ' લખાવતા.
તે પછી મુર્સિલ (મોકલનાર કે પ્રેષક)નું નામ લખાવતા.

અને તે પછી મુર્સલ ઈલયહ (જેને પત્ર લખવો હોય તેનું) નામ
લખાવતા.

તે પછી પત્રનો મઝમૂન (વિષય) લખાવતા.

## ફરવું

આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ બાગોમાં ફરવા જવાને પસંદ ફરમાવતા અને કદી કદી ફરવા માટે બાગોમાં તશરીફ લઈ જતા.

## તરવાનો શોખ

આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ કદી કદી તરવાનો પણ શોખ ફરમાવતા.

['શમાઈલે નબવી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ']

## સફરના નિયમો

આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સફરના માટે રવાના થતા યા બીજા કોઈને રવાના કરતા ત્યારે જુમેરાતના દિવસને રવાનગીના માટે મુનાસિબ માનતા હતા.

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સફરમાં સવારીને અધિકતર ઝડપી ગતિથી ચલાવવું પસંદ ફરમાવતા અને જયારે જોતા કે રસ્તો લાંબો છે તો ગતિ ઔર વધારી દેતા હતા.

સફરમાં કયાંક પડાવ કરીને રવાના થતા તો પવિત્ર આદત એવી હતી કે સવારના સમયે કૂચ ફરમાવતા.

સફરમાં કેટલીયે કમ મુદ્દતના માટે થોભતા, જયાં સુધી બે રકાત નમાજ અદા ન કરી લે, ત્યાંથી રવાના નહિ થતા.

જયારે કોઈ મુસાફિર સફરથી વાપસ આવતો અને ખિદમતે અકદસમાં હાજરી આપતો ત્યારે તેની સાથે ભેટતા અને તેની પેશાની પર ચુંબન કરતા.

['ઝાદુલ્મઆદ']

સફરમાં આપ પોતાના સહપ્રવાસીઓની સાથે હોય અને કોઈ કામ બધાંએ કરવાનું હોય (દાખલા તરીકે ખાવાનું પકાવવું વગેરે) તો આપ પોતે પણ કામ કાજમાં જરૂર ભાગ લેતા.

દાખલા તરીકે એક પડાવ પર બધાં અસ્હાબે ખાવાનું પકાવવાનો ઈરાદો કર્યો અને દરેકે એક-એક કામ પોતાના ઝિમ્મે લીધું તો હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે લાકડાં વીણી લાવવાનું કામ પોતાના ઝિમ્મે લીધું.

['ઝાદુલ્મઆદ']

સફરથી વાપસી પર આપ સીધા મકાનની અંદર તશરીફ નહીં લઈ જતા બલ્કે પહેલાં મસ્જિદમાં જઈને બે રકાત નમાઝ અદા કરતા અને પછી ઘરમાં તશરીફ લઈ જતા.

સફરથી તશરીફ લાવતી વખતે શહેરમાં બાળકો રસ્તામાં મળતાં તો તેઓને આપ પોતાની સવારી પર બેસાડી લેતા. નાના બાળકોને પોતાની આગળ બેસાડતા અને મોટાંઓને પાછળ.

['ઝાદુલ્મઆદ']

આપ જયારે સફરમાં જતા યા જિહાદના માટે જતા ત્યારે અસ્હામાંથી કોઈ એક સહાબીને પોતાની હમરાહ સવારી પર બેસાડતા.

['ઝાદુલ્મઆદ']

જયારે આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સફરના માટે રવાના થતા અને સવારી પર સારી રીતે બેસી જતા ત્યારે ત્રણ વખત 'અલ્લાહુ અકબર' કહેતા.

તે પછી દુઆના આ શબ્દો ઝબાને મુબારક પર આવતા :–

**'સુબ્હાનલ્લઝી સખ્ખ–ર લ–ના હાઝા વમા કુન્ના લહુ મુકરિનીન વ ઈન્ના ઈલા રબ્બિના લ મુન્કલિબુન. અલ્લાહુમ્મ ઈન્ના નસ્અલુ–ક ફી સ–ફ–રિના હાઝલ બિર્ર વત્તક્વા વ મિનલ અમલિ મા તર્દા. અલ્લા હુમ્મ હવ્વિન અલયના સ-ફ-ર-ના હાઝા વત્વિઅન્ના બુઅદલ અર્દિ અલ્લાહુમ્મ અન્તસ્સાહિબુ ફીસ્સફરિ વલ્ખલીફતુ ફીલ્અહલિ વલ્માલિ.'**

**['ઝાદુલ્મઆદ']**

**ભાવાર્થ :**

અલ્લાહ પાક છે કે જેણે એને (સવારીના જાનવરને) આપણા કબ્જામાં આપી દીધું અને તેની (અલ્લાહની) કુદરત સિવાય આપણે એને (સવારીના જાનવરને) કબ્જામાં કરનાર ન હતા અને બેશક આપણને આપણા પરવરદિગારની તરફ જવાનું છે. હે અલ્લાહ ! અમે તુજથી આ સફરમાં નેકી અને પરહેઝગારીની માંગણી કરીએ છીએ. અને તે આ'માલની માંગણી કરીએ છીએ જેનાથી તું રાજી હોય. હે અલ્લાહ ! અમારા આ પ્રવાસને અમારા પર આસાન ફરમાવ અને જમીનના અંતરને અમારા પર આસાન ફરમાવ. હે અલ્લાહ ! તું જ રફીક (મિત્ર) છે સફરમાં અને સંભાળ રાખનાર છે, ઘરની અને માલની.

જયારે આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સફરથી પાછા તશરીફ લાવતા ત્યારે એ જ દુઆ પઢતા, પરંતુ એની સાથે આ શબ્દો વધારી દેતા હતા :–

**'આઈબૂ–ન તાઈબૂ–ન આબિદૂ–ન લિ રબ્બિના હામિદૂ–ન.'**

**ભાવાર્થ :**

અમે સફરથી પાછા આવનારા છીએ, તૌબા કરનારા છીએ, ઈબાદત કરનારા છીએ. પોતાના પરવરદિગારની હમ્દ (પ્રશસ્તિ) કરનારા છીએ.

**['ઝાદુલ્મઆદ']**

જયારે કોઈ બુલંદી (ઊંચાણ) પર સવારી ચઢતી ત્યારે ત્રણ વખત

'અલ્લાહુ અકબર' કહેતા અને ફરમાવતા કે,

**'અલ્લાહુમ્મ લકશ્શરફુ અલાકુલ્લિ શ-ર-ફિન વ**
**લકલ્હમ્દુ અલા કુલ્લિ હાલિન.'**

**ભાવાર્થ :**

હે અલ્લાહ ! આ બુલંદી પર શર્ફ માત્ર આપના જ માટે છે અને આપના માટે હરેક હાલતમાં તા'રીફ છે.

**['ઝાદુલમઆદ']**

જયારે કોઈ નીચાણ તરફ સવારી ઊતરતી ત્યારે ત્રણ વખત ફરમાવતા, **'સુબ્હાનલ્લાહ'**

રિકાબ[1]માં પગ મૂકતી વખતે ફરમાવતા, **'બિસ્મિલ્લાહ'**

જયારે શહેર કે ગામમાં આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો થોભવાનો ઈરાદો થતો અને આપ તેને દૂરથી જોઈ લેતા ત્યારે ઝબાને મુબારક પર આ શબ્દો આવતા :–

**'અલ્લાહુમ્મ બારિક લના ફીહા'**

(આ દુઆ આપ ત્રણ વખત પઢતા)

અને જયારે તેમાં દાખલ થતા ત્યારે ફરમાવતા,

**'અલ્લાહુમ્મર્ઝુક્ના જનાહા વ હબ્બિબના ઈલા અહલિહા વ હબ્બિબ**
**સાલિહી અહલિહા ઈલયના.'**

**ભાવાર્થ :**

હે અલ્લાહ ! નસીબ કર અમને એના ફળો અને અમને અઝીઝ (પ્રિય) કર શહેરવાળાઓ નજીક, અને અમને શહેરવાળાઓના નેક લોકોની મુહબ્બત આપ !

**['ઝાદુલમઆદ']**

જયારે આપ કોઈ શખ્સને સફરના માટે વિદાય કરતા ત્યારે આ

---

[1] **રિકાબ** : સવારીની કાઠીનું પાયદાન જેમાં પગ મૂકીને ચઢે છે–પેંગડું

શબ્દો ઝબાને મુબારક પર આવતા :—

**'અસ્તવદિઉલ્લા-હ દીન-ક વ અમાનત-ક વ ખવાતી-મ અઅમાલિ-ક'**

**ભાવાર્થ :**

અલ્લાહને સોપું છું હું તારા દીનને અને તારી હિફાઝતને લાયક ચીઝોને તથા તારા આ'માલના અંજામોને.

**['ઝાદુલ્મઆદ']**

આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ જયારે કોઈ સફરથી પાછા ફરતા અને પોતાના ઘરવાળાઓમાં તશરીફ લઈ જતા ત્યારે ફરમાવતા :—

**'તવબન તવબલ્લિરબ્બિના અવબલ લા યુગાદિરુઅલયના હવ્બા.'**

**ભાવાર્થ :**

ઘણી ઘણી તવબા કરીએ છીએ અમે, અમારા પરવરદિગારની તરફ રજૂઆત કરીએ છીએ અમે કે, ન છોડે અમારામાં કોઈ ગુનાહ.

**['ઝાદુલ્મઆદ']**

જયારે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સફર કરતા ત્યારે દિવસની શરૂઆતમાં નીકળતા અને અલ્લાહ તઆલાથી દુઆ ફરમાવતા કે, આપની ઉમ્મતને સવારની પહોળમાં સફરમાં જવામાં બરકત આપે.

જો મુસાફિર ત્રણ હોય તો હુકમ ફરમાવતા કે એકને અમીર બનાવી લે.

**['ઝાદુલ્મઆદ']**

## સફર સંબંધી સૂચનાઓ

બેહતર અને મસનૂન એ છે કે, સફરમાં કમથી કમ બે આદમી જાય. એકલો આદમી સફર ન કરે. અલબત્ત જરૂરત અને મજબૂરીમાં

કોઈ વાંધો નથી. (મુહદ્દિસો અને ફુકહાનો પણ એ જ ઈર્શાદ છે.)

જુમેરાતના દિવસે સફરમાં જવું મસનૂન છે. શનિવારે પણ મુસ્તહબ છે.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈર્શાદ છે કે,

'જ્યારે સફરની જરૂરત પૂરી થઈ જાય ત્યારે પોતાના ઘરે પાછા ફરો. બહાર સફરમાં જરૂરત વગર થોભવું સારું નથી.'

દૂરદરાજના સફરથી ઘણા દિવસો પછી પાછા ફરે તો સુન્નત એ છે કે, અચાનક ઘરમાં દાખલ ન થાય, બલ્કે પોતાના આવવાની જાણ કરે અને થોડા સમય પછી ઘરમાં દાખલ થાય. અલબત્ત, ઘરવાળાઓ તમારા આવવાના સમયથી પહેલાં જાણતા હોય અને તેઓને તમારો ઈન્તેઝાર પણ હોય ત્યારે ઘરમાં દાખલ થવામાં કંઈ વાંધો નથી.

આ મસનૂન તરીકાઓ પ્રમાણે અમલ કરવાથી દીન અને દુનિયાની ભલાઈ હાસિલ થશે.

સફરથી પાછાં આવનારાઓના માટે આ મસનૂન છે કે, ઘરમાં દાખલ થવાથી પહેલાં મસ્જિદમાં જઈને બે રકાત નમાઝ પઢે.

['ઝાદુલ્મઆદ']





# વિભાગ ચોથો

## પ્રકરણ : ૧

## ઈમાનિયાત

બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ

'યુસબ્બિહુ લિલ્લાહિ મા ફીસ્સમાવાતિ વમા ફીલ્અર્દિલ મલિકિલ કુદ્દુસિલ અઝીઝિલ હકીમ. હુવલ્લઝી બ-અ-ષ ફીલઉમ્મિય્યી-ન રસૂલમ મિન્હુમ યત્લૂ અલયહિમ આયાતિહી વ યુઝક્કીહિમ વ યુઅલ્લિમુહુમુલ કિતા-બ વલ્હિકમ-ત વ ઈન કાનૂ મિન્કબ્લૂ લફી દલાલિમ મુબીન.'

['સૂરએ જુમુઅહ' : ૧,૨]

ઘણા કૃપાળુ દયાળુ અલ્લાહના નામથી (શરૂ કરું છું.)

જે કંઈ આકાશોમાં અને જે કંઈ પૃથ્વીમાં છે તે સૌ અલ્લાહની પવિત્રતા બયાન કરે છે કે, જે શહેનશાહ, (સઘળા એબોથી) પવિત્ર, ઝબરદસ્ત (અને) હિકમતવાળો છે. તે જ (અલ્લાહ) છે જેણે (અરબના) અભણ લોકોમાં તેઓ (ની કોમ)માંથી જ એક રસૂલ મોકલ્યો, જે તેમને અલ્લાહની આયતો પઢી સંભળાવે છે અને તેમને (શિર્ક વગેરેથી) પવિત્ર કરે છે અને તેમને કિતાબ તથા હિકમત (દીની વાતો) શીખવે છે. જો કે એના પહેલાં એ લોકો ખુલ્લી ગુમરાહીમાં હતા.

# ઈસ્લામ, ઈમાન અને એહસાન

હઝરત ઉમર ઈબ્ને ખત્તાબ (રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે,

અમે એક દિવસે હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખિદમતમાં હાજર હતા.

(તે વખતે હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સહાબા (રદિયલ્લાહુ અન્હુમ અજમઈન)ના એક મોટા સમૂદાયને સંબોધી રહ્યા હતા.) અચાનક એક શખ્સ સામેથી દેખાયો. તેના કપડાં ખૂબ જ ઉજળાં હતા. તેના વાળ ખૂબ જ કાળા હતા. તે શખ્સ પર પ્રવાસના કોઈ ચિન્હો જણાતાં ન હતા. (એનાથી એવી ધારણા થઈ શકતી હતી કે તે શખ્સ પરદેશથી લાંબો પ્રવાસ કરીને આવેલો નથી.)

વળી અમારામાંથી કોઈ પણ તે નવા આવેલા શખ્સને ઓળખતો ન હતો, જેનાથી અનુમાન થતું કે તે કોઈ પરદેશી આદમી છે.

તે શખ્સ હાજરજનોમાંથી રસ્તો કાઢતો ઠેઠ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સામે આવીને બેઝાનૂ (નમાઝમાં બેસે છે એ રીતે) રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના ઘૂંટણ સાથે ઘૂંટણ અડકાવીને બેસી ગયો ! અને પોતાના હાથ હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની જાંઘ પર મૂકી દીધાં !

પછી તેણે પૂછયું કે,

'હે મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! મને બતાવો કે ઈસ્લામ શું છે ?'

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'ઈસ્લામ આ છે :–

(અર્થાત એના અરકાન એ છે કે, દિલ અને જબાનથી)

- તમે શહાદત અદા કરો કે અલ્લાહના સિવાય કોઈ ઈબાદત અને બંદગીના લાયક નથી.

○ (વળી તમે શહાદત આપો કે)
મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અલ્લાહના રસૂલ છે.

○ નમાઝ કાયમ કરો.

○ ઝકાત અદા કરો.

○ રમઝાન મહિનાના રોઝા રાખો.

○ હજ્જે બયતુલ્લાહની શક્તિ ધરાવતા હોય તો હજ્જ કરો.'

પેલા નવા આવનાર શખ્સે આપનો આ જવાબ સાંભળીને કહ્યું કે,
'આપે સાચું કહ્યું.'

હદીસ નકલ કરનાર હઝરત ઉમર (રદિયલ્લાહુ અન્હુ) કહે છે કે,
'અમને (આ સાંભળીને) નવાઈ લાગી કે, આ શખ્સ પોતે જ પ્રશ્ન પૂછે છે, અને (જવાબ સાચો હોવાનું) સમર્થન પણ પોતે જ કરે છે !'

તે પછી એ શખ્સે અરજ કરી કે,
'હવે મને એ બતાવો કે ઈમાન શું છે ?'

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,
'ઈમાન આ છે :–

○ અલ્લાહને, તેના ફરિશ્તાઓને, તેનના રસૂલોને, તેની કિતાબોને, આખિરતના દિવસને સાચા માનો,

○ દરેક સારી–નઠારી તકદીરને પણ સાંચી જાણો અને માનો.'

(આ સાંભળીને પણ) તેણે કહ્યું કે,
'આપે સાચું ફરમાવ્યું.'

તે પછી એ શખ્સે અરજ કરી કે,
'મને બતાવો કે એહસાન શું છે ?'

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,
'એહસાન આ છે :–

○ અલ્લાહની ઈબાદત અને બંદગી તમે એવી રીતે કરો, જાણે તમે તેને જોઈ રહ્યા છો.

○ અને જો તમે તેને નથી જોતાં તો તે તમને જુએ છે.'

તે પછી પેલા શખ્સે અરજ કરી કે,

'મને કિયામત વિશે બતાવો (કે કયારે થશે ?)'

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'જેને આ પૂછવામાં આવી રહ્યું છે તે પૂછનારના કરતાં વધારે જાણતો નથી.'

તે પછી તેણે અરજ કરી કે,

'તો મને એની (કિયામતની) કેટલીક નિશાનીઓ જ બતાવી દો !'

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'(તેની એક નિશાની તો એ છે કે) :–

○ લોંડી પોતાના આકા અને મલિકહને જણશે.

(બીજી નિશાની એ છે કે) :–

○ તમે જોશો કે જેમના પગમાં જોડાં અને શરીર પર વસ્ત્રો નથી અને જેઓ ખાલી હાથ (કંગાળ અને નિર્ધન) છે તથા બકરીઓ ચરાવનારાઓ છે તેઓ મોટી મોટી ઈમારતો બનાવવા લાગશે અને તેમાં એક બીજાથી બાજી લઈ જવાની કોશિશ કરશે.'

હઝરત ઉમર (રદિયલ્લાહુ અન્હુ) કહે છે કે,

'આ વાતો કરીને તે નવો આવનાર શખ્સ ચાલ્યો ગયો.'

તે પછી કેટલોક સમય વીતી ગયો પછી હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે મને ફરમાવયું કે,

'હે ઉમર ! શું તમને ખબર છે કે તે પ્રશ્નો પૂછનાર શખ્સ કોણ હતા ?'

મેં અરજ કરી કે,

'અલ્લાહ અને તેના રસૂલ જ વધારે જાણકાર છે.'

આપે ફરમાવ્યું કે,

'તેઓ જિબ્રઈલ (અલયહિસ્સલામ) હતા. તમારી આ

મજલિસમાં એટલા માટે આવ્યા હતા કે તમને તમારો દીન શીખવાડે.'

['સહીહ મુસ્લિમ', 'સહીહ બુખારી', 'મઆરિફુલ હદીસ']

## દીન પાંચ ચીઝોનો સમૂહ છે

ઈબ્ને ઉમર (રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે,

રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'દીન પાંચ ચીઝોનો સમૂહ છે (જે દરેકે દરેક જરૂરી છે). તેમાં કોઈ ચીઝ પણ બીજીના વગર મકબૂલ નથી.'

### [૧] ઈમાન

- એ વાતની શહાદત આપવી કે અલ્લાહ તઆલાના સિવાય કોઈ મઅબૂદ (ઈબાદતના લાયક) નથી.
- અને (હઝરત) મુહમ્મદ (મુસ્તફા સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તેના બંદા અને રસૂલ છે.
- અને અલ્લાહ તઆલા પર અને તેના ફરિશ્તાઓ પર અને (તેની) કિતાબો પર અને તેના રસૂલો પર તેમજ જન્નત અને દોઝખ પર યકીન રાખવું તથા એના પર (યકીન રાખવું કે) મરવા પછી (હિસાબ અને કિતાબના માટે) ફરીથી જીવતા થવાનું છે.

આ એક વાત થઈ (એને ઈમાન કહે છે.)

### [૨] નમાઝ

પાંચ નમાઝો ઈસ્લામના સ્તંભ છે. અલ્લાહ તઆલા નમાઝ વગર ઈમાન પણ કબૂલ નહીં કરશે.

## [૩] ઝકાત

ઝકાત ગુનાહોનો કફફારો છે. ઝકાતના વગર અલ્લાહ તઆલા ઈમાન અને નમાઝ પણ કબૂલ નહીં કરશે.

## [૪] રોઝહ

પછી જેણે આ અરકાન અદા કરી લીધા અને રમઝાન શરીફનો મહિનો આવી ગયો અને કોઈ ઉઝર (શરઈ કારણ) વગર જાણીબૂજીને એમાં રોઝા ન રાખ્યા તો અલ્લાહ તઆલા ન તેનું ઈમાન કબૂલ કરશે, ન નમાઝ કબૂલ કરશે કે ન ઝકાત કબૂલ કરશે.

## [૫] હજ્જ

જે શખ્સે આ ચાર રુકન અદા કરી લીધા, એના પછી હજ્જ કરવાની પણ હેસિયત થઈ, તે પછી તેણે ન પોતે હજ્જ કરી અને તેના (મરવા પછી) ન કોઈ બીજા સગાં–સંબંધીએ તેના તરફથી હજ્જ કરી તો તેનું ઈમાન, નમાઝ, ઝકાત અને રોઝા કંઈ કબૂલ નથી. કબૂલ ન હોવાનો અર્થ એ છે કે ઈસ્લામના કોઈ રુકનમાં કોતાહી (ઊણપ) થવાથી બીજા આ'માલ દોઝખથી તરત જ મુક્તિ અપાવવાના માટે પૂરતાં ન થશે.

['અલ હિલ્યહ', 'તર્જુમાનુસ્સુન્નહ']

# પરિપૂર્ણ ઈસ્લામ

અબૂ હુરયરહ (રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

ઈસ્લામ એ છે કે :–

- અલ્લાહ તઆલાની ઈબાદત કરો.

- કોઈને તેનો શરીક ન બનાવો.
- નિયમાનુસાર નમાઝ પઢો.
- ઝકાત અદા કરો.
- રમઝાનના રોઝા રાખ્યા કરો.
- બયતુલ્લાહની હજજ કરો.
- ભલી વાત બતાવ્યા કરો.
- બુરી વાતથી રોકયા કરો.
- (ઘરમાં આવીને) ઘરવાળાઓને સલામ કર્યા કરો.

જે શખ્સ આ વાતોમાંથી કોઈ વાત નથી કરતો, તે ઈસ્લામનો એક અંશ અધૂરો કરે છે અને જે શખ્સ એ બધી જ વાતોને છોડી દે તેણે તો ઈસ્લામથી પીઠ જ ફેરવી લીધી.

['હાકિમ', 'તર્જુમાનુસ્સુન્નહ']

હઝરત તલ્હા ઈબ્ને ઉબૈદુલ્લાહ (રદિ.)થી રિવાયત છે કહે છે કે,

'એક શખ્સ નજદના ઈલાકાનો રહેવાશી હતો, તેના વાળો અસ્તવ્યસ્ત (વિખેરાયેલા) હતા, (તે કંઈ કહેતો કહેતો) રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની તરફ આવ્યો.

અમે તેના ગણગણાટને તો સાંભળતા હતા, પરંતુ અવાજ સાફ ન હોવાના કારણે અને કદાચ વધારે અંતર હોવાના કારણે અમે તેના શબ્દોને સમજી શકતા ન હતા. અહીં સુધી કે તે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની નજીક આવી ગયો.

હવે તે ઈસ્લામના વિશે પૂછવા માંડયો.'

(અર્થાત તેણે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી અરજ કરી કે,)

''મને ઈસ્લામના તે ખાસ અહકામ બતાવો જેના પર અમલ કરવું મુસલમાન તરીકે મારા માટે અને દરેક મુસલમાનના માટે જરૂરી છે.''

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'દિવસ–રાતમાં પાંચ નમાઝો છે (જે ફર્ઝ કરવામાં આવી

છે અને ઈસ્લામમાં એ સૌથી મહત્વનો ફર્ઝ છે.)'

તેણે અરજ કરી કે,

'શું એના સિવાય બીજી કોઈ નમાઝ પણ મારા માટે ફર્ઝ થશે ?'

આપે ફરમાવ્યું કે,

'ના.' (ફર્ઝ તો માત્ર આ પાંચ જ નમાઝો છે.) પરંતુ તમને હક છે કે પોતાના તરફથી અને પોતાના દિલની ખૂશીથી (આ પાંચ ફર્ઝ નમાઝો ઉપરાંત) બીજી પણ વધારાની નમાઝો પઢો (અને વધારે સવાબ મેળવો.)

પછી આપે ફરમાવ્યું કે,

'અને વરસમાં આખા રમઝાન માસના રોઝા ફર્ઝ કરવામાં આવ્યા છે. (અને એ ઈસ્લામનો બીજો સાર્વજનિક ફર્ઝ છે.)'

તેણે અરજ કરી કે,

'શું રમઝાનના સિવાય કોઈ બીજા રોઝા પણ મારા માટે ફર્ઝ થશે ?'

આપે ફરમાવ્યું કે,

'ના.' (ફર્ઝ તો માત્ર રમઝાનના જ રોઝા છે.) પરંતુ તમને હક છે કે પોતાના દિલની ખૂશીથી તમે બીજા નફલી રોઝા રાખો (અને અલ્લાહ તઆલાનો વધારે કુર્બ તથા સવાબ મેળવો.)

આ હદીસ નકલ કરનાર કહે છે કે,

'એ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે તે શખ્સને ઝકાત ફર્ઝ હોવાની વાત પણ કરી.'

એ સાંભળીને પણ તેણે એ જ કહ્યું કે,

'શું આ ઝકાત ઉપરાંત કોઈ બીજો સદકહ અદા કરવો પણ મારા માટે જરૂરી થશે ?'

આપે ફરમાવ્યું કે,

'ના.' (ફર્ઝ તો માત્ર ઝકાત જ છે.) પરંતુ તમને હક છે કે પોતાના દિલની ખૂશીથી તમે નફલી સદકહ આપો.

હદીસ નકલ કરનાર તલ્હા ઈબ્ને ઉબૈદુલ્લાહ (રદિયલ્લાહુ અન્હુ) કહે છે કે, તેના પછી તે પ્રશ્નો પૂછનાર શખ્સ પાછો ચાલ્યો ગયો અને તે કહેતો જતો હતો કે,

'(મને જે કંઈ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે બતાવ્યું છે) હું તેમાં (મારા પોતાના તરફથી) કોઈ વધારો કે ઘટાડો કરીશ નહીં.'

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે તેની (આ વાત સાંભળીને) ફરમાવ્યું કે,

'ફલાહ (સફળતા) મેળવી લીધી તેણે અગર તે સાચો છે.'

**['બુખારી', 'મુસ્લિમ', મઆરિફુલ હદીસ']**

## અલ્લાહ તઆલાથી નેક ગુમાન

હઝરત અબૂ હુરયરહ (રદિયલ્લાહુ અન્હુ) ફરમાવે છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું છે કે,

'નેક ગુમાન રાખવું અલ્લાહ તઆલાની સાથે બેહતરીન ઈબાદતોમાંથી છે. (અર્થાત અલ્લાહ તઆલાની સાથે નેક ગુમાન રાખવું પણ ઈબાદતમાં દાખલ છે.)'

**['મુસ્નદે અહમદ', અબૂ દાઉદ', 'મિશ્કાત']**

## ઈમાનની નિશાની

હઝરત અનસ (રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'તમારામાંથી કોઈ શખ્સ મોમિન નથી થઈ શકતો જયાં સુધી તેને પોતાના મા–બાપ, પોતાની અવલાદ અને સર્વજનોથી વધારે મારી મુહબ્બત ન હોય.'

['મઆરિફુલ હદીસ', 'બુખારી', 'મુસ્લિમ']

હઝરત અબૂ હુરયરહ (રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈર્શાદ ફરમાવ્યો કે,

- ઈમાનની સિત્તેર (૭૦) કરતાં પણ કંઈક વધારે શાખાઓ છે.
- એ બધી (શાખાઓ)માં સૌથી આ'લા અને અફઝલ તો '**લા ઈલા–હ ઈલ્લલ્લાહ**'નો સ્વીકાર કરવો.
  અર્થાત તવહીદની શહાદત આપવું છે.
- એ બધી (શાખાઓ)માં અદના દરજજાની ચીઝ ઈજા અને તકલીફ દેનારી વસ્તુઓને રસ્તામાંથી હટાવવું છે.
- અને હયા ઈમાનની એક મહત્વની શાખા છે.

['મઆરિફુલ હદીસ', 'બુખારી', 'મુસ્લિમ']

હઝરત અબૂ ઉમામહ (રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે,

એક શખ્સે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી પૂછ્યું કે,

''ઈમાન શું છે ?''

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'જયારે તમને પોતાના સારાં કાર્યોથી આનંદ થાય અને બૂરા કામોથી રંજ અને દુઃખ થાય તો તમે મોમિન છો.'

['મઆરિફુલ હદીસ', 'મુસ્નદે અહમદ']

અબૂ હુરયરહ (રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

- હયા અને શરમ ઈમાનથી પયદા થાય છે અને ઈમાનનો નતીજો જન્નત છે.
- બેહયાઈ (નિર્લજજતા) અને ફહશ કલામી (શરમજનક અને

અશ્લીલ વાણી) વિકૃત સ્વભાવના કારણે પયદા થાય છે અને તેનો નતીજો દોઝખ છે.

['મુસ્નદે અહમદ', 'તિરમિઝી']

ઈબ્ને ઉમર (રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'હયા અને ઈમાન બંને એક બીજાની સાથે સંકળાયેલા છે. જયારે એમાંથી એક ઉઠાવી લેવામાં આવે છે ત્યારે બીજાને પણ ઉઠાવી લેવામાં આવે છે.'

['મઆરિફુલ હદીસ']

અને ઈબ્ને અબ્બાસ (રદિયલ્લાહુ અન્હુ)ની રિવાયતમાં આ મઝમૂન આ પ્રમાણે છે કે,

'જયારે એમાંથી એક છીનવી લેવામાં આવે છે, ત્યારે બીજું પણ એની પાછળ પાછળ રવાના થાય છે.'

['શુઅબુલ ઈમાન', 'તર્જુમાનુસ્સુન્નહ']

અબૂ હુરયરહ (રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'કોઈ છે એવો શખ્સ જે આ વતો પર અમલ કરે યા ઓછામાં ઓછું તે લોકોને બતાવી જ દે જેઓ એના પર અમલ કરે ?'

મેં કહ્યું કે,

'યા રસૂલલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ! હું હાજર છું.'

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે મારો હાથ પકડયો અને આ પાંચ વાતો ગણી બતાવી :–

ફરમાવ્યું કે,

(૧) 'હરામ વાતોથી દૂર રહેજે. મોટા ઈબાદતગુઝાર બંદાઓમાં (તારી) ગણના થશે.'

(૨) 'અલ્લાહ તઆલા જે કંઈ તમારી તકદીરમાં લખી ચૂકયા છે તેના પર રાજી રહેજો, મોટા બેનિયાઝ બંદાઓમાં થઈ જશો.'
(૩) 'પોતાના પડોશીની સાથે સારો વર્તાવ કરતા રહેજો, મોમિન બની જશો.'
(૪) 'જે વાત પોતાના માટે ચાહો છો તે જ બીજાઓના માટે પસંદ કરજો, કામિલ મુસલમાન બની જશો.'
(૫) 'અને ઘણા કહકહા ન લગાવશો (અટ્ટહાસ્ય ન કરશો) કારણકે એ દિલને મુર્દા બનાવી દે છે.'

['મુસ્નદે અહમદ', 'તિરમિઝી', 'તર્જુમાનુસ્સુન્નહ']

અબૂ શુરૈહ ખિઝાઈ (રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'કસમ અલ્લાહ તઆલાની ! તે મોમિન નથી !
કસમ અલ્લાહ તઆલાની ! તે મોમિન નથી !
કસમ અલ્લાહ તઆલાની ! તે મોમિન નથી !'

મેં પૂછયું કે,

'યા રસૂલલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ! કોણ મોમિન નથી ?!'

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'તે આદમી, જેના પડોશી, તેની શરારતો અને આફતોથી ભયભીત રહેતા હોય.'

['બુખારી', 'મઆરિફુલ હદીસ']

હઝરત અબૂ હુરયરહ (રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'તમે જન્નતમાં નથી જઈ શકતા જયાં સુધી ઈમાનવાળા ન થઈ જાઓ અને તમે પૂરા મોમિન નથી થઈ શકતા જયાં સુધી તમારામાં આપસમાં મુહબ્બત ન હોય. શું હું તમને એક એવી વાત ન બતાવી દઉં કે જો તમે તેના પર અમલ કરવા લાગો તો

તમારામાં આપસમાં મુહબ્બત પયદા થઈ જાય ?

અને તે વાત એ છે કે, તમે આપસમાં સલામનો રિવાજ ફેલાવો, અને તેને આમ કરી દો !'

['મુસ્લિમ', 'મઆરિફુલ હદીસ']

## ઈમાન અને ઈસ્લામનો સારાંશ

હઝરત તમીમ દારી (રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'દીન નામ છે ખુલૂસ (શુધ્ધ ભાવના) અને વફાદારીનું.'

અમે અરજ કરી કે,

'કોની સાથે ખુલૂસ અને વફાદારી ?'

ફરમાવ્યું કે,

- 'અલ્લાહ તઆલાની સાથે,
- અલ્લાહ તઆલાની કિતાબની સાથે,
- અલ્લાહ તઆલાના રસૂલની સાથે,
- મુસલમાનોના સરદારો અને પેશવાઓની સાથે,
- અને તેમના અવામ (પ્રજા)ની સાથે.'

['મઆરિફુલ હદીસ', 'મુસ્લિમ']

## ઈમાનનો આખરી દરજ્જો

હઝરત અબૂ સઈદ ખૂદરી (રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'જે કોઈ તમારામાંથી કોઈ બૂરી અને શરીઅતની વિરુધ્ધ વાત જુએ તો લાઝિમ છે કે જો તાકાત ધરાવતો હોય તો પોતાના હાથથી (અર્થાત જોર અને કુવ્વતથી) તેને બદલવાની અર્થાત (દુરૂસ્ત કરવાની) કોશિશ કરે અને જો એની તાકાત ધરાવતો ન હોય તો પછી પોતાની જબાનથી જ તેને બદલવાની કોશિશ કરે અને જો એની પણ તાકાત ધરાવતો ન હોય તો પોતાના દિલથી જ બૂરી સમજે અને આ ઈમાનનો ઝઈફતરીન (સૌથી વધારે કમજોર) દરજ્જો છે.'

['મુસ્લિમ', 'મઆરિફુલ હદીસ']

# અલ્લાહ તઆલા અને તેના રસૂલથી મુહબ્બત

હઝરત અનસ (રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે,

જનાબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'ત્રણ ચીઝો એવી છે કે, તે જે શખ્સમાં હશે તેને તેના કારણે ઈમાનની હલાવત (મીઠાશ) પ્રાપ્ત થશે.'

(૧) એક તે શખ્સ જેની નઝદીક અલ્લાહ અને તેનો રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) બીજી બધી વસ્તુઓ કરતાં વધારે મહબૂબ હોય. (અર્થાત જેટલી મુહબ્બત તેને અલ્લાહ અને રસૂલથી હોય તેટલી બીજા કોઈનાથી ન હોય.)

(૨) અને એક શખ્સ તે છે જેને કોઈ બંદાથી મુહબ્બત હોય અને માત્ર અલ્લાહના માટે જ હોય.
(અર્થાત કોઈ દુન્યવી ગરજથી ન હોય. માત્ર એટલા જ માટે મુહબ્બત હોય કે તે શખ્સ અલ્લાહવાળો છે.)

(૩) અને એક તે શખ્સ છે જેને અલ્લાહ તઆલાએ કુફ્રથી બચાવી લીધો

હોય. (ભલે પહેલાંથી જ બચાવી રાખેલો હોય અથવા કુફ્રથી તવબા કરી લીધી અને બચી ગયો.) અને આ (બચાવી લીધા) પછી તે કુફ્રની તરફ જવાને એટલો નાપસંદ કરે છે, જેવો આગમાં ફંગોળાવાને નાપસંદ કરે છે.

['બુખારી', 'મુસ્લિમ', 'હયાતુલ મુસ્લિમીન']

હઝરત મઆઝ ઈબ્ને જબલ (રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે,

'મેં નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી અફઝલ ઈમાન વિશે પ્રશ્ન પૂછયો (અર્થાત પૂછયું કે) :–

(ઈમાનનો આ'લા અને અફઝલ દરજજો કયો છે ? તથા તે કયા આ'માલ અને અખ્લાક છે જેના ઝરિયાથી તેને મેળવી શકાય છે.)

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈર્શાદ ફરમાવ્યો કે,

'બસ, અલ્લાહ તઆલાના માટે જ કોઈથી તમારી મુહબ્બત હોય અને અલ્લાહ તઆલાના જ માટે બુગ્ઝ અને અદાવત હોય (અર્થાત દોસ્તી અને દુશ્મની જેનાથી પણ હોય, માત્ર અલ્લાહ તઆલાના જ માટે હોય.)'

અને બીજું એ કે :–

'પોતાની જબાનને તમે અલ્લાહ તઆલાની યાદમાં (ઝિક્રમાં) લગાવી રાખો.'

હઝરત મઆઝ (રદિયલ્લાહુ અન્હુ)એ અરજ કરી કે,

'યા રસૂલલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ! બીજું કંઈ ?'

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'અને એ કે :–

બીજાઓના માટે પણ તે જ ચાહો અને તે જ પસંદ કરો, જે પોતાના માટે પસંદ કરો છો અને ચાહો છો.

વળી તેઓના માટે તે ચીઝોને પણ નાપસંદ કરો જે પોતાના માટે નાપસંદ કરો છો.'

['બુખારી', 'મુસ્લિમ', 'મુસ્નદે અહમદ' 'મઆરિફુલ હદીસ']

# મુહબ્બત નઝદીકીનો ઝરિયો છે

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદ (રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે,

એક શખ્સ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખિદમતમાં હાજર થયો.

તેણે અરજ કરી કે,

'હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) !
શું ફરમાવો છો આપ તે શખ્સના વિશે જેને એક જમાઅતથી મુહબ્બત છે, પરંતુ તે તેઓની સાથે નથી થઈ શકયો ?'

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'જે આદમી જેનાથી મુહબ્બત રાખે છે, (તે) તેની સાથે જ છે. (અથવા એ કે, આખિરતમાં તેની સાથે કરી દેવામાં આવશે.)'

**['સહીહ બુખારી', 'મુસ્લિમ', 'મઆરિફુલ હદીસ']**

હઝરત અનસ (રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે,

એક શખ્સે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી અરજ કરી કે,

'હઝરત ! કિયામત કયારે આવશે ?'

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'અફસોસ તારા હાલ પર !'

(કિયામતનો સમય અને તેના આવવાની ખાસ ઘડી જાણવા ચાહે છે ?! તો બતાવ :–)

'તેં તેના માટે શી તૈયારી કરી છે ?'

તેણે અરજ કરી કે,

'મેં તેના માટે કોઈ ખાસ તૈયારી તો નથી કરી.'

(જે આપની સમક્ષ કહેવાના લાયક અને ભરોસાપાત્ર હોય)

અલબત્ત (તૌફીકે ઈલાહીથી મને એ અવશ્ય પ્રાપ્ત થયેલ છે કે :–)

'મને અલ્લાહ અને તેના રસૂલથી મુહબ્બત છે.'

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'તને જેમનાથી મુહબ્બત છે, તું તેમની જ સાથે છે અતે તને તેઓની નઝદીકી નસીબ થશે.'

હદીસને નકલ કરનાર હઝરત અનસ (રદિયલ્લાહુ અન્હુ) આ હદીસને બયાન કર્યા પછી ફરમાવે છે કે,

'મેં નથી જોયા મુસલમાનોને (અર્થાત હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના સહાબાને) કે ઈસ્લામમાં દાખલ થવા બાદ તેમને કોઈ ચીઝથી એટલી ખૂશી થઈ હોય જેટલી કે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની આ બશારતથી થઈ.'

**['સહીહ બુખારી', 'સહીહ મુસ્લિમ', 'મઆરિફુલ હદીસ']**

એક શખ્સ આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખિદમતમાં હાજર થયા અને અરજ કરી કે,

'યા રસૂલલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ! મને મારી બીવી, મારી અવલાદ અને મારા જાનથી પણ વધારે (મને) હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી મુહબ્બત છે. અને મારી હાલત એ છે કે, હું મારા ઘરે હોઉં છું અને હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ મને યાદ આવી જાય છે ત્યારે ત્યાં સુધી મને સબર અને જંપ નથી થતો જયાં સુધી ખિદમતમાં હાજર થઈને એક નજર જોઈ ન લઉં અને જયારે હું મારા મરવાનો અને હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની વફાતનો ખ્યાલ કરું છું ત્યારે મારી સમજમાં એ આવે છે કે, વફાત પછી હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તો જન્નતમાં પહોંચીને અંબિયા અલયહિમુસ્સલામના બુલંદ મકામ પર પહોંચાડી દેવામાં આવશે અને હું જો અલ્લાહની રહમતથી જન્નતમાં પણ ગયો તો મારી પહોંચ એ ઉચ્ચ મકામે થઈ શકશે નહીં એટલે આખિરતમાં હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના દીદારથી જાહેરી તૌર પર તો મેહરૂમી જ રહેશે!'

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે એ શખ્સની આ વાતનો કોઈ જવાબ પોતાના તરફથી નહીં આપ્યો અહીં સુધી કે સૂરએ 'નિસાઅ'ની આ આયત નાઝિલ થઈ :–

'વમંય યુતિઈલ્લા–હ વર્રસૂ–લ ફ ઉલાઈ–ક મઅલ્લઝી–ન અન્અમલ્લાહુ
અલયહિમ મિનન્નબિય્યી–ન વસ્સિદ્દીકી–ન વશ્શુહદાઈ
વસ્સાલિહી–ન વ હસુ–ન ઉલાઈ–ક રફીકા.'

[સૂરએ 'નિસાઅ' : ૬૯]

ભાવાર્થ :

અને જે લોકો ફરમાંબરદારી કરે અલ્લાહની અને તેના રસૂલની, તો તેઓ અલ્લાહના તે ખાસ બંદાઓની સાથે હશે જેમના પર અલ્લાહનું ખાસ ઈન્આમ છે અર્થાત અંબિયા, સિદ્દીકીન, શુહદા અને સાલિહીન વળી એ બધાં ઘણાં જ સારા રફીક (મિત્રો) છે.

['તબરાની', 'મઆરિફુલ હદીસ']

## માત્ર અલ્લાહ માટે કામ કરવાની ફઝીલતો

હઝરત મઆઝ ઈબ્ને જબલ (રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે,

મેં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને ફરમાવતા સાંભળ્યા કે,

'અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે કે :–
મારી મુહબ્બત વાજિબ છે તે લોકોના માટે જેઓ
આપસમાં મારા કારણે મુહબ્બત કરે અને
મારા સંબંધે કયાંક ભેગાં થઈને બેસે અને
મારા કારણે આપસમાં મુલાકાત કરે અને
મારા કારણે એકબીજા પર ખર્ચ કરે.'

['મુઅત્તા ઈમામ માલિક', 'મઆરિફુલ હદીસ']

હઝરત ઉમર (રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'અલ્લાહના બંદાઓમાં કેટલાંક એવા ખૂશનસીબ પણ છે જે નબી યા શહીદ તો નથી, પરંતુ કિયામતના દિવસે કેટલાયે અંબિયા અને શુહદા તેમના ખાસ મકામ અને કુર્બના કારણે તેઓ પર રશ્ક (ઈર્ષ્યા) કરશે !'

સહાબા (રદિયલ્લાહુ અન્હુમ અજમઈન)એ અરજ કરી કે,

'યા રસૂલલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ! અમને બતાવી દો કે તે કયા બંદાઓ છે ?!

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'એ તે લોકો છે જેઓએ કોઈ પણ રિશ્તા કે સગાઈ વગર અને કોઈ પણ જાતની માલી આપ-લે વગર માત્ર અલ્લાહની ખૂશનૂદીના કારણે આપસમાં મુહબ્બત કરી, તો કસમ છે અલ્લાહની કે, તેમના ચહેરાઓ કિયામતના દિવસે નૂરાની હશે, બલ્કે સરાસર નૂર હશે અને તેઓ નૂરના મિમ્બરો પર હશે અને આમ ઈન્સાનોને જયારે ભય અને ગભરાટ હશે ત્યારે તેઓ નિર્ભય અને સંતોષિત હશે, અને જયારે આમ ઈન્સાન ચિંતામાં ડૂબેલા હશે ત્યારે તેઓ નિશ્ચિંત હશે અને આ મોકા પર આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે આ આયત પઢી :-

**'અલા ઈન્ન અવલિયા અલ્લાહિ લા ખવફુન**
**અલયહિમ વલા હુમ યહઝનૂન'**

**[સૂરએ 'યૂનુસ' : ૬૨]**

**ભાવાર્થ :**

જાણી લેવું જોઈએ કે, જેઓ અલ્લાહના દોસ્ત છે અને તેની સાથે ખાસ સંબંધ ધરાવે છે, તેઓને ખૌફ અને ગમ ન હશે.

**['સુનને અબૂ દાઉદ', 'મઆરિફુલ હદીસ']**

હઝરત મઆઝ ઈબ્ને જબલ (રદિયલ્લાહુ અન્હુ) બયાન કરે છે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે કે, મારા પર વાજિબ છે કે, હું તે લોકોથી મુહબ્બત કરું જે લોકો મારા માટે આપસમાં મુહબ્બત અને દોસ્તી કરે છે, અને મારી વાતો માટે એક સ્થળે ભેગાં થઈને બેસે છે અને મારી મુહબ્બતના કારણે એકબીજાની મુલાકાત કરે છે અને મારી ખૂશનૂદી ચાહવાના માટે એકબીજાની સાથે નેક વર્તાવ કરે છે.'

['અહમદ', 'તિરમિઝી']

એક વખતે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સામેથી એક શખ્સ પસાર થયો. કેટલાંક લોકો આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની પાસે બેઠેલાં હતા.

તેમાંથી એક શખ્સે કહ્યું કે,

'યા રસૂલલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ! મને એ શખ્સથી માત્ર અલ્લાહના માટે મુહબ્બ્ત છે.'

આ સાંભળીને નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે પૂછયું કે,

'શું તમે આ વાત એ શખ્સને બતાવી દીધી છે !'

તે શખ્સે કહ્યું કે,

'ના (એને એ વાત બતાવી નથી.)'

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'જાઓ, અને એ શખ્સને બતાવી દો કે તમે અલ્લાહના માટે તેનાથી મુહબ્બત કરો છો.'

પેલો શખ્સ તરત જ ઊઠયો અને જઈને પેલા જનાર શખ્સને પોતાની લાગણી દર્શાવી.

એના જવાબમાં તેણે કહ્યું કે,

'તુજથી તે ઝાત મુહબ્બત કરે, જેના માટે તું મુજથી મુહબ્બત કરે છે.'

['તિરમિઝી', 'અબૂ દાઉદ']

# નેક લોકોની પાસે બેસવું

હઝરત અબૂ રઝીન (રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે,

તેમનાથી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું,
'શું હું તમને એવી વાત ન બતાઉં
જેના પર આ દીનનો (મોટો) આધાર છે ?
જેનાથી તમે દુનિયા અને આખિરતની ભલાઈ મેળવી શકો છો ?

(તે વાતો પૈકી)

- એક એ છે કે, અહલે ઝિક્ર (અલ્લાહ-અલ્લાહ કરનારાઓ)ની મજલિસોને મજબૂત પકડી લો !
- (અને બીજી વાત એ છે કે)
  જયારે એકલા હો ત્યારે શકય હોય ત્યાં સુધી અલ્લાહના ઝિક્રથી જબાનને કંપિત રાખો !
- (અને ત્રીજી વાત એ છે કે)
  અલ્લાહ તઆલાના જ માટે મુહબ્બત રાખો અને અલ્લાહ તઆલાના જ માટે બુગ્ઝ (અદાવત) રાખો... (અંત સુધી)

['બયહકી']

**નોંધ :**

આ વાત અનુભવથી પણ જાણવા મળે છે. નેક લોકોની સુહબત સમગ્ર દીનની જડ અને મૂળ છે. દીનની હકીકત, દીનની હલાવત (મીઠાશ), દીનની કુવ્વતના જેટલાં ઝરિયા છે, તે બધાં કરતાં ચઢિયાતો ઝરિયો નેક લોકોની સુહબત છે.

['હયાતુલ મુસ્લિમીન']

# વસવસા

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખિદમતમાં એક શખ્સ હાજર થયો અને અરજ કરી કે,

'કયારેક કયારેક મારા દિલમાં એવાં બૂરા વિચારો આવે છે કે, સળગીને કોલસો થઈ જવું મને એના કરતાં વધારે પસંદ છે કે હું તેને જબાનથી કાઢું.'

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈર્શાદ ફરમાવ્યો કે,

'અલ્લાહ તઆલાની હમ્દ અને તેનો શુક્ર છે જેણે એના મુઆમલાને વસવસાની તરફ ફેરવી દીધા છે.'

(અર્થાત એ વિચારો માત્ર વસવસાની હદ સુધી છે.)

['અબૂ દાઉદ']

(શંકા–કુશંકા તથા બદઅમલી–દુરાચારનું કારણ નથી.)

['મઆરિફુલ હદીસ']

હઝરત અબૂ હુરયરહ (રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'લોકોમાં હંમેશાં નકામા સવાલો અને ટીકા–ટીપ્પણો ચાલુ રહેશે, અહીં સુધી કે આવો મુર્ખાઈ ભરેલો સવાલ પણ પૂછવામાં આવશે કે,

'અલ્લાહ તઆલાએ તમામ મખ્લૂકને પયદા કરી છે તો પછી અલ્લાહ તઆલાને કોણે પયદા કર્યા છે ?'

એટલે જેને એનાથી વાસ્તો પડે તે આમ કહીને વાતને ખત્મ કરી દે કે,

'અલ્લાહ તઆલા પર અને તેના રસૂલો પર મારું ઈમાન છે.'

['મઆરિફુલ હદીસ', 'બુખારી', 'મુસ્લિમ']

# તકદીર પર ઈમાન લાવવું જરૂરી છે

હઝરત અબૂ ખુઝામહ (રદિયલ્લાહુ અન્હુ)ની પોતાના વાલિદથી રિવાયત છે કે,

તેમણે બયાન કર્યું કે,

મેં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી અરજ કરી કે, શું ઈર્શાદ છે આ વિષયમાં કે :–

- ઝાળ–ફૂંકના તે તરીકાઓ જેને અમે દુ:ખ દર્દમાં ઉપયોગ કરીએ છીએ.
- દવાઓ જેના વડે અમે અમારો ઈલાજ કરીએ છીએ.
- મુસીબતો અને તકલીફોથી બચવાની તે તદબીરો જેને અમે અમારા બચાવના માટે ઉપયોગ કરીએ છીએ.

શું આ ચીઝો અલ્લાહ તઆલાની કઝા અને કદર (તકદીર)ને ફેરવી દે છે ?

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'આ બધી ચીઝો પણ અલ્લાહ તઆલાની તકદીરમાંથી છે.'

['મુસ્નદે અહમદ', 'તિરમિઝી', 'ઈબ્ને માજહ', 'મઆરિફુલ હદીસ']

હઝરત અબૂ હુરયરહ (રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે,

એક વખતે અમે લોકો (મસ્જિદે નબવીમાં બેસીને) કઝા અને કદર (તકદીર)ના મસ્અલા વિશે ચર્ચા અને વાદ–વિવાદ કરી રહ્યા હતા કે એ જ હાલમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ બહાર તશરીફ લાવ્યા (અને અમને આ ચર્ચા કરતા જોયા) તો આપ ઘણા ગુસ્સામાં આવી ગયા અને ગઝબનાક થઈ ગયા. અહીં સુધી કે (આપનો) મુબારક ચહેરો લાલ થઈ ગયો અને એટલો લાલઘુમ થઈ ગયો કે, એવું લાગતું હતું કે આપના ગાલો પર દાડમ નીચવી દેવામાં આવ્યાં છે !

તે પછી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે અમને ફરમાવ્યું કે,

'શું તમને એ જ હુકમ કરવામાં આવ્યો છે ?!'

'શું હું તમારા માટે એ જ પયગામ લાવ્યો છું ?!
(કે તમે તકદીર જેવા મહત્વના અને નાઝુક મસ્અલા વિશે ચર્ચા કરો ?)

ખબરદાર !

તમારાથી અગાઉની ઉમ્મતો ત્યારે જ હલાક થઈ જયારે તેઓએ આ મસ્અલામાં વાદ–વિવાદ અને ચર્ચાને પોતાનો તરીકો બનાવી લીધો.

હું તમને કસમ આપું છું,
હું તમારા પર લાઝિમ કરું છું કે,
આ મસ્અલામાં હરગિઝ દલીલ અને ચર્ચા ન કર્યા કરશો !'

['તિરમિઝી', 'મઆરિફુલ હદીસ']

હઝરત અલી (રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈર્શાદ ફરમાવ્યો કે,
'તમારામાંથી દરેકનું ઠેકાણું દોઝખનું કે જન્નતનું લખાઈ ચૂકેલું છે.'

(મતલબ એ છે કે, જે શખ્સ દોઝખમાં કે જન્નતમાં જયાં પણ જશે, તેની એ જગા પહેલાંથી નિર્શિત અને નકકી થઈ ચૂકી છે.)

સહાબા (રદિયલ્લાહુ અન્હુમ અજમઈન)એ અરજ કરી કે,
'તો અમે અમારી આ લખાઈ ચૂકેલી તકદીર પર ભરોસો કરીને બેસી ન જઈએ અને કોશિશ તથા અમલ છોડી ન દઈએ ?!'

(મતલબ એ છે કે, જયારે બધું અગાઉથી જ નકકી થયેલું અને લખાયેલું છે તો પછી અમે કોશિશ અને અમલની માથાકૂટ શા માટે કરીએ ?!)

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,
'ના, અમલ કરતા જાઓ, કારણકે, દરેકને તેની જ તૌફીક મળે છે, જેના માટે તે પયદા થયો છે. એટલે જે શખ્સ નેકબખ્તોમાંથી છે તેને સઆદત અને નેકબખ્તીના કામોની તૌફીક મળે છે અને જે

કોઈ બદબખ્તીમાંથી છે તેને શકાવત અને બદબખ્તીવાળા બૂરા કાર્યોની જ તૌફીક મળે છે.'

એ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે કુર્આને પાકની આ આયત તિલાવત ફરમાવી :–

'ફઅમ્મા મન અઅતા વત્તકા વ સદ્દ–ક બિલ્હુસ્ના ફસનુયસ્સિરુહૂ લિલ્યુસ્રા વ અમ્મા મમ્બખિ–લ વસ્તગ્ના વ કઝઝ–બ બિલ્હુસ્ના ફસનુયસ્સિરુહૂ લિલઉસ્રા.'

[સૂરએ 'વલ્લયલ', 'મઆરિફુલ હદીસ']

ભાવાર્થ :

- તો જેણે આપ્યું અને ડરતો રહ્યો અને સાચી જાણી ભલી વાતને તો અમે તેને ધીરે ધીરે પહોંચાડી દઈશું આસાનીમાં.
- અને જેણે ન આપ્યું અને બેપર્વાહ રહ્યો તેમજ જૂઠી જાણી ભલી વાતને તો અમે તેને ધીરે ધીરે પહોંચાડી દઈશું સખ્તીમાં.

કોઈ કામ થઈ જવા બાદ આ પ્રમાણે બોલવાની મનાઈ છે કે,

'કાશ ! હું આમ ન કરતે (અને એના બદલે) આમ કરતે !'

ફરમાવ્યું કે,

'એ રીતે શેતાનની અસરનો દરવાજો ખૂલે છે.'

બલ્કે ઈર્શાદ ફરમાવ્યો કે,

એના કરતાં વધારે ફાયદાકારક શબ્દો આ છે :–

'જે કંઈ અલ્લાહની તકદીર હતી તે થયું અને જે અલ્લાહ ચાહશે તે થશે.'

['ઝાદુલમઆદ']

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે,

હું નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની પાછળ હતો. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે મને ફરમાવ્યું કે,

- 'હે છોકરા ! હું તને કેટલીક વાતો બતાઉં છું :–
- અલ્લાહ તઆલાનો ખ્યાલ રાખ, તે તારી હિફાઝત ફરમાવશે.
- અલ્લાહ તઆલાનો ખ્યાલ રાખ, તું તેને પોતાની સામે (યાને નજીક) પામશે.
- જ્યારે તારે કંઈ માંગવું હોય, તો અલ્લાહ તઆલાથી માંગ.
- અને જ્યારે તને મદદની જરૂરત હોય ત્યારે અલ્લાહ તઆલાથી મદદ માંગ.
- અને આ યકીન કરી લે કે, આખો સમૂહ અગર એ વાત પર સંમત થઈ જાય કે તને કોઈ વાતથી નફો પહોંચાડી દે તો તને હરગિઝ નફો નથી પહોંચાડી શકતા, એવી ચીઝના સિવાય કે જે અલ્લાહ તઆલાએ તારા માટે લખી દીધી છે.
- અને જો તેઓ બધાં આ વાત પર સંમત થઈ જાય કે, તને કોઈ વાતથી નુકસાન પહોંચાડે તો તને હરગિઝ નુકસાન નથી પહોંચાડી શકતા એવી ચીઝના સિવાય કે, જે અલ્લાહ તઆલાએ તારા માટે લખી દીધી હતી.'

['તિરમિઝી', 'હયાતુલ મુસ્લિમીન']

## તકવો (પરહેઝગારી)

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈર્શાદ ફરમાવ્યો કે,

'હું તમને વસિય્યત કરું છું, અલ્લાહ તઆલાના તકવાની, કારણ કે આ તકવો ઘણો વધારે શોભિત કરનારો અને શણગાર કરનારો છે, તમારા તમામ કામોને.'

અબૂઝર (રદિયલ્લાહુ અન્હુ) કહે છે કે,

મેં અરજ કરી કે,

'હઝરત ! હજુ વધારે વસીયત ફરમાવો !'

આપ સલ્લલલાહુ અલયહિ વ સલ્લમે ઈર્શાદ ફરમાવ્યો કે,

'તમે કુર્આન મજીદની તિલાવત અને અલ્લાહના ઝિક્રને લાઝિમ પકડી લો, કારણકે આ તિલાવત અને ઝિક્ર ઝરિયો થશે આસમાનમાં તમારા ઝિક્રનો અને તે જમીનમાં (કબરમાં) નૂર થશે તમારા માટે.'

અબૂઝર (રદિયલ્લાહુ અન્હુ) કહે છે કે,

મેં ફરી પાછી અરજ કરી કે,

'હઝરત ! મને કંઈ હજુ વધારે નસીહત ફરમાવો !'

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈર્શાદ ફરમાવ્યો કે,

'વધારે ખામોશ રહેવાની અને ઓછું બોલવાની આદત અપનાવો, કારણકે આ આદત શયતાનને દૂર કરનારી અને દીનના મામલામાં તમને મદદ કરનારી છે.'

અબૂઝર (રદિયલ્લાહુ અન્હુ) કહે છે કે,

મેં અરજ કરી કે,

'મને હજુ વધારે નસીહત ફરમાવો !'

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'વધારે હસવાનું છોડી દો, કારણકે આ આદત દિલને મુર્દા કરી દે છે અને આદમીના ચહેરાનું નૂર એના કારણે જતું રહે છે.'

મેં અરજ કરી કે,

'હઝરત ! મને હજુ વધારે નસીહત ફરમાવો !'

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈર્શાદ ફરમાવ્યો કે,

'હંમેશા હક અને સાચી વાત કહો ભલેને (લોકોના માટે) નાપસંદ અને કડવી હોય.'

મેં કહ્યું કે,

'મને હજુ વધારે નસીહત ફરમાવો !'

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'અલ્લાહની બાબતમાં કોઈ ટીકા કરનારની પરવાહ ન કરો.'

મેં અરજ કરી કે,

‘હઝરત ! મને હજુ વધારે નસીહત ફરમાવો !’

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈર્શાદ ફરમાવ્યો કે,

‘તમે જે કંઈ પોતાના નફસના વિશે અને પોતાની ઝાતના વિશે જાણો છો, જરૂરી છે કે તે તમને દૂર રાખે, બીજાઓના અયબોની પાછળ પડવાથી.’

[‘બયહકી’, ‘મઆરિફુલ હદીસ’]

હઝરત મુઆવિયહ (રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે,

તેમણે ઉમ્મુલ મુઅમિનીન હઝરત આયશા (રદિયલ્લાહુ અન્હા)ને પત્ર લખ્યો અને તેમાં દરખાસ્ત કરી કે, આપ મને કંઈ નસીહત અને વસિય્યત ફરમાવો, પરંતુ વાત ટૂંકી અને જામિઅ (અર્થસભર) હોય, ઘણી વધારે ન હોય.

ઉમ્મુલ મુઅમિનીન હઝરત આયશા (રદિયલ્લાહુ અન્હા)એ તેમને આ ટૂંકો પત્ર લખ્યો :–

‘સલામ હો તમારા પર !’

અમ્મા બઅદ,

મેં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી સાભંળ્યું,

આપ ફરમાવતા હતા કે,

‘જે કોઈ અલ્લાહને રાજી કરવા ચાહે (ભલેને) લોકો તેનાથી ખફા થઈ જાય, તો અલ્લાહ તઆલા તેને લોકોની ચિંતાથી અને તેઓના બોજાથી બેપરવાહ કરી દેશે અને ખૂદ તેના માટે કાફી હશે.

અને જે કોઈ બંદાઓને રાજી કરવા ચાહશે, અલ્લાહને નારાજ કરીને, તો અલ્લાહ તેને લોકોના હવાલે કરી દેશે. વસ્સલામ !’

[‘જામિઅ તિરમિઝી’, ‘મઆરિફુલ હદીસ’]

# નેક કામોથી લોકપ્રિયતા મળવી

હઝરત અબૂઝર ગિફફારી (રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી પૂછવામાં આવ્યું કે,

'શું ઈર્શાદ છે એવા શખ્સના વિશે જે કોઈ સારો અમલ કરે છે અને તેના કારણે લોકો તેની તા'રીફ કરે છે?'

અને એક રિવાયતમાં છે કે,

પૂછનારાએ આ પ્રમાણે અરજ કરી કે,

'શું ઈર્શાદ છે એવા શખ્સના વિશે જે કોઈ સારો અમલ કરે છે અને તેના કારણે લોકો તેનાથી મુહબ્બત કરે છે?'

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈર્શાદ ફરમાવ્યો કે,

'આ તો મોમિન બંદાની નકદ (રોકડી) બશારત છે.'

['સહીહ મુસ્લિમ']

એ જ પ્રમાણે જો કોઈ શખ્સ કોઈ નેક અમલ એટલા માટે લોકોની સામે કરે છે કે, તેઓ એનું અનુસરણ કરે અને તેને શીખે, તો એ પણ રિયા (દંભ) ન હશે, બલ્કે આ સ્વરૂપમાં અલ્લાહના તે બંદાને તા'લીમ અને તબ્લીગનો પણ સવાબ મળશે.

ઘણી બધી હદીસોથી જાણવા મળે છે કે, હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના ઘણાં આ'માલમાં આ મકસદ પણ સમાયેલો રહેતો હતો.

અલ્લાહ તઆલા આપણને સૌને હકીકતે ઈખ્લાસ નસીબ ફરમાવે, પોતાના મુખ્લિસ બંદા બનાવે તેમજ રિયા, ઘમંડ જેવી દુષ્ટવૃત્તિઓથી આપણાં દિલોની હિફાઝત ફરમાવે. અલ્લાહુમ્મ આમીન.

['મઆરિફુલ હદીસ']

## ઈસ્લામની ખૂબી

હઝરત અબૂ હુરયરહ (રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'આદમીના ઈસ્લામની ખૂબી અને તેના કમાલમાં એ પણ શામેલ છે કે તે નકામા અને બિનઉપયોગી કામો અને વાતોને છોડનારો હોય.'

['મઆરિફુલ હદીસ', 'ઈબ્ને માજહ', 'તિરમિઝી']

## દુનિયાની દૌલતનો ઉપયોગ

હઝરત અબૂ હબશહ અનસારી (રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે,

મેં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી સાંભળ્યું કે, આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફરમાવતા હતા કે,

'ત્રણ વાતો છે જેના પર હું કસમ ખાઉ છું અને તે ઉપરાંત એક બીજી વાત છે જેને હું તમારાથી બયાન કરવા ચાહું છું. તો તમે એને યાદ કરી લો ! જે ત્રણ વાતો પર હું કસમ ખાઉ છું (તે આ છે) :–

(૧) તેમાં એક તો એ છે કે,
કોઈ બંદાનો માલ સદકહના કારણે ઓછો નથી થતો.

(૨) અને બીજી વાત એ છે કે,
નહીં કરવામાં આવશે કોઈ બંદા પર એવો ઝુલ્મ જેના પર તે મઝલૂમ બંદો સબર કરે, પરંતુ અલ્લાહ તઆલા તેના બદલામાં તેની ઈઝઝતને વધારશે.

(૩) અને ત્રીજી વાત એ છે કે,
નહીં ખોલશે કોઈ બંદો સવાલનો (ભીખ માંગવાનો) દરવાજો, પરંતુ અલ્લાહ તઆલા ખોલી દેશે તેના પર ફક્ર (દરિદ્રતા, ગરીબી)નો દરવાજો.

એ પછી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'અને જે વાત આ ઉપરાંત તમને બયાન કરવા ચાહું છું, જેને તમારે યાદ કરી લેવી અને યાદ રાખવી જોઈએ તે એ છે કે :–

○ દુનિયા ચાર પ્રકારના લોકો માટે છે :–

(૧) એક તે બંદો જેને અલ્લાહ તઆલાએ માલ આપ્યો છે, અને જિંદગીના સહીહ તરીકાનો ઈલ્મ પણ અલ્લાહે તેને આપ્યો છે, એટલે તે આ માલના ખર્ચ અને ઉપયોગમાં અલ્લાહ તઆલાથી ડરે છે અને એના મારફતે સિલહરહમી (અર્થાત સગાં–સ્નેહીઓ સાથે ઉદાર વર્તાવ) કરે છે અને એમાં જે કંઈ અમલ અને ખર્ચ કરવા ચાહે છે તે અલ્લાહ તઆલાની રઝા (પ્રસન્નતા)ના માટે જ કરે છે. તો એવો બંદો સૌથી આ'લા અને અફઝલ મરતબા પર નિયુકત છે.

(૨) બીજો તે બંદો છે જેને અલ્લાહ તઆલાએ સહીહ ઈલ્મ તો આપેલો છે, પરંતુ તેને માલ નથી આપ્યો. એટલે તેની નિય્યત સહીહ અને સાચી છે અને તે પોતાના દિલ તેમજ જબાનથી કહે છે કે, જો મને માલ મળી જાય તો, હું પણ ફલાણાં (નેક બંદા)ની જેમ એનો ઉપયોગ કરું, તો એ બંનેનો અજર એકસરખો છે.

(૩) (ત્રીજા પ્રકારમાં) તે લોકો છે જેમને અલ્લાહ તઆલાએ માલ આપ્યો અને તેના ખર્ચ તથા ઉપયોગનો સહીહ ઈલ્મ અને જઝબહ નથી આપ્યો. તેઓ નાદાની સાથે, અલ્લાહના ડરથી બે ખૌફ થઈને, એ માલને વગર વિચાર્યે ગલત રસ્તાઓમાં ખર્ચ કરે છે. એના મારફતે સિલહરહમી નથી કરતા અને જેવી રીતે એને ખર્ચ અને ઉપયોગ કરવો જોઈએ તે રીતે નથી કરતા, તો એ લોકો સૌથી બૂરા મકામ (સ્થાન) પર છે.

(૪) (ચોથા પ્રકારમાં) તે લોકો છે, જેને અલ્લાહ તઆલાએ માલ પણ નથી આપ્યો અને સહીહ ઈલ્મ (અને સહીહ જઝબાહ) પણ નથી આપ્યો. એટલે તેઓની હાલત એ છે કે, તેઓ કહે છે કે, જો અમને માલ મળી જાય તો અમે પણ ફલાણાં (વૈભવ-વિલાસ અને ફુઝૂલ ખર્ચ) કરનાર શખ્સની જેમ અને એ જ તરીકા પર ખર્ચ ક રીએ તો એ જ એમની નિય્યત છે એટલે એ બંને સમૂહોનો ગુનાહ એકસરખો છે.

['જામિઅ તિરમિઝી', 'મઆરિફુલ હદીસ']

## દુનિયા અને આખિરતની હકીકત

હઝરત અમ્ર ઈબ્ને આસ (રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે એક દિવસે ખુત્બો આપ્યો જેમાં ઈર્શાદ ફરમાવ્યો કે,

'સાંભળી લો ! અને યાદ રાખો !

દુનિયા એક કામ ચલાવ અને (અલ્પ) સમયનો સોદાં છે. જે અત્યારે હાજર અને રોકડો છે. (અને એની કોઈ કદર-કિમત નથી એટલા માટે) એમાં દરેક નેક અને બદનો હિસ્સો છે અને બધાં એમાંથી ખાય છે.

અને યકીન કરો કે, આખિરત એના નકકી થયેલા સમય પર આવનારી છે. આ એક સાચી, અટળ હકીકત છે અને સર્વશકિતમાન શહેનશાહ એમાં જ (લોકોના આ'માલના પ્રમાણે જઝા અને સઝાનો) ફેસલો કરશે.

યાદ રાખો ! તમામ ખયર અને ખૂશગવારી અને એના તમામ પ્રકારો જન્નતમાં છે તથા તમામ દુઃખ અને બૂરાઈ અને એના તમામ પ્રકારો દોઝખમાં છે.

તો ખબરદાર ! (જે કંઈ કરો) અલ્લાહ તઆલાથી ડરીને કરો. (અને દરેક અમલ વખતે આખિરતના અંજામને નજરસમક્ષ રાખો.)

અને યકીન કરો ! તમને પોતપોતાના આ'માલની સાથે અલ્લાહ તઆલાની સામે રજૂ કરવામાં આવશે. જેણે જરાક જેટલીયે કોઈ નેકી કરી હશે તે તેને પણ જોઈ લેશે, અને જેણે જરાક જેટલીયે કોઈ બૂરાઈ કરેલી હશે તે તેને મેળવી લેશે.'

['મુસ્નદે ઈમામે શાફિઈ', 'મઆરિફુલ હદીસ']

## અલ્લાહના ખૌફ અને તકવાની ફઝીલત

હુઝૂરે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે હઝરત મઆઝ ઈબ્ને જબલ (રદિયલ્લાહુ અન્હુ)ને જયારે યમનના માટે ત્યાંના કાઝી યા આમિલ (ગવર્નર) બનાવી રવાના કર્યા ત્યારે તેમને વિદાય કરતી વખતે (એક લાંબી હદીસમાં) આપે કેટલીક નસીહતો અને વસીયતો તેમને ફરમાવી.

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈર્શાદ ફરમાવ્યો કે,

'હે મઆઝ ! કદાચ મારી જિંદગીના આ વરસ પછી મારી-તમારી મુલાકાત હવે ન થાય...

આ સાંભળીને હઝરત મઆઝ (રદિયલ્લાહુ અન્હુ) આપની જુદાઈના સદમાથી રડવા લાગ્યા.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે તેમની તરફથી મુખ ફેરવીને અને મદીનાની તરફ રુખ કરીને ફરમાવ્યું,

(સંભવિત છે કે આપની આંખો પણ આંસુભીની થઈ ગઈ હતી અને ઘણાં દુ:ખી હતા.)

'મારાથી ઘણાં વધારે નજીક અને મારી સાથે સંબંધ ધરાવનાર તે સૌ બંદાઓ છે જેઓ અલ્લાહથી ડરે છે (અને તકવાવાળી જિંદગી વીતાવે છે), તેઓ જે પણ હોય અને જ્યાં પણ હોય.'

['મુસ્નદે અહમદ', 'મઆરિફુલ હદીસ']

## દુનિયાની તુચ્છતા અને આખિરતનું મહત્વ

હઝરત જાબિર (રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું એક કાન કપાયેલા, મરેલાં બકરીના બચ્ચા પાસેથી પસાર થવાનું થયું.

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'તમારામાંથી કોણ પસંદ કરે છે કે, આ (મરેલું બચ્ચું) તેને એક દિર્હમમાં મળી જાય ?'

લોકોએ અરજ કરી કે,

'(દિર્હમ તો મોટી ચીઝ છે) અમે તો એને પસંદ નથી કરતાં કે, તે અમને કોઈ અદના ચીઝના બદલામાં પણ મળે !'

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'કસમ અલ્લાહની ! દુનિયા અલ્લાહ તઆલાની નજીક એના કરતાં પણ વધારે ઝલીલ (તુચ્છ) છે જેવી રીતે એ તમારી નજીક (તુચ્છ) છે.'

['મુસ્લિમ', 'હયાતુલ મુસ્લિમીન']

હઝરત ઈબ્ને મસઊદ (રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિવ સલ્લમ એક ચટાઈ પર સૂઈને

પછી ઊઠયા તો આપના બદને મુબારક પર ચટાઈની નિશાનીઓ પડી ગઈ હતી.

ઈબ્ને મસઊદ (રદિયલ્લાહુ અન્હુ)એ અરજ કરી કે,

'યા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ! આપ અમને પરવાનગી આપો કે અમે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના માટે બિસ્તર બિછાવી દઈએ અને (બિસ્તર) બનાવીએ !'

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમેં ફરમાવ્યું કે,

'મને દુનિયાથી શી નિસ્બત ! મારી અને દુનિયાની તો એવી મિસાલ છે જેવી રીતે કોઈ સવાર (ચાલતાં ચાલતાં) કોઈ ઝાડની નીચે છાંયડો મેળવવા માટે થોભી જાય ! પછી તેને છોડીને (આગળ) ચાલતો થઈ જાય !'

['અહમદ', 'તિરમિઝી', 'ઈબ્ને માજહ']

હઝરત અબૂ હુરયરહ (રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'પુષ્કળ યાદ કરતા રહો લિજ્જતોને છોડાવનારી ચીઝ અર્થાત મોતને.'

['તિરમિઝી', 'નસાઈ', 'ઈબ્ને માજહ', 'હયાતુલ મુસ્લિમીન']

અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'મોત તોહફો છે મોમિનનો.'

['બયહકી']

નોંધ :

એટલે તોહફાથી ખુશ થવું જોઈએ અને જો કોઈ અઝાબથી ડરતો હોય તો તેનાથી બચવાની તદબીર કરે અર્થાત અલ્લાહ અને રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના અહકામનું પાલન કરે. કોતાહી (ભૂલો અને ઊણપો) પર તૌબા કરે.

['હયાતુલ મુસ્લિમીન']

હઝરત બરાઅ ઈબ્ને આઝિબ (રદિયલ્લાહુ અન્હુ)થી (એક લાંબી હદીસમાં) રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'જયારે મોમિન દુનિયાથી આખિરત તરફ જવા લાગે છે ત્યારે તેની પાસે ઊજળાં ચહેરાવાળાં ફરિશ્તાઓ આવે છે. તેઓની પાસે જન્નતનું કફન અને જન્નતની ખૂશ્બૂ હોય છે.'

પછી મલકુલ મૌત (મૌતનો ફરિશ્તો) આવે છે અને કહે છે કે,

'હે પવિત્ર જીવ ! અલ્લાહ તઆલાની મગફિરતની તરફ અને રઝામંદીની તરફ ચાલ !'

પછી જયારે (મલકુલ મૌત) તેને લઈ લે છે, તો પેલા ફરિશ્તાઓ તેમના હાથમાં તેને નથી રહેવા દેતા અને તેને આ કફન અને ખૂશ્બૂમાં મૂકી દે છે અને તેનાથી મુશ્ક (કસ્તૂરી)ના જેવી ખૂશ્બૂ મહેકે છે અને તેને લઈને (ઉપર) ચઢે છે અને જયારે (જમીન પર રહેનારા) ફરિશ્તાઓની જમાઅતની પાસેથી પસાર થાય છે, ત્યારે તેઓ પૂછે છે કે,

'આ પાક રૂહ કોણ છે ?'

આ ફરિશ્તાઓ સારા સારા ઈલ્કાબોથી તેનું નામ બતાવે છે કે,

'આ ફલાણા-ફલાણાનો દીકરો છે !'

તે પછી દુનિયાના આસમાન સુધી તેને પહોંચાડે છે અને તેના માટે દરવાજાઓ ખોલાવે છે, અને દરવાજાઓ ખોલી દેવામાં આવે છે.

દરેક આસમાનના મુકર્રબ ફરિશ્તાઓ પોતાના નજીકના આસમાન સુધી લઈ જાય છે. અહીં સુધી કે સાતમા આસમાન સુધી તેને પહોંચાડવામાં આવે છે.

હક તઆલા ફરમાવે છે કે,

'મારા બંદાના આ'માલનામાને ઈલ્લીય્યીનમાં લખી દો અને તેને સવાલ તેમજ જવાબના માટે જમીન (પૃથ્વી) તરફ લઈ જાઓ !'

એટલી તેની રૂહને તેના બદનમાં પરત કરવામાં આવે છે, પરંતુ

એવી રીતે નહીં જેવી રીતે દુનિયામાં હતી, બલ્કે તે આલમ (દુનિયા)ના મુનાસિબ જેની હકીકત મરવા બાદ ખબર પડી જશે.

તે પછી તેની પાસે બે ફરિશ્તાઓ આવે છે અને કહે છે કે,
'તારો રબ (પરવરદિગાર) કોણ છે ?'

તે કહે છે કે,
'મારો રબ અલ્લાહ છે.'

પછી (ફરિશ્તા) પૂછે છે કે,
'તારો દીન શું છે ?'

તે કહે છે કે,
'મારો દીન ઈસ્લામ છે.'

તે પછી (ફરિશ્તા) પૂછે છે કે,
'આ કોણ શખ્સ છે જે તમારી પાસે મોકલવામાં આવ્યા હતા ?!'

તે કહે છે કે,
'આ અલ્લાહના પયગમ્બર છે.'

એક પુકારનારો અલ્લાહના તરફથી આસમાનથી પુકારે છે કે,
'મારા બંદાએ સાચા જવાબો આપ્યા.
એના માટે જન્નતનું બિછાનું બિછાવી દો !'

એને જન્નતનો પોષાક પહેરાવી દો !
એના માટે જન્નતની તરફનો દરવાજો ખોલી દો !
એટલે તેને જન્નતની હવા અને ખૂશ્બૂ આવતી રહે છે.

(એ પછી આ હદીસમાં કાફિરનો હાલ બયાન કરવામાં આવ્યો છે જે એનાથી બિલકુલ વિરુધ્ધ છે.)

['મુસ્નદે અહમદ', 'હયાતુલ મુસ્લિમીન']

# મોતની યાદ

એક લાંબી હદીસમાં હઝરત અબૂ સઈદ ખુદરી (રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ એક દિવસે નમાઝના માટે ઘરથી મસ્જિદમાં તશરીફ લાવ્યા ત્યારે આપે લોકોને એવી હાલતમાં જોયાં કે જાણે (ત્યાં મસ્જિદમાં) ખડખડાટ હસી રહ્યા છે (અને આ નિશાની હતી ગફલતના વધારાની) એટલા માટે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે (તેઓની આ હાલતની ઈસ્લાહના માટે) ઈર્શાદ ફરમાવ્યો કે,

'હું તમને બતાઉં છું કે જો તમે લિજ્જતોને તોડનારી મોતને વધારે યાદ કરતા રહો તો તે તમને આ ગફલતમાં સપડાવા ન દે, એટલે મોતને વધારે યાદ કરો.'

['જામિઅ તિરમિઝી', 'મઆરિફુલ હદીસ']

હઝરત અનસ (રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ એક યુવાનની પાસે તેના આખરી સમયે, જયારે કે તે આ દુનિયાથી વિદાય થઈ રહ્યો હતો, તશરીફ લઈ ગયા.

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે તેને પૂછયું કે,

'તમે અત્યારે પોતાને કેવી હાલતમાં જુઓ છો ?'

તેણે અરજ કરી કે,

'યા રસૂલલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ! મારી આ હાલત છે કે, હું અલ્લાહ તઆલાથી રહમતની ઉમ્મીદ પણ રાખું છું અને એની જ સાથે મને પોતાના ગુનાહોની સઝા અને અઝાબનો પણ ડર છે.'

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈર્શાદ ફરમાવ્યો કે,

'યકીન કરો કે, જે દિલમાં ઉમ્મીદ અને ખૌફની આ બંને

કેફિયતો આવા સમયે (અર્થાત મોતના સમયે) ભેગી હોય, તો અલ્લાહ તઆલા તેને તે અવશ્ય આપશે જેની અલ્લાહ તઆલાની રહમતથી ઉમ્મીદ છે અને તે અઝાબથી તેને અવશ્ય બચાવશે જેનો તેના દિલમાં ખૌફ અને ડર છે.'

['જામિઅ તિરમિઝી', 'મઆરિફુલ હદીસ']

# અલ્લાહના ખૌફના કારણે આવતા આંસુ

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ (રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈર્શાદ ફરમાવ્યો કે,

'અલ્લાહ તઆલાના ખૌફ અને હયબતથી જે મોમિન બંદાની આંખોથી કંઈક આંસુ નીકળે, ભલે ને તે પ્રમાણમાં ખૂબ જ અલ્પ, દાખલા તરીકે માખીના માથાં બરાબર (અર્થાત એક ટીપા જેટલું) હોય, પછી તે આંસુ વહીને તેના ચહેરા પર પહોંચી જાય તો અલ્લાહ તઆલા તે ચહેરાને દોઝખની આગના માટે હરામ ફરમાવી દેશે.'

['સુનને ઈબ્ને માજહ', 'મઆરિફુલ હદીસ']

# તબ્લીગ

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે એક દિવસે ખુત્બો આપ્યો. તેમાં કેટલાક મુસલમાનોની તા'રીફ ફરમાવી.

તે પછી ફરમાવ્યું કે,

'એવું કેમ છે કે, કેટલાક લોકો પોતાના પડોશીઓમાં દીનની સમજબૂઝ પેદા નથી કરતાં અને તેઓને દીન નથી શીખવતા તેમજ તેઓને દીનથી અજ્ઞાન રહેવાના ઈબ્રતનાક પરિણામો નથી બતાવતા અને તેઓને બૂરા કામોથી નથી રોકતા !'

અને એવું કેમ છે કે, કેટલાક લોકો પોતાના પડોશીઓથી દીનનો ઈલ્મ મેળવતા નથી અને દીનની સમજબૂઝ પયદા નથી કરતાં, અને દીનથી જાહિલ રહેવાના ઈબ્રતનાક પરિણામો માલૂમ નથી કરતાં !

અલ્લાહની કસમ ! લોકો ફરજિયાત પોતાના પડોશીઓને દીનની તા'લીમ આપે, તેઓમાં દીનની સમજબૂઝ પયદા કરે, તેઓને તસીહત કરે, તેઓને સારી વાતો બતાવે અને તેઓને બૂરી વાતોથી રોકે.

ઉપરાંત, લોકોએ ફરજિયાત પોતાના પડોશીઓથી દીન શીખવું જોઈએ, દીનની સમજ પયદા કરવી જોઈએ અને તેઓની નસીહતોને કબૂલ કરવી જોઈએ.'

['તબરાની', 'મઆરિફુલ હદીસ']

એક આદમીએ હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)ને કહ્યું કે,

'હું દીનની તબ્લીગનું કામ કરવા ચાહું છું.

અમ્ર બિલ મઅરૂફ અને નહય અનિલ મુન્કર[1]નું કામ કરવા ચાહું છું.'

તેમણે કહ્યું કે,

'શું તમે આ મરતબા પર પહોંચી ગયા છો ?'

તેણે કહ્યું કે,

'હા, આશા તો છે.'

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિયલ્લાહુ અન્હુ)એ કહ્યું કે,

---

[1] નેક કામોનો હુકમ કરવો અને બૂરા કામોથી રોકવું.

'જો તમને એ અંદેશો હોય કે,
કુર્આનની ત્રણ આયતો રુસ્વા કરી દેશે,
તો દીનની તબ્લીગનું કામ જરૂર કરો.'

તેણે પૂછયું કે,

'તે કઈ ત્રણ આયતો છે ?'

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિયલ્લાહુ અન્હુ)એ ફરમાવ્યું કે,

'પહેલી આયત આ છે :–

**'અતઅમુરૂનન્ના–સ બિલ્બિર્રિ વ તન્સવ–ન અન્ફુસકુમ'**

**[સૂરએ 'બ–ક–રહ']**

**ભાવાર્થ :**

શું તમે લોકોને નેકીની વઅઝ કહો છો અને પોતાને ભૂલી જાઓ છો ?!

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ કહ્યું કે,

'શું આ આયત પર સારી રીતે અમલ કરી લીધો છે ?'

તેણે કહ્યું કે, 'ના.'

બીજી આયત આ છે :–

**'લિ–મ તકૂલૂ–ન માલા તફઅલૂન.'**

**[સૂરએ 'સફ']**

(તમે શા માટે કહો છો તે વાત જેને (તમે) કરતાં નથી ?)
શું તમે એના પર સારી રીતે અમલ કરી લીધો છે ?

તેણે કહ્યું કે, 'ના.'

ત્રીજી આયત આ છે :–

**'મા ઉરીદુ અન ઉખાલિફકુમ ઈલા મા અન્હાકુમ અન્હુ.'**

**[સૂરએ 'હૂદ']**

**ભાવાર્થ :**

શુઅયબ અલયહિસ્સલામે પોતાની કોમને કહ્યું કે,

'જે બૂરી વાતોથી હું તમને મનાઈ કરું છું, તેને આગળ વધીને હું ખૂદ કરવા લાગું, મારી નિય્યત એ નથી, બલ્કે હું તો તેનાથી ઘણો દૂર રહીશ. (તમે મારી વાણી અને વર્તનમાં વિરોધાભાસ ન જોશો.)'

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિયલ્લાહુ અન્હુ)એ પૂછયું કે,

'આ આયત પર સારી રીતે અમલ કરી લીધો ?'

તેણે કહ્યું કે, 'ના.'

તો ફરમાવ્યું કે,

'જાઓ ! પહેલાં પોતાને નેકીનો હુકમ કરો અને બૂરાઈથી રોકો ! મુબલ્લિગ (તબ્લીગકર્તા)ની આ પહેલી મંઝિલ છે.'

**['મઆરિફુલ હદીસ', 'અદઅવત']**

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈર્શાદ છે કે,

'તે ઝાતની કસમ જેના કબજામાં મારી જાન છે !

તમે ફરજિયાત નેકીનો હુકમ કરતા રહો અને બૂરાઈથી રોકતા રહો, નહીંતર અલ્લાહ તઆલા ટૂંકમાં જ તમારા પર એવો અઝાબ મોકલી આપશે કે પછી તમે પુકારતા રહેશો અને કંઈ સાંભળવામાં ન આવશે.'

**['તિરમિઝી']**

હઝરત ઈકરમહ (રદિયલ્લાહુ અન્હુ) કહે છે કે,

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિયલ્લાહુ અન્હુ)એ ફરમાવ્યું કે,

- 'દરેક અઠવાડિયે એક વખત વઅઝ કહ્યા કરો, અને બે વખત કરી શકતા હોય, યા ત્રણ વખત કરી શકતા હો (તો કરો), પરંતુ ત્રણ વખતથી વધારે વઅઝ ન કહેશો.
- અને કુર્આનથી લોકોને નફરત થાય એવું ન કરશો.

○ અને એવું ન થાય કે તમે લોકોની પાસે પહોંચો તે વખતે તેઓ પોતાની વાતમાં મશગૂલ હોય અને તમે પોતાની વઅઝ શરૂ કરી દો, અને તેઓની વાતને કાપી નાંખો. જો તમે એવું કરશો તો તેઓને વઅઝ અને નસીહતથી નફરત કરનારા બનાવી દેશો. એવા મોકા પર ખામોશી અપનાવો અને જયારે તેઓની અંદર (તમારી વાત સાંભળવાની) ખ્વાહિશ જુઓ અને તેઓ તમારાથી માંગણી કરે તો પછી વઅઝ કહો.

○ અને જુઓ ! કાવ્યમય અને પ્રાસમય (અલંકારિક) ઈબારતો બોલવાથી બચો, કારણકે મેં નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અને તેમના સહાબા (રદિયલ્લાહુ અન્હુમ અજમઈન)ને જોયાં કે, તેઓ તકલ્લુફ (કૃત્રિમતા)ની સાથે વાકય રચનાઓ નહીં કરતા હતા.'

['બુખારી']

## દુનિયાની મુહબ્બત અને મોતથી ભાગવું

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈર્શાદ છે કે,

'મારી ઉમ્મત પર તે વખત આવનારો છે જયારે બીજી કોમો તર લુકમો સમજીને તમારા પર એવી રીતે તૂટી પડશે જેવી રીતે ખાનારાઓ દસ્તરખ્વાન પર તૂટી પડે છે !'

કોઈએ પૂછયું કે,

'યા રસૂલલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ !

શું તે વખતે અમારી સંખ્યા એટલી બધી ઓછી થઈ જશે કે અમને ગળી જવા માટે કોમો એક થઈને અમારા પર તૂટી પડશે ?!'

ઈર્શાદ ફરમાવ્યો કે,

'ના. ત્યારે તમારી સંખ્યા ઓછી ન હશે. અલબત્ત, તમે પાણીના પ્રવાહમાં વહેનારા તણખલાની જેમ વજનવિહીન હશો અને તમારા દુશ્મનોના દિલોમાંથી તમારો રોબ (ધાક) નીકળી જશે અને તમારા દિલોમાં બુઝદિલી (કાયરતા) અને પસ્તહિમ્મતી (ડરપોકપણું) પયદા થઈ જશે.'

એ (સાંભળીને) એક આદમીએ પૂછયું કે,

'આ બુઝદિલી (કાયરતા) કેમ પયદા થઈ જશે ?'

ફરમાવ્યું કે,

'એ કારણે કે, તમે દુનિયાથી મુહબ્બત કરવા લાગશો અને મોતથી ભાગવા અને નફરત કરવા લાગશો'

['અબૂ દાવૂદ', 'મઆરિફુલ હદીસ']

હઝરત અનસ (રદિયલ્લાહુ અન્હુ) ફરમાવે છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે,

'એક જમાનો લોકો પર એવો આવશે જેમાં દીન પર સબર કરનાર શખ્સ તે આદમીના જેવો હશે જેણે પોતાની મુઠઠીમાં અંગારો લઈ લીધો હોય (અર્થાત જેવી રીતે અંગારાને હાથમાં રાખવો મુશ્કેલ છે તે જ રીતે દીન પર કાયમ રહેવું પણ મુશ્કેલ હશે.)'

['તિરમિઝી', 'મિશ્કાત']

## અર્થસભર અને મહત્વની નસીહતો તથા વસિયતો

હઝરત અબૂ હુરયરહ (રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'મને મારા રબે (પરવરદિગારે) આ નવ વાતોનો ખાસ તૌર

પર હુકમ ફરમાવ્યો છે :–

(૧) એક અલ્લાહથી ડરવું, ખાનગીમાં અને જાહેરમાં.

(૨) અદલ અને ઈન્સાફની વાત કહેવી, ગુસ્સામાં અને રઝામંદી (પ્રસન્નતા)માં.

[અર્થાત એવું ન થાય કે, જયારે કોઈનાથી નારાઝ હોય અને તેના પર ગુસ્સે હોય ત્યારે તેનો હક મારે અને તેની સાથે બેઈન્સાફી (અન્યાય) કરવામાં આવે.]

અને જયારે કોઈનાથી દોસ્તી અને રઝામંદી (પ્રસન્નતા) હોય ત્યારે તેની નકામી હિમાયત અને તરફદારી કરવામાં આવે બલ્કે હરેક હાલતમાં અદલ અને ઈન્સાફ તથા સમતોલનનો માર્ગ અપનાવવો જોઈએ.

(૩) અને હુકમ ફરમાવ્યો મધ્યમ માર્ગ પર કાયમ રહેવાનો. ગરીબી અને નાદારી તેમજ વિપુલતા અને દૌલતમંદી, બંને હાલતોમાં.

[અર્થાત જયારે અલ્લાહ તઆલા નાદારી અને ગરીબી આપે ત્યારે બેસબરી અને પરેશાનહાલી જાહેર ન થાય. વળી જયારે તે વિપુલતા અને ખુશહાલી આપે ત્યારે બંદો પોતાની હકીકતને ભૂલીને ગુરૂર (ઘમંડ) અને સરકશી કરવા ન માંડે.

મતલબ કે, આ બંને કસોટીની હાલતોમાં, આમ–તેમ થવાથી બચવું જોઈએ અને પોતાની મધ્યમ ચાલ–ચલગત રાખવી જોઈએ. એ જ તે મધ્યમ માર્ગ છે જેનો અલ્લાહ તઆલાએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને હુકમ ફરમાવ્યો છે.]

આગળ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફરમાવે છે કે,

(૪) અને મને હુકમ ફરમાવ્યો કે,

હું તે સગાં–સંબંધીઓની સાથે રિશ્તો જોડું અને તેમની સગાઈના હકોને સારી રીતે અદા કરું જેઓ મારી સાથે સગાઈ–સંબંધ તોડે અને મારી સાથે બદસુલૂકી (દુરાચાર) કરે.

(૫) અને એ કે,

હું તે લોકોને પણ આપું જેઓએ મને મહરૂમ (વંચિત) રાખ્યો હોય, તેમજ મારો હક મને ન આપ્યો હોય.

(૬) અને એ કે,

હું તે લોકોને માફ કરી દઉં જેમણે મારા પર જુલ્મ કર્યો હોય અને મને સતાવ્યો હોય.

(૭) મને હુકમ આપ્યો છે કે,

મારી ખામોશીમાં વિચારશીલતા હોય.

[અર્થાત જયારે હું ખામોશ હોઉં ત્યારે વિચારવાની વાતો વિચારું અને જે ચીજો વિચારવાને લાયક છે તેના પર વિચાર અને ચિંતન–મનન કરું. દાખલા તરીકે અલ્લાહ તઆલાની સિફાત (ગુણો અને લક્ષણો) તેમજ એની આયાત (નિશાનીઓ).

દાખલા તરીકે એ કે, મારી સાથે અલ્લાહ તઆલાનો મુઆમલો શું છે અને તેનો મને શું હુકમ છે. તથા મારો મુઆમલો અલ્લાહની સાથે અને તેના અહકામની સાથે શું છે ? અને શું હોવો જોઈએ ? મારો અંજામ શું થનાર છે ? અને દાખલા તરીકે એ કે, અલ્લાહ તઆલાના ગાફિલ બંદાઓને અલ્લાહની સાથે કેવી રીતે જોડવામાં આવે ? મતલબ કે ખામોશીમાં આ પ્રકારના વિચારો હોય.]

(૮) અને મને આ હુકમ આપ્યો છે કે

મારી વાતચીત ઝિક્ર હોય.

(અર્થાત હું જયારે પણ બોલું અને જે કંઈ પણ બોલું તેનો અલ્લાહથી સંબંધ હોય, ભલે એ રીતે કે, તે અલ્લાહની સના અને સિફત હોય, યા તેના અહકામની તા'લીમ અને તબ્લીગ હોય, યા એવી રીતે કે તેમાં અલ્લાહના અહકામ અને હદોની કાળજી અને સંભાળ હોય. આ બધી સૂરતોમાં જે વાતચીત થશે તે 'ઝિક્ર' ના પ્રકારમાંથી હશે.)

(૯) મને હુકમ છે કે,

મારી નજર ઈબ્રતવાળી નજર હોય.

(અર્થાત હું જે ચીઝને જોઉં તેનાથી સબક અને ઈબ્રત હાસિલ કરું.)

અને લોકોને હુકમ કરું સારી વાતોનો.

['મઆરિફુલ હદીસ', 'રઝીન']

હઝરત મઆઝ ઈબ્ને જબલ (રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે (એક વખતે) મને દસ વાતોની નસીહતો ફરમાવી.

ફરમાવ્યું કે :–

(૧) અલ્લાહની સાથે કોઈને શરીક ન કરો, ભલે ને તમને કતલ કરી દેવામાં આવે.

(૨) પોતાના મા–બાપની નાફરમાની ન કરો, ભલે ને તેઓ તમને હુકમ આપે કે, પોતાના ઘરબાર, બાળબચ્ચાંઓ અને ધન–દૌલતને છોડીને નીકળી જાઓ.

(૩) કદી એક ફર્ઝ નમાઝ પણ જાણી જોઈને ન છોડો, કારણ કે જેણે એક ફર્ઝ નમાઝ જાણી જોઈને છોડી દીધી તેના માટે અલ્લાહનો વાયદો અને જવાબદારી રહ્યાં નથી.

(૪) હરગિઝ કદી શરાબ ન પીઓ, કારણ કે શરાબ પીવું તમામ બૂરાઈની જડ અને બુનિયાદ (પાયો) છે. (એટલા જ માટે એને બૂરાઈની જનેતા (માતા) કહેવામાં આવી છે.)

(૫) હરેક ગુનાહથી બચો, કારણ કે ગુનાહના કારણે અલ્લાહ તઆલાનો ગુસ્સો ઊતરે છે.

(૬) જિહાદના મોરચા પરથી પીઠ ફેરવીને ન ભાગો, ભલેને મરેલાંઓનો ઢગ ખડકાતો હોય.

(૭) અને જયારે તમે કોઈ જગાએ લોકોની સાથે રહેતા હોય, અને ત્યાં કોઈ ત્બાઈ મર્ઝ (રોગચાળો) ફાટી નીકળવાથી મોતની લંગાર લાગી હોય, તો તમે ત્યાં જ મકકમતાથી જામેલા રહો. (જાન

બચાવવાના ખ્યાલથી ત્યાંથી ન ભાગો.)

(૮) પોતાના ઘરવાળા અને બાલબચ્ચાં પર પોતાની શકિત અને હેસિયત પ્રમાણે ખર્ચ કરો.

(ન કંજુસાઈ કરો કે પૈસા પાસે હોવા છતાં તેમને તકલીફ થાય. વળી ખર્ચ કરવામાં પોતાની હેસિયતથી આગળ પણ ન વધો.)

(૯) અને અદબ (શિસ્ત અને સંસ્કાર) શીખવવા માટે તેમના પર (પ્રસંગોપાત જરૂરત પ્રમાણે) સખ્તી પણ કરતા રહો.

(૧૦) અને તેઓને અલ્લાહથી ડરાવ્યા પણ કરો.

['મુસ્નદે અહમદ', 'મઆરિફુલ હદીસ']

હઝરત અબૂ અય્યૂબ અન્સારી (રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે,

એક શખ્સ હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખિદમતમાં હાજર થયો અને અરજ કરી કે,

'મને ટૂંકમાં નસીહત ફરમાવો !'

(જેથી યાદ રાખવું આસાન થાય.)

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે,

○ (એક વાત તો આ યાદ રાખો કે)

જયારે તમે નમાઝના માટે ઊભા થાઓ ત્યારે તે શખ્સના જેવી નમાઝ પઢો જે સૌને અલવિદાઅ કહેનારો અને સૌથી રુખ્સત થવામાં છે. (અર્થાત દુનિયાથી વિદાય થનાર આદમીની જેવી નમાઝ હોવી જોઈએ.) તમે દરેક નમાઝ એવી જ પઢવાની કોશિશ કરો.

○ (અને બીજી આ વાત યાદ રાખો કે)

એવી કોઈ વાત જબાનથી ન કાઢો જેની કાલે તમારે માફી માંગવી પડે અને જવાબ આપવો પડે.

(અર્થાત વાત કરતી વખતે હંમેશા એનો ખ્યાલ રાખો કે એવી

વાત મોઢાંથી ન નીકળે જેનો જવાબ કોઈની આગળ આ દુનિયામાં કે કિયામતના દિવસે અલ્લાહની સામે આપવો પડે.)

○ (અને ત્રીજી વાત આ યાદ રાખો કે)

આદમીઓની પાસે અને તેઓના હાથમાં જે કંઈ નજર આવે છે. તેનાથી પોતાને બિલકુલ માયૂસ (નિરાશ) કરી લો.

(અર્થાત તમારી ઉમ્મીદો અને ધ્યાનનું કેન્દ્ર માત્ર રબ્બુલ આલમીન હોવું જોઈએ અને મખ્લૂકના તરફથી પોતાની ઉમ્મીદો અને આશાઓને બિલકુલ સમેટી લો.)

['મુસ્નદે અહમદ', 'મઆરિફુલ હદીસ']

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

○ 'હું તમને અલ્લાહ તઆલાથી ડરવાની તેમજ અમીરે વકતના હુકમને સાંભળવાની તથા પાલન કરવાની વસિયત કરું છું, ભલે ને તે હાકિમ હબસી ગુલામ જ કેમ ન હોય.'

○ તમારામાંથી જે શખ્સો મારા પછી જીવતા રહેશે, ટૂંકમાં જ તેઓ ભારે ઈખ્તિલાફને જોશે. એવા સમયે તમે મારા અને મારા તા'લીમ તેમજ હિદાયત પામેલા ખલીફાઓના તરીકાઓને લાઝિમ પકડજો, અને તે તરીકાઓને ખૂબ મજબૂત પકડજો, બલ્કે દાંતોથી પકડજો તથા બિદઅતોથી બચતા રહેજો, કારણકે, દરેક નવું કામ (દીનમાં જેની કોઈ શરઈ સનદ ન હોય) તે બિદઅત છે અને દરેક બિદઅત ગુમરાહી છે.

['મિશ્કાત', 'મઆરિફુલ હદીસ']

હઝરત મઆઝ (રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે,

મેં એક દિવસે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી અરજ કરી કે,

'હઝરત! મને એવો અમલ બતાવી દો, જેના કારણે હું જન્નતમાં પહોંચી જાઉં અને મને દોઝખથી દૂર કરી દેવામાં આવે.'

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'તમે ઘણી મોટી વાત પૂછી છે, પરંતુ (મોટી અને ભારે

હોવા છતાં) એ તે બંદાના માટે આસાન છે જેના માટે અલ્લાહ તઆલા એને આસાન કરી દે (અને તૌફીક આપે.)

સાંભળો !

સૌથી મોખરેની વાત તો એ છે કે, દીનની તે પાયાની જરૂરતોને ફિકર અને કાળજીપૂર્વક અદા કરો :–

- અલ્લાહની ઈબાદત કરો.
- તેની સાથે કોઈને શરીક ન કરો.
- સુંદર તરીકાઓ અને દિલના ધ્યાન પૂર્વક નમાઝ અદા કરતા રહો.
- ઝકાત આપતા રહો.
- રમઝાનના રોઝહ રાખ્યા કરો.
- બૈતુલ્લાહની હજ્જ કરો.

તે પછી ફરમાવ્યું કે,

'હું તમને ખયર (ભલાઈ)ના દરવાજાઓ પણ બતાવી દઉ ?'

(એટલે કે જે કંઈ આપે બતાવ્યા એ તો ઈસ્લામના અરકાન અને ફરાઈઝ હતા.)

એ પછી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'તમે ચાહો તો હું તમને ખયરના બીજા દરવાજાઓ બતાઉ ?'

(કદાચ એનાથી આપતો હેતુ નફિલ ઈબાદત હતી એટલે હઝરત મઆઝ (રદિ.)ની તલબ (જિજ્ઞાસા) જોઈને તેમનાથી ફરમાવ્યું કે,)

- 'રોઝહ (ગુનાહોથી અને દોઝખની આગથી બચાવનારી) આડ અને ઢાલ છે.
- સદકહ ગુનાહને (અને ગુનાહથી પેદા થનારી આગને) એવી રીતે બુઝાવી દે છે જેવી રીતે પાણી આગને બુઝાવી દે છે.
- મધ્ય રાત્રીની નમાઝ (અર્થાત તહજ્જુદની નમાઝની પણ એ જ હાલત છે તથા ખયરના દરવાજાઓમાં એનું સ્થાન ખાસોમાં પણ ખાસ છે.)'

તે પછી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે (તહજ્જુદ અને સદકહની

ફઝીલતના સિલસિલામાં) સૂરએ 'સિજદહ'ની આ આયત પઢી :–

**'ત-ત-જાફા જુનૂબુહુમ અનિલ મદાજિઈ યદઊ-ન રબ્બહુમ ખવફંવ વ ત-મ-અંવ વ મિમ્મા રઝકનાહુમ યુન્ફિકૂન. ફલા તઅલમુ નફસુમ મા ઉખ્ફિ-ય લહુમ મિનકુર્રતિ અઅયુનિન જઝાઅમ બિમાકાનૂ યઅમલૂન.'**

**ભાવાર્થ :**

રાત્રે તેમના પડખાં બિછાણાંઓથી અળગાં રહે છે (નમાઝ કે અન્ય અઝકારના માટે), તેઓ પોતાના પરવરદિગારને (સવાબની) આશા અને (અઝાબના) ખૌફથી પોકારે છે, અને જે કંઈ અમે તેઓને આપ્યું છે તેમાંથી ખર્ચ કરે છે. તો એવા લોકોના માટે જે કંઈ આંખોની ઠંડક (નો સામાન) ગુપ્ત રાખવામાં આવ્યો છે તેની કોઈને ખબર નથી, જે કંઈ તેઓ કરતા હતા તેનો આ બદલો છે.

**[સૂરએ 'સિજદહ', આયત : ૧૬, ૧૭]**

તે પછી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'શું હું તમને મુઆમલહનું (અર્થાત દીનનું) શિર અને તેનો ઉમૂદ અર્થાત સ્થંભ તેમજ તેનું શિખર બતાવી દઉ ?'

(હઝરત મઆઝ રદિયલ્લાહુ અન્હુ કહે છે કે :–)

મેં અરજ કરી કે,

'હઝરત ! જરૂર બતાવી દો !'

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

- 'દીનનું શિર ઈસ્લામ છે.
- એનો સ્થંભ નમાઝ છે અને
- એનું શિખર જિહાદ છે.'

ફરી પાછું આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'શું હું તમને તે ચીઝ પણ બતાવી દઉ જેના પર જાણે આ બધાંનો આધાર છે (અને જેના વગર આ બધું તુચ્છ અને વજનવિહીન છે) ?'

(મઆઝ રદિયલ્લાહુ અન્હુ કહે છે કે :–)

મેં અરજ કરી કે,

'હઝરત ! તે ચીઝો પણ જરૂર બતાવી દો !'

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે પોતાની જીભ પકડી અને ફરમાવ્યું કે,

'આને રોકો !'

(અર્થાત પોતાની જીભને કાબૂમાં રાખો, એ ચાલવામાં નિર્ભય અને અમર્યાદ ન થઈ જાય.)

(મઆઝ રદિયલ્લાહુ અન્હુ કહે છે કે :–)

મેં અરજ કરી કે,

'હઝરત ! અમે જે વાતો કરીએ છીએ, શું એના માટે પણ અમારી પૂછપરછ થશે ?'

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'હે મઆઝ ! તને તારી માતા જન્મ ન આપતે !'

(અરબી મુહાવરા પ્રમાણે અહીં આ પ્યારનું વાક્ય છે.)

આદમીઓને દોઝખમાં તેઓના મુખભેર યા ફરમાવ્યું કે તેઓના નાકોના ભેર (અધિકતર) તેઓની જીભોની નિડર અને નિર્ભય વાતો જ નંખાવશે.

['મુસ્નદે ઈમામ અહમદ', 'જામિઅ તિરમિઝી', 'સુનને ઈબ્ને માજહ', 'મઆરિફુલ હદીસ']

હઝરત અનસ (રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે અબૂઝર ગિફારી (રદિયલ્લાહુ અન્હુ)ને સંબોધીને ફરમાવ્યું કે,

'શું હું એવી બે ખસલતો (આદતો) ન બતાઉં જે પીઠ પર ઘણી હલકી છે (તેને અપનાવવામાં આદમી પર કંઈ વધારે બોજ નથી પડતો) અને અલ્લાહના ત્રાજવામાં તે ઘણી ભારી થશે ?'

અબૂઝર (રદિયલ્લાહુ અન્હુ) કહે છે કે,

મેં અરજ કરી કે,

'યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) !

તે બંને ખસલતો જરૂર બતાવી દો !'

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'(એક) વધારે ખામોશ રહેવાની આદત,

અને બીજી હુસ્ને અખ્લાક (સુસંસ્કારી વર્તન).

કસમ તે પાક ઝાતની જેના કબ્જામાં મારી જાન છે,

મખ્લૂકાતના આ'માલમાં આ બંને ચીઝો અજોડ છે.'

['બયહકી', 'મઆરિફુલ હદીસ']

ઈમરાન ઈબ્ને હત્તાન તાબિઈ (રહમતુલ્લાહિ અલયહ)થી રિવાયત છે કે,

હું એક દિવસે હઝરત અબૂઝર ગિફફારી (રદિયલ્લાહુ અન્હુ)ની ખિદમતમાં હાજર થયો તો મેં તેમને મસ્જિદમાં એ હાલતમાં જોયા કે, એક કાળી કમલી લપેટીને બિલકુલ એકલા બેઠેલા છે.

મેં અરજ કરી કે,

'હે અબૂઝર (રદિયલ્લાહુ અન્હુ) !

આ એકલતા અને એકાગ્રતા કેવી છે ?'

(અર્થાત આપે આ રીતે એકલા અને સૌથી અલગ રહેવાનું શા માટે અપનાવ્યું છે ?)

તેમણે જવાબ આપ્યો કે,

'મેં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી સાંભળ્યું છે કે :–

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફરમાવતા હતા કે,

'બૂરા સાથીઓની સાથે બેસવા કરતાં એકલા રહેવું સારું છે અને સારા સાથીની સાથે બેસવું એકલતાના કરતાં બેહતર છે. અને કોઈને સારી વાતો બતાવવી ખામોશ રહેવા કરતાં બેહતર છે અને બૂરી વાતો બતાવવા કરતાં બેહતર ખામોશ રહેવું છે.'

['બયહકી', 'મઆરિફુલ હદીસ']

હઝરત અબૂઝર ગિફફારી (રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે,

મને મારા મહબૂબ દોસ્ત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે સાત વાતોનો ખાસ તૌર પર હુકમ ફરમાવ્યો :–

(૧) મિસ્કીનો અને ગરીબોથી મુહબ્બત રાખવાનો અને તેમની નજીક રહેવાનો.

(૨) દુનિયામાં તે લોકો પર નજર રાખો જેઓ તારા કરતાં નીચા દરજ્જાના છે.

(અર્થાત જેમની પાસે દુન્યવી જિંદગીનો સામાન તારા કરતાં પણ ઓછો છે.)

અને તેઓ પર નજર ન કરો જેઓ તારા કરતાં ઉપરના દરજ્જાના છે.

(અર્થાત જેમની પાસે દુન્યવી જિંદગીનો સામાન તારા કરતાં વધારે છે.)

(બીજી કેટલીક હદીસોમાં છે કે : એ પ્રમાણે કરવાથી બંદામાં સબર અને શુક્રની સિફત પેદા થાય છે અને એ દેખીતું પણ છે.)

(૩) પોતાના સગાં–સંબંધીઓની સાથે સિલહરહમી (ઉદાર વર્તન) કરો અને સગાઈ સંબંધને જોડો.

(અર્થાત તેઓની સાથે એવા વર્તન અને વ્યવહાર કરો જે પોતાના સ્નેહીઓ અને સગાં–સંબંધીઓની સાથે કરવાં જરૂરી છે.) ભલેને તેઓ (એવું વર્તન) તમારી સાથે ન કરે.

(૪) કોઈ આદમીથી કોઈ ચીઝ ન માંગો.

(અર્થાત પોતાની દરેક જરૂરતના માટે અલ્લાહ તઆલાના જ સામે હાથ ફેલાવો અને તેના સિવાય કોઈના દરવાજાના ભિખારી ન બનો.)

(૫) દરેક મોકા પર હક વાત કરો, ભલેને તે લોકોને કડવી લાગે.

(અને તેઓની ઈચ્છાઓ અને આકાંક્ષાઓની વિરુધ્ધ હોવાના

કારણે તેમને બૂરી લાગે.)

(૬) અલ્લાહના રસ્તામાં મલામત કરનારાઓ (ટીકા કરનારાઓ)ની મલામત (ટીકા)થી કદી ન ડરો.

(અર્થાત દુનિયાવાળાઓ જો કે તમને બૂરા કહે, પરંતુ તમે તે જ કહો અને તે જ કરો જે અલ્લાહનો હુકમ હોય અને જેનાથી અલ્લાહ રાઝી થાય. કોઈના બૂરા કહેવાની હરગિઝ પરવા ન કરો.)

(૭) **'લા હવ્લ વલા કુવ્વ-ત ઈલ્લા બિલ્લાહ'**

પુષ્કળ પ્રમાણમાં પઢયા કરો, કારણ કે એ સર્વ વાતો તે ખઝાનામાંથી છે જે અર્શના નીચે છે.

(અર્થાત એ તે ખઝાનાના કિંમતી ઝવેરાત છે જે અર્શે ઈલાહીના નીચે છે અને જેને અલ્લાહ જ જે બંદાઓને ચાહે છે આપે છે, કોઈ બીજાની ત્યાં પહોંચ નથી.)

**['મુસ્નદે અહમદ', 'મઆરિફુલ હદીસ']**

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદ (રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈર્શાદ ફરમાવ્યો કે,

'કિયામતના દિવસે હિસાબના માટે બારગાહે ઈલાહીમાં જયારે આદમીને રજૂ કરવામાં આવશે ત્યારે તેના પગો પોતાની જગાએથી સરકી ન શકશે, જયાં સુધી આ પાંચ ચીઝોના પ્રશ્નો પૂછી લેવામાં ન આવશે.'

(૧) પ્રથમ તેને (પૂછવામાં આવશે કે) તેણે આખી જિંદગી અને ઉંમર કયા કામોમાં વિતાવી ?

(૨) બીજો (પ્રશ્ન) તેની જુવાની (અને જુવાનીની શક્તિઓ) વિશે પૂછવામાં આવશે કે કઈ પ્રવૃત્તિઓમાં જુવાની અને તેની કુવ્વતોને બોસીદહ અને જૂની-પૂરાની કરી ?

(૩) ત્રીજો પ્રશ્ન માલદૌલતના વિશે પૂછવામાં આવશે કે, કયાંથી, કયા તરીકાઓથી અને કયા રસ્તાઓથી એને મેળવ્યો ?

(૪) અને એ દૌલતને કયા કામોમાં અને કયા રસ્તામાં ખર્ચ કરી ?

(૫) પાંચમો સવાલ એ પૂછવામાં આવશે કે, જે કંઈ ખબર હતી તેના વિશે શું અમલ કર્યો ? (અર્થાત તમારા જ્ઞાન અને ઈલ્મનો શું ઉપયોગ કર્યો ?)

['જામિઅ તિરમિઝી', 'મઆરિફુલ હદીસ']

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈર્શાદ ફરમાવ્યો કે,

'ચાર વાતો અને આદતો એવી છે કે જો તમને તે મળી જાય તો પછી દુનિયા (અને એની નેઅમતો) નાશ પામવાથી કે હાથમાં ન આવવાથી કંઈ વાંધો કે નુકસાન નથી :–

(૧) અમાનતની હિફાઝત
(૨) વાતોમાં સચ્ચાઈ
(૩) હુસ્ને અખ્લાક (સુસંસ્કારી વર્તન)
(૪) ખાવામાં કાળજી અને પરહેઝગારી

['મુસ્નદે અહમદ', 'બયહકી', 'મઆરિફુલ હદીસ']

અમ્ર ઈબ્ને મયમૂન અવદી (રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે એક શખ્સને નસીહત કરતાં ફરમાવ્યું કે,

'પાંચ હાલતોને બીજી પાંચ હાલતોના આવવા પહેલાં ગનીમત જાણો અને તેનાથી જે લાભ મેળવવા ચાહો તે લઈ લો :–

(૧) ગનીમત જાણો જુવાનીને ઘડપણ આવવાથી પહેલાં.
(૨) ગનીમત જાણો તંદુરસ્તીને બીમારીથી પહેલાં.
(૩) ગનીમત જાણો ખૂશહાલી અને ફરાખદસ્તી (છુટા હાથે નાણા ખર્ચ કરવાની શકિત)ને નાદારી અને તંગદસ્તી (નિર્ધનતા)થી પહેલાં.
(૪) ગનીમત જાણો ફુરસદ અને ફરાગત (નિવૃત્તિ)ને મશ્ગૂલિયત (પ્રવૃત્તિ)થી પહેલાં.
(૫) ગનીમત જાણો જિંદગીને મોત આવવાથી પહેલાં.

['જામિઅ તિરમિઝી', 'મઆરિફુલ હદીસ']

# ઔરતોને નસીહત

ઈબ્ને ઉમર (રદિયલ્લાહુ અન્હુ) રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી રિવાયત ફરમાવે છે કે,

આપે એક વખત ફરમાવ્યું કે,

'હે ઔરતોની જમાઅત ! તમે (ખાસ તૌર પર) સદકહ આપ્યા કરો અને વધારે ઈસ્તિગફાર કર્યા કરો, કારણ કે દોઝખીઓમાં વધારે સંખ્યા મેં ઔરતોની જોઈ છે !'

તેઓમાંથી એક હોશિયાર ઔરત બોલી કે,

'યા રસૂલલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ! અમે શું કુસૂર (અપરાધ) કર્યો કે અમે દોઝખમાં વધારે જઈશું ?'

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'તમને (આપસમાં વાતચીત કરવામાં) લા'નત કરવાની વધારે આદત હોય છે. વળી તમે પોતાના શવહર (પતિ)ની પણ ઘણી નાશુક્રી કરો છો. મેં તમારા જેવી દીન અને અકલમાં નાકિસ (અધૂરી) હોવા છતાં એક દાનિશમંદ (અકકલવાન) શખ્સ પર ગાલિબ થઈ જનારી (વર્ચસ્વ મેળવી લેનારી) કોઈને જોઈ નથી.'

['બુખારી', 'મુસ્લિમ', 'તર્જુમાનુસ્સુન્નહ']

# નઝર (માનતા માનવી)

હઝરત ઈમરાન ઈબ્ને હસીન (રદિયલ્લાહુ અન્હુ) ફરમાવે છે,

મેં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને ફરમાવતા સાંભળ્યા કે,

નઝર (માનતા) બે પ્રકારની છે :–

- એક તો તે નઝર જે અલ્લાહ તઆલાની બંદગી અને ઈબાદતના માટે માનવામાં આવે. તેને પૂરી કરવી જરૂરી છે, કારણ કે એ ખાલિસ (માત્ર) અલ્લાહ તઆલાના માટે છે.
- બીજી નઝર (માનતા) તે છે જે અલ્લાહ તઆલાની નાફરમાની અને ગુનાહના માટે કરવામાં આવે. આ નઝર (માનતા) શૈતાનના માટે છે અને એને પૂરી કરવી જાઈઝ નથી તેમજ આ પ્રકારની કસમનો કફફારો આપે, જે કસમનો કફફારો આપવામાં આવે છે.

['નસાઈ', 'મિશ્કાત']

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિયલ્લાહુ અન્હુ) ફરમાવે છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'જે શખ્સ કોઈ ગયર મુઅય્યન (અચોકકસ) ચીજની નઝર (માનતા) માને તો તેનો કફફારો કસમનો કફફારો છે અને જે શખ્સ કોઈ ગુનાહની નઝર (માનતા) માને તેનો કફફારો કસમનો કફફારો છે અને જે શખ્સ એવી ચીજની નઝર (માનતા) માને જેને પૂરી કરવી તેના માટે શકય નથી તો તેનો કફફારો કસમનો કફફારો છે અને જે શખ્સ એવી ચીજની નઝર (માનતા) માને જેને તે પૂરી કરી શકે તો તેને પૂરી કરે.'

['અબૂ દાવૂદ', 'ઈબ્ને માજહ', 'મિશ્કાત']

## કસમ (પ્રતિજ્ઞા)

હઝરત ઈબ્ને ઉમર (રદિયલ્લાહુ અન્હુ) ફરમાવે છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું છે કે,

'જે શખ્સે કસમ ખાધી અને તેની સાથે ''ઈન્શા અલ્લાહુ તઆલા'' પણ કહ્યું (તો કસમના ખિલાફ કરવામાં) તેના પર ગુનાહ નથી.'

['તિરમિઝી', 'અબૂ દાવૂદ', 'નસાઈ']

હઝરત ઈબ્ને ઉમર (રદિયલ્લાહુ અન્હુ) ફરમાવે છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું છે કે,

'જે શખ્સે ગયરુલ્લાહની કસમ ખાધી તેણે શિર્ક કર્યું.'

['તિરમિઝી', 'મિશ્કાત']

## ફાલ

હઝરત અબૂ હુરયરહ (રદિયલ્લાહુ અન્હુ) ફરમાવે છે કે,

મેં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને ફરમાવતા સાંભળ્યા છે કે,

'બદશગૂની (અપશુકન) કોઈ ચીજ નથી. બેહતરીન ચીજ ફાલે નેક છે.'

લોકોએ અરજ કરી કે,

'ફાલ શું ચીજ છે ?'

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'તે સારો કલિમહ (શુભ શબ્દ) જેને તમારામાંથી કોઈ શખ્સ કોઈ શખ્સથી યા કોઈ ઝરિયાથી સાંભળે.'

['બુખારી', 'મુસ્લિમ', 'મિશ્કાત']

હઝરત ઉરવહ ઈબ્ને આમિર (રદિયલ્લાહુ અન્હુ) ફરમાવે છે,

મેં શગૂને બદ (અપશુકન)ની વાત રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સામે કરી.

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'બેહતરીન ચીજ ફાલે નેક છે અને શગૂને બદ (અપશુકન) કોઈ મુસલમાનને તેના મકસદ અને ઈરાદાથી ન રોકે. એટલે જ્યારે તમારામાંથી કોઈ શખ્સ કોઈ એવી વાતને જુએ જેને તે

બૂરી ખ્યાલ કરે છે અર્થાત શગૂન (શુકન) તો આ કહે :

"અલ્લાહુમ્મ લા યાતી બિલ્હ-સ-નાતિ ઈલ્લા અન્ત વલા
યદફઉસ્સચ્યિઆતિ ઈલ્લા અન્ત વલા હવ્લ વલા
કુવ્વ-ત ઈલ્લા બિલ્લાહ."

['અબૂ દાવૂદ', 'મિશ્કાત']

## ખ્વાબ (સ્વપ્ન)

હઝરત અબૂ બુઝૈલ અકીલી (રદિયલ્લાહુ અન્હુ) ફરમાવે છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું છે કે,

'મોમિનનો ખ્વાબ નુબુવ્વતનો છેંતાલિસમો હિસ્સો છે અને ખ્વાબ જયાં સુધી તેને બયાન ન કરવામાં આવે પાંખોને પગો પર (અર્થાત શકિતહીન અને અસ્તિત્વહીન) હોય છે, પરંતુ જયારે તેને બયાન કરી દેવામાં આવે છે (અર્થાત જયારે તેની તા'બીર પણ બયાન કરી દેવામાં આવે) ત્યારે ખ્વાબ નિર્ધારિત થઈ જાય છે.'

રાવીનું બયાન છે કે,

મારો ખ્યાલ છે કે, આપે આ પણ ફરમાવ્યું કે,

'ખ્વાબ કોઈની સામે બયાન ન કરો, પરંતુ દોસ્ત કે અકલમંદ માણસની સામે.'

['તિરમિઝી', 'મિશ્કાત']

# ઈલ્મેદીનને શરૂ કરવાના દિવસની ફઝીલત

હદીસ શરીફમાં છે કે,

ફરમાવ્યું રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે કે,

'જે કોઈ ચાલીસ હદીસો મારી ઉમ્મતને પહોંચાડી દે તો હું ખાસ તૌર પર તેની સિફારિશ કરીશ.'

**['જામિઅ ખબર']**

હદીસ શરીફમાં આવ્યું છે કે,

'ઈલ્મ સોમવારના દિવસે તલબ કરો. એનાથી ઈલ્મ હાસિલ કરવામાં સહૂલત થાય છે.'

આ જ મઝમૂન જુમેરાતના વિષે પણ આવ્યો છે. કેટલીક હદીસોમાં બુધવારના દિવસ વિષે પણ આવ્યું છે.

હિદાયહ (કિતાબ)ના લેખકથી નકલ થયેલું છે કે,

તેઓ કિતાબ શરૂ કરાવવામાં બુધવારના દિવસની કાળજી રાખતા હતા અને ફરમાવતા હતા કે,

'જે ચીઝ બુધવારના દિવસે શરૂ કરવામાં આવે છે તે પૂર્ણતાએ પહોંચે છે.'

**['શર્હે તઅલીમુલ મુતઅલ્લિમ', 'બિહિશ્તી ઝેવર']**

# કોઈ સુન્નતને જીવંત કરવી

ફરમાવ્યું રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે,

'જયારે મારી ઉમ્મતમાં દીનનો બગાડો થઈ જાય ત્યારે જે

શખ્સ મારા તરીકાને પકડી રાખશે તેને એક સો (૧૦૦) શહીદોના બરાબર સવાબ મળશે.'

['બિહિશ્તી ઝેવર']

## નબીએ રહમત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની વસિય્યત

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું,

'હું તમારામાં એવી ચીજ છોડી જાઉં છું કે જો તમે તેને પકડી રાખશો તો ક્યારેય ન ભટકશો.

- એક તો અલ્લાહ તઆલાની કિતાબ (કુર્આન મજીદ)
- બીજી નબીની સુન્નત અર્થાત હદીસ.'

['બિહિશ્તી ઝેવર']

## (પ્રથમ ગ્રંથ સમાપ્ત)

## અગત્યની સૂચના

- ચોથા વિભાગમાં કુલ ૮ (આઠ) પ્રકરણો છે.
- પ્રકરણ : ૧ 'ઈમાનિયાત' આ પહેલા ગ્રંથમાં અહીં પૂરું થયું.
- પ્રકરણ : ૨ 'ઈબાદતો' બીજા ગ્રંથમાં લીધું છે.
- પ્રકરણ : ૩ થી ૮ ત્રીજા ગ્રંથમાં લીધાં છે.